# અખંડ આનંદ



મહાત્મા ગાંધી સ્મૃતિ અંક



સસ્તું સાહિત્ય

એક રૂપિયો







# એલ્યુમિનિયમ અને પિત્તળનાં વાસણો

વાસણોનો વિચાર આવતાંજ ક્રાઉન માર્કાની યાદ તાજી થાય છે. બનાવટની ઉત્તમતા, ઉપયોગિતા માટેનું સંશોધન, ભાવોનું વ્યાજબી-પણું અને વ્યવહારની નિયમિતતાનું એ સારું પરિણામ છે.

એલ્યુમિનિયમના વાસણો વજનમાં હલકા, જલ્દી ગરમ થાય તેવાં અને કીંમતમાં કીફાયત હોય છે કલાઈ કરવાની જરૂરજ નથી પડતી.

દુધના હાન્ડા, ટીફીન કેરીયર, કીટલી, થાળી ગ્લાસ, પ્લેટો, બદના, લોટા, ટોપ, હાન્ડી, વિગેરે કરોડો માણસો સંતોષથી વાપરે છે.

## તમારી જરૂરિયાતો માટે લખો અથવા મળો :



## જીવનલાલ (૧૯૨૯) લિમિટેડ

કલકત્તા. મુંબઈ. મદ્રાસ. [illegible]. દિલ્હી. [illegible]. રંગુન

# : અખંડ આનંદ :

## સંપાદન

* આ માસિકમા સામાન્ય જનોને ઉપયોગી થાય એવા ને મજ્કારી છતાં સાદી ભાષામા અને સરળ શૈલીમા લખાયેલા લેખ, વાર્તા, નાટિકા, નિબંધ, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન વગેરે સ્વીકારવામા આવે છે

* માસિકની પ્રસિદ્ધિ સાથે જ લેખકોને પુરસ્કાર, છપાયેલા લેખની ત્રણ પ્રતો અને અંક મોકલવામા આવે છે.

* નહિ સ્વીકારાયેલા લેખો, જો ટપાલખર્ચ મોકલવામાં આવ્યુ હોય, તો પરત કરવામા આવે છે, નહિ તો બીજે મહિને તે રદ કરવામા આવે છે.

* માસિક માટેનું દરેક લખાણ સારા અક્ષરે, શાહીથી ને કાગળની એક જ બાજુએ લખાયેલુ હોવુ જરૂરી છે પત્ર કે લેખ માટે જવાબ ઇચ્છનારે યોગ્ય ટપાલખર્ચ મોકલવુ

* તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર, નીચેને સરનામે જ કરવો. તેમ જ બદલાનાં પત્રો પણ ત્યાં જ મોકલવા

તંત્રી. 'અખંડ આનંદ'
ગુલાલવાડી, ચેટ્ટાની પાછળ,
બેરેક રોડ, મુંબઈ-૧

## વ્યવસ્થા

* આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે

* એક અઠવાડિયામા અંક ન મળે, તો ગ્રાહક નંબર લખી ખબર આપવી

* સરનામાનો ફેરફાર તરત જણાવવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.

* પત્રવ્યવહાર કરતી વખતે ગ્રાહક નંબર અવશ્ય જણાવવો

* આ માસિકનું લવાજમ (૧) સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ-૨ એ ઠેકાણે ભરી શકાશે

* લવાજમ તથા વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમદાવાદના કાર્યાલય સાથે કરવો.

* વાર્ષિક લવાજમ રૂા. ૬-૮-૦: પરદેશ માટે રૂા ૯) અથવા (શિલિંગ ૧૪) છે.

* કદ ૬॥''×૧૦''ના સુમારે ૧૬૦૦ પાનાંનું વાર્ષિક વાચન આ માસિક દ્વારા અપાશે

* પાછલા અંકો ખલાસ થયા હોવાથી જે માસમા લવાજમ મળશે તે માસથી બાર માસના ગ્રાહક તરીકે નોંધવામા આવે છે

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
પો બો ૧ ૫૦, અમદાવાદ

: સસ્તું સાહિત્ય :

# અનુક્રમ


| વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ કોણ મર્યું ? | શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા | ૧ |
| ૨ પ્રેમપન્થ | સંપાદકઃ વાલજી ગોવિંદજી દેસાઈ | ૨ |
| ૩ નિવેદન | શ્રી. સોપાન, શ્રી. મનુ સૂબેદાર | ૩ |
| ૪ બાપુની જીવનકથાનાં પાનાં | સંગ્રાહકઃ શ્રી. સોપાન | ૫ |
| ૫ વિધિનિર્મિત શુક્રવાર | શ્રી. પ્યારેલાલ | ૨૬ |
| ૬ આદેશ અને ઉપદેશ | પૂ. ગાંધીજી | ૩૭ |
| ૭ સંભવામિ યુગે યુગે | શ્રી. મધુકર રાંદેરિયા | ૫૫ |
| ૮ અવતારવાણી | ધર્મગ્રંથો | ૮૪ |
| ૯ સત્યવીર સૉક્રેટિસ | શ્રી. રામનારાયણ ના. પાઠક | ૯૫ |
| ૧૦ ગાંધીતીર્થની યાત્રાએ | શ્રી. જી. રામચંદ્રન | ૧૦૩ |
| ૧૧ પત્રપ્રસાદ | શ્રી. વાલજી ગોવિંદજી દેસાઈ | ૧૦૯ |
| ૧૨ પારસમણિના સ્પર્શે | સંપાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રા. શુક્લ | ૧૧૦ |
| [લેખકોઃ મિસિસ પોલી ગ્રેહામ પોલાક, અમૃતલાલ વિ. ઠક્કર, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, રવિશંકર મહારાજ, પંડિત સુખલાલજી, કાકા કાલેલકર, નરહરિ પરીખ, છગનલાલ નથુભાઈ જોશી, રાવજીભાઈ નાથાભાઈ પટેલ, પરીક્ષિતલાલ મજમુદાર, કુમારી વનમાળા નરહરિ પરીખ, નારાયણ મહાદેવ દેસાઈ.] | | |
| ૧૩ દરિદ્રનારાયણ બાપુ | શ્રી. મધુભાઈ પટેલ | ૧૨૬ |
| ૧૪ બાપુની જીવનકલા | શ્રી. ઘનશ્યામદાસ બીરલા | ૧૨૭ |
| ૧૫ શબ્દો અધૂરા પડ્યા | ગુજરાતના કવિઓ | ૧૩૫ |
| [કરસનદાસ માણેક, મનુઃસુખલાલ ઝવેરી, સ્નેહરશ્મિ, ઉમાશંકર જોષી, દુલેરાય કારાણી, ગોપાલન, અરુણોદય જાની, નાથાલાલ દવે, 'શશિન્ ઓઝા.'] | | |
| ૧૬ પ્રેમભક્તિની અંજલિ | | ૧૪૭ |
| ૧૭ જીવનયાત્રાનાં સીમાચિહ્નો | | ૧૫૯ |
| ૧૮ સંસ્થા–સમાચાર | કાર્યાલય | ૧૬૫ |



સરતું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી, તંત્રી: સોપાન

મુદ્રક ને પ્રકાશક: ત્રિભુવનદાસ લ૦ ઠક્કર

મુદ્રણ અને પ્રકાશન સ્થાન: સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ–અમદાવાદ



મળાયું ન મળાયું સૌને માફામાફ કે'જો,
ને રુદિયામાં રાખી રામ રે'જો હોજી!

# પ્રેમપન્થ

યોજન ૩

**શ્રી. વાલજી ગોવિંદજી દેસાઈ**

[આ ઉતારા બાપુનાં લખાણોમાંથી વીણેલા છે. એ બહાર પડ્યાનું વિક્રમસંવતનું વર્ષ છેડે કાઉંસમાં આપ્યું છે. દે. વા.]

## મૃત્યુ અને અમરપણું

(ક)

મૃત્યુ કોઈ પણ રીતે આવે તોય કલ્યાણકારી છે; પણ સ્વધર્મ અર્થાત સત્યને કારણે જે મરે છે તે વીરપુરુષનું તો તે એવડું કલ્યાણ કરે છે. મૃત્યુ કોઈ રાક્ષસ નથી, પણ પરમમિત્ર છે. એ આપણને પીડાથી મુક્ત કરે છે; આપણામાં રહેલી આસુરી સંપત્તિની સામે



આ પણને સહાય થાય છે; આપણને નિત્યનવી તક તથા આશા આપે છે; મીઠી સાકર જેવી નિદ્રાની પેઠે આપણો થાક ઉતારે છે. કોઈ મિત્ર મરી જાય તો શોક કરવાની રૂઢિ છે, પણ ધર્મને કારણે જે પોતાના શરીરની આહુતિ આપે છે તે પુરુષના સંબંધમાં આ રૂઢિ ખોટી છે (૧૯૮૩).

(ખ)

મારી આગળ શું કામ લેવું તે ભગવાન જાણે છે. એના કામને સારુ એને મારો ખપ હશે તે કરતાં એક ક્ષણ વધારે એ મને જીવવા દેશે નહિ (૧૯૬૪).

(ગ)

જન્મ અને જીવન ધીમા તથા ચાલુ વિકાસરૂપ છે, તેમ સનાતન સત્યરૂપ મૃત્યુ પલટારૂપ છે. જેમ જીવન તેમ જ મરણ માણસની પ્રગતિને સારુ આવશ્યક છે (૧૯૭૮).

# નિવેદન

'અખંડ આનંદ' ને અમે વિશાળ અર્થમા ધર્મનું માસિક કહ્યુ છે એનો હેતુ માનવજીવનમા ધર્મભાવના પ્રેરી, પરમાર્થબુદ્ધિ કેળવી, અખંડ આનંદની પ્રાપ્તિના માર્ગો દર્શાવવાનો છે તંત્રી કે સંચાલકનું એ ગજું નથી અને યોગ્યતા પણ નથી, એ કાર્ય તો આપણા દેશના સંતો, લોકસેવકો, અભ્યાસીઓ, સાહિત્યકારો ઇત્યાદિની વાણીનુ વાહન બનીને 'અખંડ આનંદ' કરે છે આજે એવા સૌના શિરોમણિ પરમ પૂજ્ય ગાંધીજી આપણી વચ્ચેથી ચાલ્યા ગયા ત્યારે 'અખંડ આનંદ' એમને વંદના કરવા અને એના વાચકોને એ સૂર્ય સમા તેજસ્વી મહાપુરુષના જીવનની સ્વલ્પ ઝાંખી કરાવવા લલચાય એ સ્વાભાવિક છે, એ એનું કર્તવ્ય પણ છે.

ગાંધીજીનું જીવન ધર્મની રક્ષા અર્થે હતું, એમનું મૃત્યુ પણ ધર્મરક્ષા કરતાં જ થયું હિંદુધર્મનાં ઉદ્ધાર અર્થે તેઓ અવતાર ધરીને આવ્યા હતા એમ કહેવામાં લેશમાત્ર અતિશયોક્તિ નથી, છતાં આપણે અવતારોને માત્ર પૂજીને સંતોષ માની લઈએ છીએ એટલે એમ કહેતાં સહેજ સંકોચ રહે છે ગાંધીજી આપણી વચ્ચે એક માનવી-ની પેઠે રહ્યા છે

ભાઈ ત્રિભોવનદાસ-
સ્વામીજી થયા.
ગુજરાતને આપેલું
[illegible]

બાપુના
આશીર્વાદ

એમને એક નહિ, એક કોટિ વંદન કરીએ, પરંતુ વંદન માત્રથી આપણને કશું મળે નહિ અને એમને ય સંતોષ થાય નહિ. ગાંધીજીને શાથી સંતોષ થાય એ સમજવાનું કઠિન નથી જ આ અંકનાં પાનાંઓમા જે રજૂ કર્યું છે તે તો એક કણી જેટલું જ છે છતાં તેમાંથી યે વાચકને તો ગાંધીજીના જીવનનું રહસ્ય અને એ જીવનનો સંદેશ મળી રહેશે

પરમ પૂજ્ય બાપુના આ સંસ્થા ઉપર આશીર્વાદ હતા. સદ્ગત ભિક્ષુ અખંડાનંદની પ્રવૃત્તિ તરફ બાપુ ધ્યાન રાખતા સ્વામીજીની અવસાનવેળાએ અને તે પછી પૂજ્ય

બાપુએ શ્રી. ત્રિભુવનદાસ ઠક્કર તથા શ્રી. મનુ સૂબેદારને લખેલા આ પત્રો અમારી મોંઘી મૂડી છે. પૂજ્ય બાપુના આદર્શોનું પાલન કરવા આ સંસ્થા સતત પ્રયત્નશીલ રહેશે, કારણ કે આ સંસ્થાનું બીજ ધર્મનું છે અને પૂજ્ય બાપુ ધર્મના સાક્ષાત્ અવતાર હતા.

ભાઈ સુબેદાર,
તમારો સંદેશ મળ્યો.
એને માટે આભાર.
આપે જે તે બધું સ્વીકારીને
વાંચી ગયો. શ્રી. સસ્તુ
સાહિત્યનું તમારા હાથમાં
છે એ તો હું જાણતો જ
હતો. અખંડાનંદજી
ભારે ભિક્ષુ તો ગયા.
એમની પછીનું મન
સાચવવામાં તમે દરકાર
રાખી રહ્યા છો એ તમને
શોભાવે છે.
સેવાગ્રામ બાપુના
૬-૩-૪૨ આશીર્વાદ

આ અંક બહુ ઉતાવળે તૈયાર કરવો પડ્યો છે. આટલો મોટો અંક અને મોટી સંખ્યાની નકલો એટલે એના લેખો તો બહુ વહેલા પ્રેસમાં જાય છે. આ પાંચમા અંક માટેબીજા લેખો પ્રેસમાં જતા હતા ત્યાં જ આ વજ્રાઘાત થયો. તંત્રી અને સંચાલકે તત્કાળ નિર્ણય કરી આ અંકની તૈયારી કરવા માંડી. શક્ય પ્રયત્ને અંકને ઉપયોગી અને કાયમ સંઘરી રાખવા જેવો બનાવ્યો છે.

આ અંકની વિશિષ્ટતા પૂજ્ય બાપુના ઉપદેશો અને એમના જીવન પ્રસંગો છે. એ માટે 'નવજીવન' સંસ્થાનો અને શ્રી. ચંદ્રશંકર શુકલ તથા વોરા કંપનીનો અમે આભાર માનીએ છીએ. આ અંકમાં છપાયેલી લગભગ બધી જ તસવીરોના બ્લોકસ અમને 'જન્મભૂમિ' કાર્યાલયમાંથી વિના મૂલ્યે મળ્યા છે. 'અખંડ આનંદ' એના નજીવા લવાજમમાં તો આટલું ખર્ચ કરી જ કેમ શકે? આ માટે એ સંસ્થાના પણ અમે આભારી છીએ.

'અખંડ આનંદ' ના વાચકોને બાપુનાં પુણ્યદર્શન પ્રાપ્ત થાય તે માટે કેટલીક ચૂંટેલી તસવીરો અહીં છાપી છે અને આ તસવીરો સારી છપાય તે સારુ આ અંકમાં જુદી જાતના કાગળો પસંદ કર્યા છે.

અમને આશા છે કે 'અખંડ આનંદ' ના વાચકો આ અંકથી સંતોષ પામશે.

મનુ સૂબેદાર, પ્રમુખ મોહનલાલ મહેતા, તંત્રી

# બાપુની જીવનકથાનાં પાનાં

સંગ્રાહક 'સોપાન'

પરમ પૂજ્ય બાપુનું જીવનચરિત્ર લખનારમાં કેવી યોગ્યતા હોવી જોઈએ એ વિષે વર્ષો પહેલાં સ્વ મહાદેવભાઈએ જે શબ્દો લખ્યા છે તે આજે વિશેષ સાચા છે આ શબ્દો લખાયા પછી 'કરેંગે યા મરેંગે'નો મંત્ર બાપુએ આપ્યો અને એ પછી નોઆખલીથી દિલ્હી સુધી એમની યાત્રા થઈ આ બધાં વર્ષો બાપુએ સત્યના પ્રયોગો કર્યા એમ કહેવા કરતાં એમણે સત્ય સિદ્ધ કરીને જીવી બતાવ્યું એમ કહેવું વધુ સાચું છે

સ્વ મહાદેવભાઈએ પંદરેક વર્ષ પહેલાં જે શબ્દો લખ્યા હતા તેનું વાચન આજે વધુ આવશ્યક છે, કારણ કે પૂજ્ય બાપુનું જીવનચરિત્ર લખવાની 'હિંમત' આજે કોઈ કોઈ સ્થળે પ્રગટવા લાગી છે આ શબ્દો યાદ આપી એ હિંમત તોડવાનો હેતુ નથી પરંતુ યોગ્યતાની ભાવના જગાડવાનો હેતુ તો છે જ

સ્વ મહાદેવભાઈ લખે છે

'ગાંધીજીનું જીવનચરિત્ર' મને કોઈ લખવાનું કહે તો હું ના પાડું કોઈ એકપો એવું ચરિત્ર લખવાને તૈયાર થાય તો હું એને કં ટ નહિ તો પોતાની શક્તિ વિષે વધારેપડતો વિશ્વાસ રાખનાર માનું ગાંધીજીનું જીવનચરિત્ર લખવાની વાત સૂર્યકિરણ ઝીલવાના મનોરથ સેવવા જેવી હું માનું છું રૂપકની ભાષા જવા દઈને કહું તો ગાંધીજીના જીવનના એટલા બધા કાલ-વિભાગો છે, એની વિગતો એટલી બધી છે કે અનેક માણસો મળીને કાંઈક થોડોઘણો ન્યાય તેને આપી શકે એમનું જીવન, જેમાં પ્રતિપળે વિકાસ થતો જાય છે અને જેની પ્રતિપળ એમની જાતની સાથે અખંડ ઈશ્વરપ્રણિધાનથી સંકળાયેલી છે તે જીવનની પળોની નોંધ તો એઓ પોતે રાખી શકે કે ઈશ્વર રાખી શકે એ અસંખ્ય પળોમાંની થોડા ગણ્યાંગાંઠ્યા પળોની નોંધ પણ સત્યનો જે પરમ ઉપાસક હોય તે જ લઈ શકે માટે જ જાણે આ મહાભારતકાર્યની અસાધારણ કઠિનાઈ જોઈને જ ગાંધીજીએ પોતાની આત્મકથા લખવાનું કામ માથે લીધું અને ૧૯૨૦ આગળ આવીને તે પણ બંધ કર્યું '

એટલે અહીં જે થોડુંક લખવાની લાલચ થઈ છે તે પરમ પૂજ્ય બાપુની જીવનકથા નથી પરંતુ એમણે લખેલી આત્મકથાના થોડાંક પાનાં જ છે, અને ૧૯૨૦થી ૧૯૪૮ના જાન્યુઆરીની ૩૦મી સુધીના મોટા મોટા સ્થૂળ બનાવોની માત્ર નોંધ છે આ બનાવોની પાછળ રહેલું હૈયું આલેખવાની તો નથી શક્તિ કે નથી યોગ્યતા 'અખંડ આનંદ'ના વાચકો આ પાનાં વાંચી મૂળ વાંચવા પ્રેરાય એ અભિલાષા છે ને હેતુ છે આ કથા ત્રણ અંકે પૂરી કરવાની ધારણા છે

'સત્યના પ્રયોગો અથવા આત્મકથા'ના પહેલા પાને પૂજ્ય બાપુ પોતાના માતાપિતા અને કુટુંબનો નીચે પ્રમાણે પરિચય આપે છે

'ગાંધી કુટુંબ પ્રથમ તો ગાંધીયાણાનો વેપાર કરનારું હોય એમ જણાય છે પણ મારા દાદાથી માંડીને ત્રણ પેઢી થયાં તો એ કારભારું કરતું આવેલું છે. ઉત્તમચંદ ગાંધી અથવા ઓતા ગાંધી ટેકીલા હશે એમ લાગે છે તેમને રાજખટપટને લીધે પોરબંદર છોડવું પડેલું ને જૂનાગઢ રાજ્યમાં આશ્રય લીધેલો. તેમણે નવાબસાહેબની સલામ ડાબે હાથે કરી. કોઈએ આ દેખીતા અવિનયનું કારણ પૂછ્યું તો જવાબ મળ્યો 'જમણો હાથ તો પોરબંદરને દેવાઈ ચૂક્યો છે'

ઓતા ગાંધીને એક પછી એક એમ બે ઘર થયેલાં પહેલાથી તેમને ચાર દીકરા હતા અને બીજાથી બે આ ભાઈઓ ઓરમાયા હતા એવો ખ્યાલ મને બચપણમાં કરતા આવતો જ નથી આમના પાંચમા કરમચંદ અથવા કબા ગાંધી અને છઠ્ઠા તુલસીદાસ

ગાંધી અને ભાઈએ વારાફરતી પોરબંદરમાં કારભારું કર્યું. કબા ગાંધી તે મારા પિતાશ્રી. પોરબંદરનું કારભારું છોડ્યા પછી પોતે રાજસ્થાનિક કોર્ટમાં સભાસદ હતા. પછી રાજકોટમાં અને થોડો સમય વાંકાનેરમાં દીવાન હતા. મરણવેળાએ રાજકોટ દરબારના પેન્શનર હતા.

કબા ગાંધીને પણ એક પછી એક ચાર ઘર થયેલાં. પહેલાં બેથી બે દીકરીઓ હતી;



પૂજ્ય બાપુના પિતા કરમચંદ ગાંધી

છેલ્લાં પૂતળીબાઈથી એક દીકરી અને ત્રણ દીકરા. તેમાંનો છેલ્લો હું.

પિતા કુટુંબપ્રેમી, સત્યપ્રિય, શૂરા, ઉદાર પણ ક્રોધી હતા. કંઈક વિષયને વિષે આસક્ત પણ હશે. તેમનો છેલ્લો વિવાહ ચાળીસમા વર્ષ પછી થયેલો. તેઓ લાંચથી દૂર ભાગતા. તેથી

શુદ્ધ ન્યાય આપતા એવી અમારા કુટુંબમાં અને બહાર વાયકા હતી રાજ્યના બહુ વફાદાર હતા. એક વેળા કોઈ પ્રાંતના સાહેબે રાજકોટના ઠાકોર સાહેબનું અપમાન કરેલું, તેની સામે



બાપુ રાજકોટમાં વિદ્યાર્થી તરીકે

તેઓ થયેલા સાહેબ ગુસ્સે થયા, કબા ગાંધીને માફી માગવા ફરમાવ્યું તેમણે માફી માગવાની ના પાડી તેથી થોડા કલાકને સારુ હાજતમાં પણ રહેવા છતાં તે ન ડગ્યા તેથી અંતે સાહેબે તેમને છોડી દેવાનો હુકમ કર્યો

પિતાશ્રીએ દ્રવ્ય એકઠું કરવાનો લોભ કદી નહોતો રાખ્યો તેથી અમ ભાઈઓ માટે જૂજ મિલકત મૂકી ગયેલા

પિતાની કેળવણી કેવળ અનુભવની હતી જેને આજે આપણે ગુજરાતી પાંચ ચોપડીનું જ્ઞાન ગણીએ તેટલી કેળવણી તે પામેલ હશે. ઇતિહાસભૂગોળનું જ્ઞાન તો મુદ્દલ ન મળે. આમ છતાં વ્યવહારુ જ્ઞાન એવા ઊંચા પ્રકારનું હતું કે ઝીણામાં ઝીણા પ્રશ્નોના ઉકેલ કરવામાં કે હજાર માણસોની પાસે કામ લેવામાં તેમને મુશ્કેલી ન આવતી. ધાર્મિક કેળવણી નહીં જેવી હતી, પણ મંદિરોમાં જવાથી કથા વગેરે સાંભળીને જે ધર્મજ્ઞાન અસંખ્ય હિંદુઓને સહેજે મળી રહે છે તે તેમને હતું છેવટના વર્ષમાં એક વિદ્વાન બ્રાહ્મણ જેઓ કુટુંબના મિત્ર હતા તેમની સલાહથી તેમણે ગીતાપાઠ શરૂ કર્યો હતો અને રોજ થોડાઘણા શ્લોકોનો પોતાના પૂજાને સમયે ઊંચે સ્વરે પાઠ કરી જતા

માતા સાધ્વી સ્ત્રી હતી એવી મારા ઉપર છાપ રહેલી છે તે બહુ ભાવિક હતી પૂજાપાઠ વિના કદી ન જમે. હવેલીએ હમેશાં જાય. હું સમજણો થયો ત્યારથી તેણે કદી ચાતુર્માસ છોડ્યા હોય એવું મને સ્મરણ નથી કઠણમાં કઠણ વ્રતો તે આદરતી અને નિર્વિઘ્ને પૂરાં કરતી લીધેલાં વ્રત માંદી પડે તોપણ ન જ છોડે એવો એક સમય મને યાદ છે. ત્યારે તેણે ચાંદ્રાયણ વ્રત લીધેલું, તેમાં માંદી પડેલી પણ વ્રતને ન છોડેલું ચાતુર્માસમાં એકટાણાં



ભાવનગરની શામળદાસ કૉલેજમાં

કરવાં એ તો તેને સામાન્ય વાત હતી એટલેથી સંતોષ ન વળતાં એક ચાતુર્માસમાં તેણે ધારણાં-પારણાં કરેલાં બેત્રણ સામટા ઉપવાસ એ એને મન નજીવી વાત હતી એક ચાતુર્માસમાં

તેનું એવું વ્રત હતું કે સૂર્યનારાયણનાં દર્શન કર્યા પછી જ જમાય. આ ચોમાસે અમે છોકરાં વાદળ સામું જોઈ રહીએ કે ક્યારે સૂર્ય દેખાય ને ક્યારે મા જમે. ચોમાસામાં ઘણી વેળા દર્શન દોહ્યલાં થાય એ તો સહુ જાણે છે. એવા દિવસો યાદ છે કે જ્યારે સૂર્યને અમે જોઈએ, 'બા, બા, સૂરજ દેખાયો' કહીએ ને બા ઉતાવળી ઉતાવળી આવે ત્યાં તો સૂરજ ભાગી જાય. 'કંઈ નહીં, આજે નસીબમાં ખાવાનું નહીં હોય' કહી પાછી જાય ને પોતાના કામમાં ગૂંથાઈ જાય.

માતા વ્યવહારકુશળ હતી. દરબારી બધી વાતો જાણે. રણવાસમાં તેની બુદ્ધિની આંકણી ઠીક મુકાતી. હું બાળક હોઈ કોઈ કોઈ વેળા મને મા દરબારગઢમાં સાથે લઈ જતી. 'બામા-સાહેબ'ની સાથે થતા સંવાદો મને કેટલાક હજી યાદ છે.'

આ માતાપિતાને ત્યાં બાપુનો જન્મ સંવત ૧૯૨૫ના ભાદરવા વદ ૧૨ એટલે સને ૧૮૬૯ ના ઓક્ટોબરની બીજી તારીખે પોરબંદરમાં થયો. સાત વર્ષની ઉંમર સુધી બાપુ પોરબંદરમાં



બેરિસ્ટરના રુઆબમાં.

રહેલા. ત્યાં એમને શાળામાં મૂકવામાં આવેલા, પણ એ કંઈ અભ્યાસ ન કહેવાય. એ પછી પિતાશ્રીને રાજકોટ રહેવાનું થયું. ત્યાં બાપુને ગામઠી શાળામાં દાખલ કરવામાં આવ્યા. બાપુને આ શાળાનાં સ્મરણો તાજાં રહેલાં.



આફ્રિકામાં સભ્યવેશે

નિયમ પ્રમાણે ગામઠી શાળામાંથી હાઈસ્કૂલમાં આવ્યા. અહીં બાપુની અંદર પડેલું સત્ય-આગ્રહનું બીજ પહેલવહેલું પ્રગટ થયું. તેઓ લખે છે:

'હાઈસ્કૂલના પહેલા જ વર્ષનો, પરીક્ષા વખતનો એક બનાવ નોંધવા યોગ્ય છે. કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર જાઈલ્સ નિશાળ તપાસવા આવ્યા હતા. તેમણે પહેલા ધોરણના છોકરાઓને પાંચ શબ્દ લખાવ્યા. તેમાં એક શબ્દ 'કેટલ' (Kettle) હતો. તેની જોડણી મેં ખોટી લખી. માસ્તરે મને પોતાના બૂટની અણી



પહેલા મહાયુદ્ધમાં

મારી ચેતવ્યો પણ હું શાનો ચેતું? મને એમ ભાસી ન શક્યું કે માસ્તર મને સામેના છોકરાની પાટીમાં જોઈ લઈ જોડણી સુધારવાનું કહે. માસ્તર તો અમે એકબીજામાંથી ચોરી ન કરીએ એ જોતા હતા એવું મેં માનેલું. બધા છોકરાના પાંચે શબ્દ ખરા પડ્યા ને એકલો હું ઠોઠ ઠર્યો! મારી 'મૂર્ખાઈ' મને માસ્તરે પાછળથી સમજાવી, પણ મારા મન ઉપર તે સમજૂતીની કશી અસર ન થઈ મને બીજા છોકરાઓમાંથી ચોરી કરતા કદી ન આવડ્યું.

આમ છતાં માસ્તર તરફ હું મારો વિનય કદી ન ચૂક્યો. વડીલોના દોષ ન જોવાનો ગુણ મારામાં સહેજે હતો. આ માસ્તરના બીજા દોષો પણ મારી જાણમાં પાછળથી આવેલા છતાં તેમની પ્રત્યેનું મારું માન તો કાયમ જ રહેલું. વડીલોની આજ્ઞાનું પાલન કરવું એટલું હું સમજ્યો હતો. તેઓ કહે તે કરવું, કરે તેના આપણે કાજી ન બનવું.

આ જ સમયે બીજા બે બનાવો બન્યા તે મને હમેશા યાદ રહ્યા છે. મને સામાન્ય રીતે નિશાળનાં પુસ્તકો ઉપરાંત કંઈ વાંચવાનો શોખ નહોતો. પાઠ કરવા જોઈએ, ઠપકો સહન ન થાય, માસ્તરને છેતરાય નહીં, તેથી પાઠ વાંચતો. પણ મન આળસ કરે તેથી પાઠ ઘણીવાર કાચા રહે. ત્યાં બીજું વાંચવાનું સૂઝે શાનું? પણ પિતાશ્રીએ ખરીદેલું એક પુસ્તક મારી નજરે ચડ્યું, એ 'શ્રવણપિતૃભક્તિ નાટક.' આ વાંચવાનું મને મન થયું ને હું અતિશય રસપૂર્વક વાંચી ગયો. એ જ દિવસોમાં કાચમાં ચિત્રો દેખાડનારા પણ ઘેર આવતા. તેમની પાસેથી શ્રવણ પોતાના માતપિતાને કાવડમાં બેસાડી યાત્રા કરવા લઈ જાય છે એ દૃશ્ય પણ મેં જોયું. બંને વસ્તુની મારા ઉપર ઊંડી છાપ પડી. મારે પણ શ્રવણ જેવા થવું એમ મનમાં થાય. શ્રવણના મૃત્યુસમયનો તેના માતપિતાનો વિલાપ હજુ યાદ છે. એ લલિત છંદ મેં તો વાજામાં પણ ઉતાર્યો. વાજું શીખવાનો શોખ હતો ને એક વાજું પિતાશ્રીએ અપાવ્યું પણ હતું.

આ જ અરસામાં કોઈ નાટક કંપની આવેલી. તેનું નાટક જોવાની મને રજા મળી



આફ્રિકામાં બાળકો સાથે

હરિશ્ચંદ્રનું આખ્યાન હતું. એ નાટક જોતાં હું થાકું જ નહિ. એ ફરી ફરી જોવાનું મન થાય એમ વારંવાર જવા તો કોણ જ દે? પણ મારા મનમાં મેં એ નાટક સેંકડો વખત ભજવ્યું હશે. હરિશ્ચંદ્રનાં સ્વપ્નાં આવે. 'હરિશ્ચંદ્રના જેવા સત્યવાદી બધા કાં ન થાય?' એ ધૂન ચાલી. હરિશ્ચંદ્રની ઉપર પડેલી તેવી વિપત્તિઓ ભોગવવી ને સત્યનું પાલન કરવું એ જ ખરું સત્ય. જેવી નાટકમાં લખેલી તેવી જ વિપદો હરિશ્ચંદ્રને પડી હશે એમ મેં તો માની લીધેલું. હરિશ્ચંદ્રનાં દુ:ખ જોઈ, તેનું સ્મરણ કરી હું ખૂબ રોયો છું. આજે મારી બુદ્ધિ સમજે છે કે હરિશ્ચંદ્ર કોઈ ઐતિહાસિક વ્યક્તિ નહિ હોય. છતાં મારે મન હરિશ્ચંદ્ર અને શ્રવણ આજે પણ જીવતા છે. હું આજે એ નાટકો વાંચું તો આજે પણ મને આંસુ આવે એમ માનું છું.'



**આફ્રિકામાં ૧૯૧૨માં**

બાપુનાં લગ્ન બાળપણમાં થયાં. આત્મકથામાં તેઓ લખે છે:

'આ પ્રકરણ મારે ન લખવું પડે એમ હું ઇચ્છું છું. પણ આ કથામાં મારે એવા કેટલાયે કડવા ઘૂંટડા પીવા પડશે. સત્યના પૂજારી હોવાનો દાવો કરીને મારાથી બીજું થાય તેમ નથી.

૧૩ વર્ષની ઉંમરે મારા વિવાહ થયા એની નોંધ લેતાં અકળામણ થાય છે. આજે મારી નજર આગળ બાર તેર વર્ષનાં બાળકો પડ્યાં છે. તેમને જોઉં છું ને મારા વિવાહનું સ્મરણ કરું છું ત્યારે મને મારા ઉપર દયા છૂટે છે અને બાળકોને મારી સ્થિતિમાંથી બચ્યાને સારુ મુબારકબાદી આપવાની ઇચ્છા થાય છે. તેર વર્ષે થયેલા મારા વિવાહના સમર્થનમાં એક પણ નૈતિક દલીલ મને નથી સૂઝી શકતી.'

લગ્ન ભારે ધામધૂમથી થયેલાં. બાપુને એમાં મઝા પડેલી. એ વખતે બાપુના સંસ્કારો આવા હતા:

'વિવાહ થયા એ દિવસોમાં નિબંધોનાં નાનાં ચોપાનિયાં–પૈસાનાં કે પાઈનાં એ તો યાદ નથી–

નીકળતા એમા દપતીપ્રેમ, કરકસર, બાળલગ્ન વગેરે વિષયો ચર્ચવામા આવતા. આમાના કોઈ નિબધ મારા હાથમા આવતા ને તે હુ વાચી જતો એ તો ટેવ હતી જ કે વાચવુ તે પસંદ ન પડે તો ભૂલી જવુ, ને પસંદ પડે તો તેનો અમલ કરવો એકપત્નીવ્રત પાળવુ એ પતિનો ધર્મ છે એમ વાચેલુ, એ હ્રદયમા રમી રહ્યું સત્યનો શોખ તો હતો જ. એટલે પત્નીને છેતરાય તો નહી જ એથીયે બીજી સ્ત્રી સાથે સબધ ન થાય એ પણ સમજાયુ હતુ નાનકડી ઉમરે એકપત્નીવ્રતનો ભગ થવાનો સભવ બહુ થોડો જ હોય

પણ આ સદ્વિચારોનુ એક માઠુ પરિણામ આવ્યુ જો મારે એકપત્નીવ્રત પાળવુ જોઈએ તો પત્નીએ એકપતિવ્રત પાળવુ જોઈએ આ વિચારથી હુ અદેખો ધણી બન્યો 'પાળવુ જોઈએ'માથી 'પળાવવુ જોઈએ' એ વિચાર ઉપર આવ્યો અને જો પળાવવુ જોઈએ તો મારે ચોકી રાખવી જોઈએ મને કોઈ પત્નીની પવિત્રતા વિષે શક લાવવાનુ કારણ નહોતુ પણ અદેખાઈ કારણ જોવા ક્યા બેસે છે? મારી સ્ત્રી હમેશા ક્યા જાય છે એ મારે જાણવુ જ જોઈએ, તેથી મારી રજા વિના ક્યાયે જવાય જ નહિ આ વસ્તુ અમારી વચ્ચે દુખદ ઝઘડાનુ મૂળ થઈ પડી રજા વિના ક્યાયે ન જવાય એ તો એક જાતની કેદ જ થઈ પણ કસ્તૂરબાઈ એવી કેદ સહન કરે એમ હતી જ નહિ ઈચ્છામા આવે ત્યા જરૂર મને પૂછ્યા વિના જાય. જેમ હુ દાબ મૂકુ તેમ તે વધારે છૂટ લે, અને તેમ હુ વધારે ચિડાઉ આથી અમ બાળક વચ્ચે અબોલા એ સામાન્ય વસ્તુ થઈ પડી. કસ્તૂરબાઈ એ જે છૂટ લીધી તેને હુ નિર્દોષ માનુ છુ. એક બાળા જેના મનમા પાપ નથી એ દેવદર્શને જવા ઉપર કે કોઈને મળવા જવા ઉપર દાબ કેમ સહન કરે? જો હુ તેના ઉપર દાબ મૂકુ તો તે મારા ઉપર કા ન મૂકે?—આ તો હવે સમજાય છે ત્યારે તો મારે મારુ ધણીપણુ સિદ્ધ કરવું હતુ

પણ વાચનાર એમ ન માને કે અમારા આ ઘરસસારમાં ક્યાયે મીઠાશ નહોતી. મારી વક્રતાનું મૂળ પ્રેમમા હતું. મારે મારી પત્નીને આદર્શ સ્ત્રી બનાવવી હતી. એ સ્વચ્છ થાય, સ્વચ્છ રહે, હુ શીખુ તે શીખે, હુ ભણુ તે ભણે અને અમે બને એકબીજામા ઓતપ્રોત રહીએ, એ ભાવના હતી.

કસ્તૂરબાઈ ને એ ભાવના હતી એવુ મને ભાન નથી તે નિરક્ષર હતી સ્વભાવે સીધી, સ્વતત્ર, મહેનતુ અને મારી સાથે તો ઓછુ બોલનારી હતી તેને પોતાના અજ્ઞાનનો અસતોષ નહોતો. હુ ભણુ છુ ને પોતે પણ ભણે તો સારુ, એવી એની ઇચ્છા મે કદી મારા બચપણમા અનુભવી નથી એથી હું માનુ છુ કે મારી ભાવના એકપક્ષી હતી. મારુ વિષયસુખ-એક સ્ત્રી ઉપર જ નિર્ભર હતું અને હુ તે સુખનો પ્રતિઘોષ ઇચ્છતો હતો. જ્યા પ્રેમ એક પક્ષ તરફથી પણ હોય ત્યા સર્વાંશે દુખ તો ન જ હોય'

અભ્યાસ તો ચાલુ જ હતો બાપુમાં જે અસામાન્ય શક્તિઓ જગતે જોઈ અને જેથી જગત આશ્ચર્યચકિત થયું એ શક્તિઓ, અવતારીઓની કથામા આવે છે તેમ બાળપણથી જ એમનામા હતી એવુ નહિ કહી શકાય. હા, સત્યનો આગ્રહ હતો અને વિચારો ઊર્ધ્વગામી હતા. તેઓ લખે છે

'મારુ પોતાનુ સ્મરણ એવું છે કે મને મારી હોશિયારીને વિષે કંઈ માન નહોતુ ઇનામ કે શિષ્યવૃત્તિ મળે તો મને આશ્ચર્ય થતુ પણ મારા વર્તન વિષે મને બહુ ચીવટ હતી. વર્તનમા ખોડ આવે તો મને રડવુ જ આવે. શિક્ષકને ઠપકો આપવો પડે એવું મારે હાથે કઈ પણ થાય અથવા શિક્ષકને તેવુ ભાસે એ મને અસહ્ય થઈ પડે એક વખત માર ખાવો પડ્યો હતો એવું મને સ્મરણ છે મારનુ દુખ નહોતું, પણ હુ દડને પાત્ર ગણાયો એ મહાદુખ હતું'

બાપુને એક મિત્ર મળ્યો એ મિત્રે ઊર્ધ્વગામી જીવનને નીચે ખેચવાના પ્રયત્નો

કર્યો. સહેજ સફળતા મળી પણ અંતે તો સત્યનો વિજય થયો અને બાપુ એ મૈત્રીમાંથી મુક્ત થયા. એ મિત્ર બળવાન હતો અને બાપુ–

'વળી હું બહુ બીકણ હતો. ચોરના, ભૂતના, સર્પાદિના ભયોથી ઘેરાયેલો રહેતો. આ ભય મને પીડતા પણ ખૂબ. રાતના



બાપુ વિવિધરૂપે

એકલા ક્યાંયે જવાની હિંમત ન મળે. અંધારામાં તો ક્યાંયે ન જાઉં. દીવા વિના સૂવું લગભગ અશક્ય. રખે અહીંથી ભૂત આવે,

ત્યાંથી ચોર, ત્રીજી જગ્યાએથી સર્પ! એટલે દીવો તો જોઈએ જ. પાસે સૂતેલી અને હવે કાંઈક જુવાનીમાં આવેલી સ્ત્રીની પાસે

પણ આ મારી બીકની વાત હું કેમ કરી શકું? મુજ કરતાં તે વધારે હિંમતવાન હતી એટલું હું સમજી ગયો હતો, અને શરમાતો હતો. તેણે સર્પાદિનો ભય તો કદી જાણ્યો જ નહોતો. અંધારામાં એકલી ચાલી જાય. આ મારી નબળાઈઓની પેલા મિત્રને



બાપુના નિત્યના સંગાથી

ખબર હતી. તે તો જીવતા સર્પોને પણ હાથે પકડે એમ મને કહે. ચોરથી ન જ ડરે. ભૂતને તો માને જ નહીં. આ બધું માંસાહારને પ્રતાપે છે એમ તેણે મને ઠસાવ્યું.

આખરે એ દિવસ આવી પહોંચ્યો. બાપુ માંસાહાર માટે તૈયાર થયા, પણ બાપના

સ્વાદની નહોતી. ભાવના તો હતી–

પણ મારે તો સુધારો કરવો હતો. [માંસાહારનો શોખ નહોતો. તેમાં સ્વાદ છે એવું ધારીને મારે માંસાહાર નહોતો આરંભવો. મારે તો બળવાન, હિંમતવાન થવું હતું, બીજાને તેવા થવા નોતરવા હતા, ને પછી અંગ્રેજોને હરાવી હિંદુસ્તાનને સ્વતંત્ર કરવું હતું. 'સ્વરાજ્ય' શબ્દ તો ત્યારે નહોતો સાંભળ્યો. આ સુધારાની ધગશમાં હું ભાન ભૂલ્યો.'

બાપુ 'દુઃખદ પ્રસંગ' આલેખે છે:

'નીમેલો દિવસ આવ્યો. મારી સ્થિતિનું સંપૂર્ણ વર્ણન કરવું મુશ્કેલ છે. એક તરફથી સુધારાનો ઉત્સાહ, જિંદગીમાં મહત્ત્વનો ફેરફાર કરવાની નવાઈ, અને બીજી તરફ ચોરની જેમ સંતાઈને કાર્ય કરવાની શરમ; આમાં કઈ વસ્તુ પ્રધાન હતી એનું મને સ્મરણ નથી. અમે નદી તરફ એકાંત શોધવા ચાલ્યા. દૂર જઈ કોઈ ન દેખી શકે એવો ખૂણો શોધ્યો, અને ત્યાં મેં



બાળપ્રેમી બાપુ

કદી નહિ જોયેલી વસ્તુ—માંસ જોયું! સાથે ભઠિયારાને ત્યાંની ડબલરોટી હતી. એમાંથી એકે વસ્તુ ભાવે નહિ. માંસ ચામડા જેવું લાગે. ખાવું અશક્ય થઈ પડ્યું. મને ઓકારી આવવા લાગી. ખાવું પડતું મેલવું પડ્યું.

મારી આ રાત્રિ બહુ વસમી ગઇ. ઊંઘ ન આવે. કેમ જાણે શરીરમાં બકરું જીવતું હોય ને રુદન કરતું હોય એમ સ્વપ્નામાં લાગે. હું ભડકી ઊઠું, પસ્તાઉં ને વળી વિચારું કે મારે તો માંસાહાર કર્યે જ છૂટકો છે, હિંમત ન હારવી! મિત્ર પણ હારી જાય તેવા નહોતા. તેણે હવે માંસને જુદીજુદી રીતે રાંધવાનું ને શણગારવાનું તેમ જ ઢાંકવાનું કર્યું. નદીકિનારે લઈ જવાને બદલે કોઈ બબરચીની સાથે ગોઠવણ કરી. છૂપી રીતે એક દરબારી ઉતારામાં લઈ જવાનું યોજ્યું અને ત્યાં ખુરશી, મેજ વગેરે સામગ્રીઓના પ્રલોભન વચ્ચે મને મૂક્યો. આની અસર થઈ. રોટીનો તિરસ્કાર મોળો પડ્યો, બકરાની માયા છૂટી, ને માંસનું તો ન કહેવાય પણ માંસવાળા પદાર્થો દાઢે વળગ્યા. આમ એક

વર્ષ વીત્યુ હશે અને તે દરમ્યાન પાચછ વાર માસ ખાવા મળ્યુ હશે, કેમ કે હમેશા દરબારી ઉતારા ન મળે, હમેશા માસના સ્વાદિષ્ટ ગણાતા સરસ ભોજનો તૈયાર ન થઈ શકે વળી એવા ભોજનોના પૈસા પણ બેસે મારી પાસે તો ફૂટી બદામ સરખી નહોતી, એટલે મારાથી કઈ અપાય તેમ નહોતું એ ખર્ચ તો પેલા મિત્રે જ શોધવાનુ હતું તેણે ક્યાથી શોધ્યુ હશે તેની મને આજ લગી ખબર નથી તેનો ઇરાદો મને માસ ખાતો કરી મૂકવાનો—મને વટલાવવાનો હતો, એટલે પૈસાનું ખર્ચ પોતે કરે પણ તેની પાસે પણ કઈ અખૂટ ખજાનો નહોતો એટલે આવા ખાણા ક્વચિત જ થઈ શકે

જ્યારે જ્યારે આવુ ખાણુ ખાવામા આવે ત્યારે ત્યારે ઘેર જમવાનુ તો ન જ બને માતા જ્યારે જમવા બોલાવે ત્યારે 'આજે ભૂખ નથી, પચ્યુ નથી,' એવાં બહાના કાઢવા પડે આમ કહેતા દરેક વેળા મને ભારે આઘાત પહોચતો *આ જૂઠુ તે ય માની સામે' વળી જો માતપિતા* જાણે કે દીકરા માસાહારી થયા છે તો તો તેમના પર વીજળી જ પડે આ ખ્યાનો મારુ હૃદય કોરી ખાતા હતા તેથી મે નિશ્ચય કર્યો 'માસ ખાવુ આવશ્યક છે તેનો પ્રચાર કરી હિંદુસ્તાનને સુધારશુ, પણ માતપિતાને છેતરવા અને જૂઠુ બોલવુ એ માસ ન ખાવા કરતા યે ખરાબ છે તેથી માતપિતાના જીવતા માસ ન ખવાય તેમના મૃત્યુ પછી સ્વતત્ર થયે ખુલી રીતે માસ ખાવુ, ને તે સમય ન આવે ત્યા સુધી માસાહારનો ત્યાગ કરવો ' આ નિશ્ચય મે મિત્રને જણાવી દીધો ને ત્યારથી માસાહાર છૂટ્યો તે છૂટ્યા જ. માતપિતાએ તો કદી જાણ્યુ જ નહિ કે તેમના બે પુત્ર માસ હાર કરી ચૂક્યા હતા

માતપિતાને ન છેતરવાના શુભ વિચારને લઈને મે માસાહાર છોડ્યો, પણ પેલી મિત્રતા કઈ ન છોડી. હુ સુધારવા નીકળેલો પોતે જ અભડાયો ને અભડાયાનું મને ભાન સરખુ ન રહ્યું

તે જ સગને લઈને હુ વ્યભિચારમા પણ પડત એક વેળા મને આ ભાઈ વેસ્યાવાડમા લઈ ગયા ત્યા એક બાઈના મકાનમા મને યોગ્ય સૂચનાઓ આપીને મોકલ્યો મારે કઈ તેને પૈસા વગેરે આપવાના નહોતા હિસાબ થઈ ચૂક્યો હતો મારે તો માત્ર ગોઠડી કરવાની હતી

હુ મકાનમા પુરાયો તો ખરો. પણ જેને



સતત કર્તવ્યશીલ

ઇશ્વિર ઉગારવા ઇચ્છે તે પડવા ઇચ્છતો છતો પવિત્ર રહી શકે છે આ કોટડીમાં હુ તો આધળો જ થઈ ગયો મને બોલવાનુ ભાન ન રહ્યું શરમનો માર્યો સ્તબ્ધ થઈ એ બાઈની પાસે ખાટલા ઉપર બેઠો, પણ બોલી જ ન શક્યો બાઈએ ગુસ્સે થઈને મને બેચાર 'ચોપડી ને દરવાજો જ બતાવ્યો.

તે વેળા તો મારી મરદાનગીને લાછન લાગ્યુ

એમ મને થયું, ને ધરતી મારગ દે તો તેમાં પેસી જવા ઈચ્છયું. પણ આમ ઊગર્યાને સારુ મેં ઈશ્વરનો સહાય પાડ માન્યો છે. આવા જ પ્રસંગ મારી જિંદગીમાં બીજા ચાર આવેલા છે. તેમાંના ઘણામાં, મારા પ્રયત્ન વિના, સંજોગોને લીધે હું બચ્યો છું એમ ગણાય. વિશુદ્ધ દૃષ્ટિએ તો એ પ્રસંગોમાં હું પડ્યો જ ગણાઉં. મેં વિષયની ઈચ્છા કરી એટલે હું તે કરી ચૂકયો છતાં, લૌકિક દૃષ્ટિએ, ઈચ્છા કર્યા છતાં પ્રત્યક્ષ કર્મથી જે બચે છે તેને આપણે બચ્યો ગણીએ છીએ. અને હું આ પ્રસંગોમાં એ જ રીતે, એટલે જ અંશે બચ્યો ગણાઉં. વળી કેટલાંક કાર્યો એવાં છે કે જે કરવાથી બચવું એ વ્યક્તિને અને તેના સહવાસમાં આવનારને બહુ લાભદાયી નીવડે છે, અને જ્યારે વિચારશુદ્ધિ થાય છે ત્યારે તે કાર્યમાંથી બચ્યાને સારુ તે ઈશ્વરનો અનુગ્રહ માને છે. જેમ ન પડવાનો પ્રયત્ન કરતો છતો મનુષ્ય પડે છે એવું



એમના વારસદાર સાથે

આપણે અનુભવીએ છીએ, તેમ જ પડવા ઈચ્છતો છતો અનેક સંજોગોને કારણે મનુષ્ય બચી જાય છે એ પણ અનુભવસિદ્ધ વાત છે. આમાં પુરુષાર્થ કયાં છે, દૈવ કયાં છે અથવા કયા નિયમોને વશ વર્તીને મનુષ્ય છેવટે પડે છે અથવા બચે છે, એ પ્રશ્નો ગૂઢ છે. તેનો ઉકેલ આજ લગી થયો નથી અને છેવટનો નિર્ણય થઈ શકશે કે નહિ એ કહેવું કઠિન છે.

પણ આપણે આગળ ચાલીએ.

પેલા મિત્રની મિત્રતા અનિષ્ટ છે એ વાતનું ભાન મને હજુ યે ન થયું. તેમ થાય તે પહેલાં મારે હજુ બીજા કડવા અનુભવો લેવાના જ હતા. એ તો જ્યારે તેનામાં ન ધારેલા દોષોનું મને પ્રત્યક્ષ દર્શન થયું ત્યારે જ હું કળી શકયો. પણ હું બને ત્યાં લગી વખતના અનુક્રમ પ્રમાણે મારા અનુભવો લખી રહ્યો છું તેથી બીજા હવે પછી આવશે.

એક વસ્તુ આ સમયની છે તે કહેવી પડશે.

એમ દંપતી વચ્ચે કેટલોક અંતરાય પડતો અને કંકાસ થતો તેનું કારણ આ મિત્રતા પણ હતું હું આગળ જણાવી ગયો કે હું પ્રેમી તેવો જ વહેમી પતિ હતો મારા વહેમમા વૃદ્ધિ કરનાર આ મિત્રતા હતી, કેમ કે મિત્રની સચ્ચાઈ ઉપર મને અવિશ્વાસ જ નહોતો આ મિત્રની વાતો માનીને મે મારી ધર્મપત્નીને કેટલુંક દુ ખ દીધુ છે તે હિસાને સારુ મે કદી માફી નથી આપી એવા દુ ખો હિંદુ સ્ત્રી જ સાખતી હશે અને તેથી મે હમેશા સ્ત્રીને સહનશીલતાની મૂર્તિરૂપે કલ્પી છે. નોકર ઉપર ખોટો વહેમ જાય ત્યારે નોકર નોકરી છોડે, પુત્ર ઉપર એવુ વીતે તો બાપનુ ઘર છોડે મિત્ર મિત્ર વચ્ચે વહેમ દાખલ થાય એટલે મિત્રતા તૂટે, સ્ત્રી ધણી ઉપર વહેમ લાવે તો તે મસમસીને બેઠી રહે પણ જો પતિ પત્નીને વિષે વહેમ લાવે તો પત્નીના તો બિચારીના ભોગ જ મળ્યા તે ક્યા જાય? ઉચ્ચ મનાતા વર્ણની હિંદુ સ્ત્રી અદાલતમા જઈ બધાયેલી ગાંઠને કપાવી પણ ન શકે, એવો એકપક્ષી



મહાદેવ અને બાની સમાધિ

ન્યાય તેને સારુ રહેલો છે એવો ન્યાય મે આપ્યો તેનું દુ ખ કદી વીસરી શકુ તેમ નથી એ વહેમનો સર્વથા નાશ તો જ્યારે મને અહિંસાનું સૂક્ષ્મ જ્ઞાન થયુ ત્યારે જ થયો એટલે કે જ્યારે હુ બ્રહ્મચર્યનો મહિમા સમજ્યો કે પત્ની પતિની દાસી નથી પણ તેની સહચારિણી છે, સહધર્મિણી છે, બન્ને એક બીજાના સુખદુઃખના સરખા ભાગીદાર છે, અને જેટલી સ્વતંત્રતા સારુ-નઠારુ કરવાની પતિને છે તેટલી જ સ્ત્રીને છે એ વહેમના કાળને જ્યારે સભારુ છુ ત્યારે મને મારી મૂર્ખતા ને વિષયાંધ નિર્દયતા ઉપર ક્રોધ આવે છે, ને મિત્રતાની મારી મૂર્છાને વિષે દયા ઊપજે છે '

એમને ઊચે ચડાવનારો અને સત્ય સાથે અહિંસાની ભાવના પ્રેરનારો એક પુણ્યપ્રસંગ એ સમયમા જ બન્યો.

'માંસાહારના કાળના તેમ જ તે પહેલાના કાળના કેટલાક દૂષણોનુ વર્ણન હજુ કરવુ રહે છે તે વિવાહ પૂર્વના કે તે પછી તુરતના સમયના છે.

મારા એક સગાની સાથે મને બીડી પીવાનો શોખ થયો અમારી પાસે પૈસા ન મળે બીડી પીવામા કંઈ ફાયદો છે અગર તો તેની ગંધમા

મજા છે એવું તો અમ બેમાંથી એકેને નહોતું લાગ્યું, પણ કેવળ ધુમાડો કાઢવામાં જ કંઈક રસ છે એવું લાગેલું. મારા કાકાને બીડી પીવાની ટેવ હતી. ને તેમને તથા બીજાને ધુમાડા કાઢતા જોઈ અમને પણ ફૂંકવાની ઇચ્છા થઈ. પૈસા તો ગાંઠે ન મળે, એટલે કાકા બીડીનાં ઠૂંઠાં ફેંકી દે તે ચોરવાનું અમે શરૂ કર્યું.

પણ ઠૂંઠાં કંઈ હરવખતે મળી ન શકે, અને તેમાંથી બહુ ધુમાડાયે ન નીકળે એટલે ચાકરની ગાંઠે બેચાર દોકડા હોય તેમાંથી વચ્ચે વચ્ચે એકાદ ચોરવાની ટેવ પાડી ને અમે બીડી ખરીદતા થયા. પણ એને સંઘરવી ક્યાં એ સવાલ થઈ પડ્યો. વડીલોના દેખતાં તો બીડી પિવાય જ નહિ એ ખબર હતી. જેમ તેમ કરી બે ચાર દોકડા ચોરીને થોડાં અઠવાડિયાં ચલાવ્યું. દરમ્યાન સાંભળ્યું કે એક જાતના છોડ (તેનું નામ તો ભૂલી ગયો છું) થાય છે, તેની ડાંખળી બીડીની જેમ સળગે છે, ને તે પી શકાય. અમે તે મેળવીને ફૂંકતા થયા!

પણ અમને સંતોષ ન થયો. અમારી પરાધીનતા અમને સાલવા લાગી. વડીલોની આજ્ઞા વિના કંઈ જ ન થાય એ દુ:ખ થઈ પડ્યું. અમે કંટાળ્યા ને અમે તો આપઘાત કરવાનો નિશ્ચય કર્યો!

પણ આપઘાત કઈ રીતે કરવો? ઝેર કોણ આપે? અમે સાંભળ્યું કે ધતૂરાના ડોડવાનાં બી ખાઈએ તો મૃત્યુ નીપજે. અમે વગડામાં જઈ તે મેળવી આવ્યા. સંધ્યાનો સમય શોધ્યો. કેદારજીને મંદિરે દીપમાળમાં ઘી ચડાવ્યું, દર્શન કર્યાં, ને એકાંત શોધી, પણ ઝેર ખાવાની હિંમત ન ચાલે. તુરત મૃત્યુ નહિ થાય તો? મરીને શો લાભ? પરાધીનતા કાં ન ભોગવી છૂટવું? છતાં બે ચાર બી ખાધાં. બીજાં ખાવાની હિંમત જ ન ચાલી. બંને મોતથી ડર્યાં, અને રામજીને મંદિરે જઈ દર્શન કરી શાંત થઈ જવું ને આપઘાતની વાત ભુલી જવી એવો ઠરાવ કર્યો.

હું સમજ્યો કે આપઘાતનો વિચાર કરવો સહેલો છે, આપઘાત કરવો સહેલ નથી. આથી જ્યારે કોઈ આપઘાત કરવાની ધમકી આપે છે ત્યારે તેની મારા ઉપર બહુ ઓછી અસર થાય છે, અથવા મુદ્દલ થતી જ નથી એમ કહું તો ચાલે.

આ આપઘાતના વિચારનું એક પરિણામ



ધ્યાનસ્થ બાપુ

એ આવ્યુ કે અમે બન્ને બીડી બીડી ચોરીને પીવાની તેમ જ નોકરના દોકડા ચોરવાની ને તેમાથી બીડી લઈ ફૂકવાની ટેવ ભૂલી જ ગયા મોટપણે બીડી પીવાની ઇચ્છા જ મને કદી નથી થઈ, અને એ ટેવ જગલી, ગદી ને હાનિકારક છે એમ મે સદાય માન્યુ છે બીડીનો આટલો જબરદસ્ત શોખ દુનિયામા કેમ છે એ સમજવાની શક્તિ હુ કદી મેળવી શક્યો નથી. જે આગગાડીના ડબામા ઘણી બીડી ફૂકાતી હોય ત્યા બેસવુ મને ભારે થઈ પડે છે ને તેના ધુમાડાથી હુ ગૂગળાઈ જાઉ છું.

બીડીઓના ઠૂઠા ચોરવા ને તેને અંગે ચાકરના દોકડા ચોરવા એ દોષના કરતા બીજો એક ચોરીનો દોષ જે મારાથી થયો તેને હુ વધારે ગભીર ગણુ છુ બીડીનો દોષ થયો ત્યારે ઉમર બારતેર વર્ષની હશે, કદાચ તેથી યે ઓછી બીજી ચોરી વેળાએ ઉમર પદર વર્ષની હશે આ ચોરી મારા માસાહારી ભાઈના



હરિજનવાસમાં

સોનાના કડાના કકડાની હતી. તેમણે નાનુ સરખુ એટલે પચીસેક રૂપિયાનુ કરજ કર્યું હતું એ કેમ પતાવવુ એનો અમે બન્ને ભાઈ વિચાર કરતા હતા મારા ભાઈને હાથે સોનાનુ નક્કર કડુ હતુ તેમાથી એક તોલો સોનુ કાપવુ મુશ્કેલ નહોતુ

કડુ કપાયુ. કરજ ફીટ્યુ પણ મારે સારુ આ વાત અસહ્ય થઈ પડી. હવે પછી ચોરી ન જ કરવાનો મેં નિશ્ચય કર્યો પિતાજીની પાસે કબૂલ પણ કરી દેવું જોઈએ એમ લાગ્યુ જીભ તો ન ઊપડે પિતાજી પોતે મને મારશે એવો ભય તો ન જ હતો તેમણે કોઈ દિવસ અમને એકે ભાઈને તાડન કર્યું હોય એવુ મને સ્મરણ નથી પણ પોતે દુખી થશે, કદાચ માથુ ફૂટશે તો? એ જોખમ ખેડીને પણ દોષ કબૂલ કરવો જોઈએ, તે વિના શુદ્ધિ ન થાય, એમ લાગ્યુ

છેવટે ચિઠ્ઠી લખીને દોષ કબૂલ કરવો ને માફી માગવી એવો મે ઠરાવ કર્યો મે ચિઠ્ઠી લખીને હાથોહાથ આપી ચિઠ્ઠીમા બધો દોષ કબૂલ કર્યો ને સજા માગી, પોતે પોતાની ઉપર દુખ ન વહોરી લે એવી આજીજીપૂર્વક વિનતી

કરી; ને ભવિષ્યમાં ફરી એવો દોષ ન કરવાની પ્રતિજ્ઞા કરી.

મેં ધ્રૂજતે હાથે આ ચિઠ્ઠી પિતાજીના હાથમાં મૂકી. હું તેમની પાટની સામે બેઠો. આ વેળા તેમને ભગંદરનું દરદ તો હતું જ. તેથી તેઓ ખાટલાવશ હતા. ખાટલાને બદલે લાકડાની પાટ વાપરતા.

તેમણે ચિઠ્ઠી વાંચી. આંખમાંથી મોતીનાં બિંદુ ટપક્યાં. ચિઠ્ઠી ભિજાઈ. તેમણે ક્ષણવાર આંખ મીંચી ચિઠ્ઠી ફાડી નાખી, ને પોતે વાંચવા સારુ બેઠા થયા હતા તે પાછા સૂતા.

હું પણ રડ્યો. પિતાજીનું દુ:ખ સમજી શક્યો. હું ચિતારો હોઉં તો એ ચિત્ર આજે સંપૂર્ણતાએ આલેખી શકું એટલું તે આજે પણ મારી આંખ સામે તરી રહ્યું છે.

એ મોતીબિંદુના પ્રેમબાણે મને વીંધ્યો. હું શુદ્ધ થયો. એ પ્રેમ તો જેણે અનુભવ્યો હોય તે જ જાણે :

રામબાણ વાગ્યાં રે હોય તે જાણે.

મારે સારુ આ અહિંસાનો પદાર્થપાઠ હતો.



**નોઆખલીની ઝૂંપડીમાં**

તે વેળા તો મેં એમાં પિતાપ્રેમ ઉપરાંત બીજું ન જોયું. પણ આજે હું એને શુદ્ધ અહિંસાને નામે ઓળખી શકું છું. આવી અહિંસા જ્યારે વ્યાપક સ્વરૂપ પકડે ત્યારે તે પોતાના સ્પર્શથી કોને અલિપ્ત રાખે? એવી વ્યાપક અહિંસાની શક્તિનું માપ કાઢવું અશક્ય છે.

આવી શાંત ક્ષમા પિતાજીના સ્વભાવથી પ્રતિકૂળ હતી. તે ક્રોધ કરશે, કટુ વચન સંભળાવશે, કદાચ માથું ફૂટશે, એવું મેં ધાર્યું હતું પણ તેમણે આટલી અપાર શાંતિ જાળવી તેનું કારણ દોષની નિખાલસ કબૂલાત હતી એમ હું માનું છું. જે માણસ અધિકારી આગળ, સ્વેચ્છાએ, પોતાના દોષનો, નિખાલસપણે ને ફરી કદી તે ન કરવાનો પ્રતિજ્ઞાપૂર્વક સ્વીકાર કરી લે છે તે શુદ્ધતમ પ્રાયશ્ચિત્ત કરે છે. હું જાણું છું કે મારા એકરારથી પિતાજી મારે વિષે

નિર્ભય થયા ને તેમનો મહાપ્રેમ વૃદ્ધિ પામ્યો.'
બાપુએ પોતાના જીવનની બહુ કડક પરીક્ષા કરી છે. એમણે જણાવ્યું છે કે નાનપણમાં પોતે સ્ત્રી પ્રત્યે વિષયાસક્ત હતા. પ્રભુએ



દિલ્હીનું પ્રતિજ્ઞાપાલન

એમની આંખ ઉઘાડનારો એક પ્રસંગ સરજ્યો. પિતા માંદા હતા. બાપુ પિતૃભક્ત હતા. પિતાની સારવારમાં એમને આનંદ આવતો અને જીવનની કૃતકૃત્યતા જણાતી. પિતાની માંદગી વધતી

જતી હતી. અંતે—

'અવસાનની ઘોર રાત્રિ નજીક આવી. આ વખતે મારા કાકાશ્રી રાજકોટમાં હતા, મને કંઈક એવું સ્મરણ છે કે પિતાશ્રીની માંદગી વધતી જાય છે એવા સમાચાર મળવાથી જ તેઓ આવેલા. બન્ને ભાઈઓની વચ્ચે ગાઢ પ્રેમભાવ વર્તતો હતો. કાકાશ્રી આખો દિવસ પિતાશ્રીના બિછાનાની પાસે જ બેસી રહે અને અમને બધાને સૂવાની રજા આપી પોતે પિતાશ્રીના બિછાનાની પાસે સૂએ. કોઈને એવું તો હતું જ નોહ કે આ રાત્રી આખરની નીવડશે. ભય તો સદાય રહ્યાં કરતો હતો. રાતના સાડાદસ કે અગિયાર થયા હશે. હું પગચંપી કરી રહ્યો હતો. કાકાશ્રીએ મને કહ્યું, 'તું જા, હવે હું બેસીશ.' હું રાજી થયો ને સીધો શયનગૃહમાં ગયો. સ્ત્રી તો બિચારી ભરઊંઘમાં હતી. પણ હું શાનો સૂવા દઉં? મેં જગાડી. પાંચસાત મિનિટ થઈ હશે. તેટલામાં જે નોકરને વિષે હું લખી ગયો તેણે કમાડ ઠોક્યું. મને ફાળ પડી. હું ચમક્યો. 'ઊઠ, બાપુ બહુ બીમાર છે.' એમ નોકરે કહ્યું. બહુ બીમાર તો હતા જ એ હું જાણતો હતો, એટલે અહીં બહુ 'બીમાર'નો વિશેષ અર્થ હું સમજી ગયો. બિછાનામાંથી એકદમ કૂદી પડ્યો.

'શું છે કહે તો ખરો?'

'બાપુ ગુજરી ગયા!' જવાબ મળ્યો.

હવે હું પશ્ચાત્તાપ કરું એ શું કામ આવે? હું બહુ શરમાતો, બહુ દુ:ખી થયો. પિતાશ્રીની ઓરડીમાં દોડી ગયો. હું સમજ્યો કે જો હું વિષયાંધ ન હોત તો આ છેવટની ઘડીએ મારે નસીબે વિયોગ ન હોત, અને હું પિતાજીની અંતની ઘડીએ પગચંપી કરતો હોત.'

બાપુએ પોતાને માપવા માટે સત્યનું જે માપ રાખ્યું છે તે કયું છે તેનો ખ્યાલ આ ઉપરથી આવી શકે છે. આ વાંચનારે ભૂલવું ન જોઈએ કે બાપુને પોતાની આ સ્થિતિનું ભાન ૨૩ વર્ષની ઉંમરે થઈ ગયેલું અને ૧૮૯૯માં, જ્યારે તેઓ ત્રીસ વર્ષની ભરજુવાનીમાં હતા ત્યારે તો એમણે આજીવન પૂર્ણ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધેલી. બાપુની જીવનસાધના સમજવા માટે આટલી હકીકત સૌએ સમજવી જ જોઈએ. ઉપરના પ્રસંગો તો બાપુના આત્મ-પરીક્ષણ અને પુરુષાર્થનાં પ્રતીકો છે.

બાપુના જીવનમાં ધર્મના સંસ્કારો છેક બાળપણથી પડેલા હતા. નિશાળમાં તો ધર્મશિક્ષણ જેવું આજે ય ક્યાં છે! પણ માતા ધાર્મિકવૃત્તિનાં હતાં. વ્રત-ઉપવાસ કરતાં, સાધુસંતોનો પરિચય રહેતો, એટલે બાપુમાં એ સંસ્કારો સિંચાતા હતા. ઘરની જૂની નોકર રંભાએ તો બાપુને જીવનભરનો મંત્ર આપ્યો હતો. ભય છોડવા માટે રામનામ લેવાનું એણે બાપુને શીખવેલું. જીવનની અંતિમ ક્ષણે પણ બાપુના હોઠે એ જ નામ આવ્યું હતું ને?

૧૮૮૭ની સાલમાં બાપુ મેટ્રિક પાસ થયા. એ પછી ઘણી મથામણને અંતે વધુ અભ્યાસ માટે વિલાયત જવાનું ઠર્યું. સાઠ વર્ષ પહેલાંની આ વાત છે. એ જમાનામાં વિલાયત જવું સહેલું નહોતું. એ સાથે પૂર્વગ્રહો પણ બહુ મજબૂત હતા. વિલાયતમાં માંસ, મદિરા ને સ્ત્રીસંગનો ભય હતો. બાપુની માતાએ બાપુ પાસે પ્રતિજ્ઞા લેવડાવી કે માંસ, મદિરા ને સ્ત્રીસંગથી દૂર રહેવું. બાપુએ ભક્તિભાવે એ પ્રતિજ્ઞા લીધી અને અણિશુદ્ધ પાર પાડી. આ પ્રતિજ્ઞાએ બાપુને અનેક મુશ્કેલીઓમાં તો મૂક્યા, પણ અંદરનું સોનું એથી શુદ્ધ થતું ગયું. બાપુના જીવનમાં ડગલે ને પગલે આપણે વ્રત-ઉપવાસ જોતા હતા તેનું મૂળ અહીં પડેલું છે.

બાપુ વિલાયત ગયા એટલે નાદાન નાતવાળાઓએ એમને જ્ઞાતિ બહાર મૂક્યા. બાપુ માટે તો એ બનાવ પણ સત્યની શોધનો અને અહિંસાના આચરણનો બની ગયો. વિલાયતમાં બાપુને પણ અનુભવો થયા. માતાએ આપેલી પ્રતિજ્ઞાઓ સાચવીને તેઓ 'સભ્ય' બન્યા. સમાજમાં શોભે એવાં કપડાં પહેર્યાં અને નાચ પણ શીખ્યા! પણ આ બધું લાંબો સમય ન ચાલ્યું, કારણ કે આત્મનિરીક્ષણની વૃત્તિ પહેલેથી જ બળવાન હતી. એમને થઈ ગયું કે આ બધું બરાબર નથી એટલે સાદાઈ અને

કરકસર શરૂ થયા ખોરાકના પ્રયોગો પણ આ વખતે જ એમણે આરંભ્યા. વિલાયતમાં અન્નાહારી રહેવું મુશ્કેલ હતું. ચારેબાજુનું વાતાવરણ પ્રતિજ્ઞાને નબળી પાડનારું હતું, પણ બાપુ તો અડગ જ રહ્યા બાપુ અન્નાહારી મંડળીમા જોડાયા અને તેની કાર્યવાહક સમિતિના સભ્ય બન્યા

બાપુ વિલાયત ગયા હતા બેરિસ્ટર થવા સારુ એ માટે વાક્છટા અને ભાષણો આપવાની ટેવ જરૂરી ગણાયા હતા. બાપુને એ ફાવતું નહોતું મનમાં તો વિચારોના ઓઘ ઊછળતા હતા પણ જીભ ઉપર શબ્દો આવતા નહોતા. તેઓ આટલા બધા સમભાવી છે એવી એમને પોતાને ય પહેના ખબર નહોતી એમના પ્રત્યે પ્રેમ અને સહાનુભૂતિ રાખનાર ઘણા હતા, પણ સૌને એમનું શરમાળપણું ખૂચતું બાપુ કહે છે કે એ શરમાળપણું જ એમની ઢાલ બન્યું અને એમાથી તોળીતોળીને, વિચારીવિચારીને બોલવાની ટેવ પડી.

વિલાયતમાં બાપુ ધાર્મિક પરિચયો વધારતા હતા ગીતા પ્રત્યેનુ પ્રબળ આકર્ષણ પણ ત્યા જ પેદા થયુ બાપુ લખે છે:

'વિલાયતમા રહેતા વર્ષેક થયુ હશે તેવામા બે થિયોસોફિસ્ટ મિત્રોની ઓળખાણ થઈ બન્ને સગા ભાઈ હતા ને અવિવાહિત હતા તેઓએ મારી પાસે ગીતાજીની વાત કરી તેઓ એડવિન આર્નલ્ડનો ગીતાજીનો અનુવાદ વાચતા હતા. પણ મને તેઓએ તે તેમની સાથે સંસ્કૃતમા વાંચવા નોતર્યો હુ શરમાયો, કેમ કે મે તો ગીતા સંસ્કૃતમા કે પ્રાકૃતમાં વાચી જ નહોતી' મારે તેમને કહેવુ પડ્યુ કે મે ગીતાજી વાચેલ જ નથી, પણ તમારી સાથે હુ તે વાચવા તૈયાર છુ મારો સસ્કૃતનો અભ્યાસ પણ નહિ જેવો જ છે હુ તે એટલે સુધી સમજી શકીશ કે તરજુમામા અવળો અર્થ હશે તો સુધારી શકીશ. આમ આ ભાઈઓની સાથે મે ગીતા વાંચવાનો આરંભ કર્યો. બીજા અધ્યાયના છેલ્લા શ્લોકોમાંના

ध्यायतो विषयान्पुंस: संगस्तेषूपजायते ।
संगात्संजायते काम: कामात्क्रोधोऽभिजायते ॥
क्रोधाद् भवति संमोह: संमोहात्स्मृतिविभ्रम: ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥*

એ શ્લોકની મારા મન ઉપર ઊંડી અસર પડી. તેના ભણકારા મારા કાનમા વાગ્યા જ કરે. ભગવદ્ગીતા અમૂલ્ય ગ્રંથ છે એમ મને તે વેળા ભાસ્યુ. તે માન્યતા ધીમે ધીમે વધતી ગઈ અને આજે તત્ત્વજ્ઞાનને સારુ તેને હું સર્વોત્તમ ગ્રંથ ગણું છું. મારી નિરાશાના સમયે તે ગ્રંથે મને અમૂલ્ય સહાય કરી છે'

બાપુએ લીધેલી પ્રતિજ્ઞાની કસોટીના પ્રસંગો તો આવતા જતા હતા, પરતુ તે માંસ અને મદિરા સુધી મર્યાદિત હતા. એક દિવસ ત્રીજી પ્રતિજ્ઞા તૂટવાની ઘડી આવી પહોચી બાપુના શબ્દોમાં જ એ પ્રસંગ જાણીએ

'ઘણે કરીને મારા વિલાયતના વસવાટના છેલ્લા વર્ષમા, એટલે ૧૮૯૦ની સાલમા, પોર્ટસ્મથમા અન્નાહારીઓનું સંમેલન હતું તેમા મને અને એક હિંદી મિત્રને આમંત્રણ હતું અમે બન્ને ત્યા ગયા અમને બન્નેને એક બાઈને ત્યા ઉતારો આપવામા આવ્યો હતો

પોર્ટસ્મથ ખલાસીઓનું બંદર ગણાય છે. ત્યા ઘણા ઘરો દુરાચરણી સ્ત્રીઓના હોય છે. તે સ્ત્રીઓ વેશ્યા નહિ તેમ નિર્દોષ પણ નહિ આવા જ એક ઘરમાં અમારો ઉતારો હતો. સ્વાગતમંડળે ઇરાદાપૂર્વક એવા ઘર શોધેલા એમ કહેવાનો આશય નથી પણ પોર્ટસ્મથ જેવા બંદરમા જ્યારે મુસાફરોને રાખવા સારુ ઉતારા શોધવામા આવે ત્યારે કયાં ઘર સારાં અને કયા નઠારા એ કહેવુ મુશ્કેલ જ થઈ પડે

રાત પડી અમે સભામાંથી ઘેર આવ્યા જમીને પાનાં રમવા બેઠા. વિલાયતમાં મારા

* વિષયોનું ચિંતન કરનારને પ્રથમ તેને વિષે સંગ ઊપજે છે, સંગથી કામના જન્મે છે, કામનાની પાછળ ક્રોધ આવે છે, ક્રોધમાંથી સંમોહ, સંમોહમાંથી સ્મૃતિભ્રમ, અને સ્મૃતિભ્રમથી બુદ્ધિનાશ થાય છે, ને અંતે તે પુરુષનો પોતાનો નાશ થઈ જાય છે

ઘરોમાં. પણ આમ મહેમાનોની સાથે ગૃહિણી પાનાં રમવા બેસે, પાનાં રમતાં નિર્દોષ વિનોદ સહુ કરે. અહીં બીભત્સ વિનોદ શરૂ થયો. મારા સાથી તેમાં નિપુણ હતા એ હું નહોતો જાણતો મને આ વિનોદમાં રસ પડ્યો. હું પણ ભળ્યો. વાણીમાંથી ચેષ્ટામાં ઊતરી પડવાની તૈયારી હતી. પાનાં એક કોરે રહેવાની તૈયારીમાં હતાં. પણ મારા ભલા સાથીના મનમાં રામ વસ્યા. તે બોલ્યા, 'અલ્યા, તારામાં આ કળજુગ કેવો! તારું એ કામ નહિ. તું ભાગ અહીંથી.'

હું શરમાયો. ચેત્યો. હૃદયમાં આ મિત્રનો ઉપકાર માન્યો. માતાની પાસે લીધેલી પ્રતિજ્ઞા યાદ આવી. હું ભાગ્યો. મારી કોટડીમાં ધ્રૂજતો ધ્રૂજતો પહોંચ્યો. છાતી થડકતી હતી. કાતિલના હાથમાંથી બચીને કોઈ શિકાર છૂટે ને તેની જેવી સ્થિતિ હોય તેવી મારી હતી.'

બાપુ કહે છે કે ઈશ્વરે જ મને ઊગાર્યો. એની કૃપા વિના હું બચી શકત નહિ. અહીં બાપુ બોલ્યા: 'નિર્બલ કે બલ રામ'.

બેરિસ્ટર થઈને બાપુ ઘેર આવ્યા એ પછી નવી મૂંઝવણો શરૂ થઈ. બાપુ વિલાયત હતા ત્યારે જ માતાનું અવસાન થયેલું, પણ સ્નેહીજનોએ એ ખબર છુપાવી રાખેલી. બાપુ આવ્યા ત્યારે એમણે જાણ્યું. ભારે આઘાત થયો. તેઓ પોતે લખે છે: 'મારા દુઃખ ઉપર હું પડદો નાખવા ઇચ્છું છું. પિતાના મૃત્યુથી મને જે આઘાત પહોંચ્યો હતો તેના કરતાં આ મૃત્યુના ખબરથી મને બહુ વધારે પહોંચ્યો. મારી ઘણી ધારેલી મુરાદો બરબાદ ગઈ'.

બરાબર આ વખતે જ એમને શ્રીમદ્ રાજચંદ્ર સાથે પરિચય થયો. શ્રીમદ્ રાજચંદ્રજીની ઉંમર ત્યારે માત્ર ૨૫ વર્ષની હતી. પરંતુ એમના જ્ઞાન–ચારિત્રની સુવાસ અનેકને પહોંચી હતી. તેઓ શતાવધાની હતા. બાપુ પ્રથમ તો એ કુતૂહલથી એમને મળેલા, પણ એમણે પહેલી મુલાકાતે જ જોઈ લીધું કે 'હસતાં રમતાં પ્રગટ હરિ દેખું રે' એવો આ આત્મા છે. બાપુને ત્યારપછી શ્રીમદ્ રાજચંદ્રનો આધ્યાત્મિક સાથ ઠીકઠીક પ્રમાણમાં મળ્યો.

હિંદમાં આવ્યા પછી બાપુની પ્રવૃત્તિ ત્રણ દિશામાં ચાલતી હતી: એક ધર્મશોધન, બીજી ખોરાકના પ્રયોગો અને ત્રીજી પ્રવૃત્તિ વકીલાતમાં માર્ગ મેળવવાની. આમાંની બે પ્રવૃત્તિમાં તેઓ સફળ થયા, પણ ત્રીજી ફાવી નહિ. દુન્યવી સફળતા માટે અસત્ય, લાગવગ, ખુશામત વગેરે જોઈએ તે બાપુના મનને રુચતાં જ ન હતાં.

અચાનક આફ્રિકાનું તેડું આવ્યું. કુદરત બાપુને તાવવા ઇચ્છતી હતી અને એ અગ્નિભઠ્ઠી આફ્રિકામાં તૈયાર હતી. પ્રભુને પોતાનું કાર્ય કરવા શુદ્ધ માનવશરીરની જરૂર હતી. એણે બાપુને એ માટે પસંદ કર્યા. એક મેમણ પેઢીના મોટા કેસમાં કોઈ મોટા વકીલ નીચે કામ કરવા જવાનું હતું. બાપુ તૈયાર થઈ ગયા. ૧૮૯૩માં એટલે માત્ર ૨૪ વર્ષની ઉંમરે વતન છોડી તેઓ આફ્રિકા ઊપડ્યા.

આપણે બાપુને એટલાં બધાં વર્ષ આપણી વચ્ચે જોયા છે કે આફ્રિકા યાદ જ ન આવે. ૧૯૧૫થી ૧૯૪૮ સુધીમાં આપણા રાષ્ટ્રજીવનના પ્રત્યેક શ્વાસોચ્છ્વાસમાં બાપુનું જીવન ધબક્યું છે એટલે આપણી નજર એથી આગળ ન જાય એ સ્વાભાવિક છે. પણ બાપુની જીવનસાધના જાણવા માટે તો આફ્રિકાનાં ૨૨ વર્ષો અતિ અગત્યનાં છે.

બાપુ આફ્રિકામાં ગયા હતા વકીલાત કરવા, પરંતુ કુદરતે એમને માટે જુદું જ નિર્માણ કરી રાખ્યું હતું. આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ ગુલામો જેવી હતી. એમને ડગલે ને પગલે અપમાન સહવાં પડતાં. આ સામે હિંદીઓના દિલમાં રોષ હતો. પરંતુ કોઈ પ્રકારનું સંગઠન નહોતું. અનેક વાડાઓ રચાઈ ગયા હતા. ધીમે ધીમે સૌ અપમાનથી ટેવાઈ જઈ માનવતા છોડવા લાગ્યા હતા. બાપુને ત્યાં જતાં જ એ અનુભવો થવા લાગ્યા. વકીલાત કરી અને તે અંગે અનુભવો પણ ઘણા થયા. પરંતુ સત્યની શોધ માટે સત્યાગ્રહની જે શોધ ત્યાં એમણે કરી તેમાં જ એમનાં સમય, શક્તિને હૃદય રોકાઈ ગયાં.

જે કેસ માટે બાપુ આફ્રિકા ગયા હતા તે કેસ પૂરો થતાં એમણે હિંદ આવવાની તૈયારી કરી હતી. વિદાયનો મેળાવડો ગોઠવાયો હતો. બાપુ જ્યા બેઠા હતા ત્યા સામે કેટલાક વર્તમાનપત્રો પડેલાં હતા બાપુ એ જોતા હતા ત્યા તેના એક ખૂણામા છપાયેલા સમાચારો તરફ એમનુ ધ્યાન ખેચાયુ એ ચોકયા એ સમાચારની મતલબ એવી હતી કે નાતાલની ધારાસભામા હિંદીઓને મળતો મતાધિકાર ખૂચવી લેવો બાપુએ તરત આજુબાજુનાઓને આ વિષે પૂછ્યુ, પણ કોઈ કશુ જાણતું ન હતું ' બાપુએ આ કાયદાની ગભીરતા સમજાવી ત્યારે સૌ આભા બની ગયા કોઈએ વિનતિ કરી, 'તમે આ સ્ટીમરમા ન જાઓ ને એકાદ માસ રોકાઈ જાઓ તો તમે કહો તેમ કરીએ ' થોડીક ચર્ચાને અંતે બાપુ રોકાયા વકીલ તરીકે નહિ, હિંદીઓના 'ભાઈ' તરીકે. ખાણાની મિજલસનુ સ્વરૂપ બદલાઈ ગયુ અને લડાઈની હવા વ્યાપી ગઈ. ૧૮૯૩ની એ સાલ.

(વધુ આવતા અંકે).

## રાષ્ટ્રપિતાનું જીવનચક્ર



મહાત્માજીના જીવનચક્રનુ આ ચિત્ર સાબરમતી આશ્રમના તેમના નિવાસસ્થાનમાં ભીંત પર રાખવામા આવ્યું છે તેમાં પહેલા ચક્રમા સત્ય અને અહિંસા છે બીજા ચક્રમાં પ્રેમ, જ્ઞાન, અન્ન અને બલ છે ત્રીજામાં સમાજશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને શરીરશાસ્ત્ર છે ચોથા અને છેલ્લા ચક્રમા હરિજનસેવા, નારીઉન્નતિ, જાતીય ઐક્ય, માતૃભાષાપ્રેમ, નઈ તાલીમ (પ્રૌઢ શિક્ષણ સહિત), રાષ્ટ્રભાષાપ્રચાર, ખાદી, અર્થસામ્ય, ગ્રામોદ્યોગ, નિર્વ્યસનતા, ગ્રામઆરોગ્ય અને ગ્રામસફાઈ બતાવેલાં છે, ચક્રને વ્યાપીને ચાર ખૂણામાં સત્યાગ્રહ શબ્દ આલેખેલ છે.

# વિધિનિર્મિત શુક્રવાર

લેખક:

**શ્રી. પ્યારેલાલ**

પરમ પૂજ્ય બાપુના મૃત્યુદિનનો વૃત્તાંત શ્રી. પ્યારેલાલજી કરતાં વધુ ઝીણવટથી કોણ આપી શકે? એમણે 'હરિજનબંધુ'માં આગલા દિવસની રાતથી શુક્રવારની સાંજ સુધીનું વર્ણન આપ્યું છે, એ વાંચીએ અને આંસુથી હૃદયનો મેલ ધોઈ પાવન થઈએ.

૨૯મી તારીખે આખો દિવસ ગાંધીજી કામમાં એટલા બધા રોકાયેલા રહ્યા કે સાંજે તે થાકીને લોથ થઈ ગયા. કોંગ્રેસ માટેના બંધારણના ખરડા તરફ આંગળી કરીને તેમણે આભાને કહ્યું, કે 'મને ચક્કર આવે છે તેમ છતાં મારે એ કામ પૂરું કરવું રહ્યું. મને લાગે છે કે મારે મોડે સુધી જાગવું પડશે.' કોંગ્રેસના નવા બંધારણનો એ ખરડો તૈયાર કરવાનું ગાંધીજીએ માથે લીધું હતું.

આખરે રાત્રે સવાનવ વાગ્યે ગાંધીજી સૂવાને ઊઠ્યા. એ વખતે બેમાંની એક



ચિરનિદ્રામાં- બરલા ભવન

બાળાએ યાદ આપ્યું કે બાપુજી, તમે આજે હમેશ મુજબ કસરત નથી કરી. 'ઠીક, ત્યારે તું મને કહેજ છે તો હું કસરત કરી લઉં.' અને આમ કહીને બે બાળાઓના ખભા પર હાથ ટેકવીને ડબલ બારની કસરતની જેમ ત્રણ વખત પોતાનું શરીર ઊંચું કરવાની કસરત તેમણે કરી.

પથારીમાં સૂતા પછી પોતાના કરતાં વિશેષે કરીને પોતાની સેવાચાકરી કરનારાંઓના સમાધાનને ખાતર સામાન્ય રીતે ગાંધીજી પોતાના પગ તથા શરીર ચાંપવા દેતા. માનસિક દૃષ્ટિએ તો ગાંધીજીએ ઘણું

'સમયથી એને વિષે ઉદાસીનતા કેળવી હતી "એ કે આવી નાનીનાની કાળજીની તેમના શરીરને જરૂર હતી એ હુ જાણુ છુ દિવસભરના લોથપોથ કરી મૂકનારા કામના બોજા પછી એથી કરીને હળવી વાતો તથા વિનોદને માટે પણ તક મળી રહેતી આવા વાર્તાવિનોદની સાથેસાથે ગાધીજી સૂચનાઓ પણ આપતા

ગુરુવારે રાત્રે, સહજ મળવાને આવેલા એક આશ્રમવાસી બહેન જોડે તેમણે વાતચીત કરી એમની તબિયત સારી રહેતી નહોતી એ માટે તેમણે તેમને ઠપકો આપ્યો અને કહ્યુ કે રામનામ તમારા હૃદયમાં પ્રતિષ્ઠિત થયુ હોત તો તમે માદા નહી પડત ' પણ એને માટે તો શ્રદ્ધા જોઈએ '

એ જ દિવસે સાજે પ્રાર્થના પછી



અનતની યાત્રાએ

પ્રાર્થનામા આવેલાઓમાંથી એક ભાઈ ગાધીજીના હસ્તાક્ષર લેવાને તેમની પાસે દોડી આ યા કેમ કે બીજી તારીખે વર્ધા જવાના હતા ગાંધીજીએ પૂછ્યુ, ' હુ જવાનો છુ એમ કોણે કહ્યુ ? ' ' છાપાંઓમાં એવી ખબર છે, ' હસ્તાક્ષરો યાચનારાએ કહ્યુ ગાંધીજીએ, જવાબ આપ્યો, ' હા, ગાંધીને વિષે એવી ખબર છાપાઓમાં મે પણ વાંચી છે, પણ એ કયા 'ગાધી' વિષે છે તેની મને ખબર નથી '

બીજા એક આશ્રમવાસીની સાથે વાત કરતા પણ પ્રાર્થના પછીના પ્રવચનમા તેમણે વ્યક્ત કરેલી પોતાની લાગણી ગાંધીજીએ ફરીથી વ્યક્ત કરી 'મારે

અશાંતિમાંથી શાંતિ, અંધકારમાંથી પ્રકાશ અને નિરાશામાંથી આશા ખોળવાં રહ્યાં.' પછીથી વાતમાં 'હાથલાકડી'નો ઉલ્લેખ આવતાં તેમણે કહ્યું કે, 'બાળાઓને હું મારી હાથલાકડી બનવા દઉં છું ખરો. પરંતુ સાચું પૂછો તો મારે એની કશી જરૂર નથી. કોઈ પણ વસ્તુ માટે કોઈના પર પણ આધાર ન રાખવાની મેં ઘણા સમયથી ટેવ પાડી છે. પોતાના પિતાની પાસે જતી હોય તેમ બાળાઓ મારી આસપાસ ટોળે વળે છે. મને એ ગમે છે. પણ ખરેખર હું એ વિષે સર્વથા ઉદાસીન



પાવક જ્વાળા

છું.' અને તેમની આંખો બિડાઈ ત્યાં સુધી આવી આવી વાતો ચાલી.

વિધિનિર્મિત ૩૦મી તારીખે સવારની પ્રાર્થના માટે હમેશની જેમ ગાંધીજી સાડા ત્રણ વાગ્યે ઊઠ્યા. પ્રાર્થના પછી તે કામે વળગ્યા અને પછીથી થોડીક ઊંઘ લેવાને માટે ફરીથી પથારીમાં સૂઈ ગયા.

સવારે આઠ વાગ્યે તેમને માલિસ કરવામાં આવે છે. મારા ઓરડામાં થઈને પસાર થતાં કોંગ્રેસ માટેના નવા

બંધારણનો તેમણે તૈયાર કરેલો ખરડો તેઓ મને આપતા ગયા આગલી રાત્રે એનો થોડોક ભાગ તેમણે તૈયાર કર્યો હતો અને તેમણે મને એ 'બરાબર' તપાસી જવાને જણાવ્યું તેમણે કહ્યું, 'એમાં વિચારની જે કાંઈ ઊણપો રહી ગઈ હોય તે પૂરી કરજો બહુ થાક્યાપાક્યા મેં એ તૈયાર કર્યો છે' એ ખરડો રાષ્ટ્ર માટેનું તેમનું છેલ્લુ વસિયતનામુ છે

માલિસ પછી ઓરડા આગળથી પસાર થતાં મે પેલો બધારણનો ખરડો જોઈ કાઢ્યો કે કેમ તે તેમણે મને પૂછ્યુ વળી મદ્રાસ પર ઝઝૂમી રહેલી અનાજની કટોકટીને અંગે નોઆખલીના મારા અનુભવો અને પ્રયોગોને આધારે એક નોંધ તૈયાર કરવાને પણ તેમણે મને કહ્યુ 'ખોરાક ખાતાના પ્રધાન ચિતાતુર બન્યા છે જુદીજુદી જાતનાં કદમૂળોની વાત જવા દો તોપણ કુદરતે જ્યાં આગળ નાળિયેરીઓ અને ખજૂરીઓ તથા મગફળી અને કેળા મોકળે હાથે આપ્યાં છે એવો મદ્રાસ પ્રાત ભૂખે ન મરવો જોઈએ હા, ખોરાકને અગેની પોતાની સાધનસામગ્રી લોકોને કામમાં લેતા આવડવુ જોઈએ' તે ઇચ્છતા હતા તેવી નોંધ તૈયાર કરવાની મે હા પાડી પછીથી તે નાહવાને ગયા નાહીને આવ્યા ત્યારે તે ખૂબ પ્રફુલ્લ લાગતા હતા ગઈ રાતનો થાક અદૃશ્ય થયો હતો પછી તે પોતાના હમેશના ખુશમિજાજમાં આવ્યા હતા આશ્રમની બાળાઓના શરીરનો બાંધો નબળો હોવાને કારણે તેમણે તેમને ઠપકો આપ્યો કોઈએ તેમને કહ્યુ કે વાહનને અભાવે ગાડી ચૂકી ગયાં તેના જવાબમા તરત જ તેમણે કહ્યુ કે, 'તેમણે એટલુ ચાલી કેમ ન નાખ્યું?' અને આ કઈ ખાલી ફાકા મારવાની વાત નહોતી કેમ કે મને યાદ છે કે, એક વખતે આંધ્ર દેશનો અમે પ્રવાસ કરતા હતા ત્યારે મોટરમાં પેટ્રોલ ખૂટી જવાથી પાસેના તેર માઈલ દૂરના સ્ટેશને અમારા કાગળો તથા થોડોક સામાન લઈને ચાલીને પહોંચવા માટે તૈયાર થવાને તેમણે મને જણાવ્યુ હતુ

બગાળી લેખનનું તેમનુ રોજનું કામ પતાવીને સાડાનવ વાગ્યે તેમણે સવારનું ભોજન લીધુ પોતાની મંડળીને વિખેરી નાખીને 'કરેગે યા મરેગે' ની પ્રતિજ્ઞાનું પાલન કરવાને પૂર્વ બગાળમા દટાઈ જવાને તે ખુલ્લે પગે શ્રીરામપુર ગયા ત્યારથી આ નિત્યક્રમને તે ચીવટપૂર્વક વળગી રહ્યા હતા મારા સુધારાવધારા સાથેનો તેમનો બધારણનો ખરડો લઈને હુ તેમની પાસે પહોંચ્યો ત્યારે તે હજી ભોજન લેતા હતા તેમના ભોજનમા બકરીનુ દૂધ, રાંધેલી અને કાચી ભાજી, મોસબી, આદુનો કાઢો, ખાટાં લીબુનો રસ તથા ઘૃતકુમારીનો સમાવેશ થતો હતો બધારણના ખરડાના મારા સુધારાવધારા પોતાની વિશિષ્ટ પ્રકારની ઝીણવટથી તેઓ એક પછી એક જોઈ ગયા અને પચાયતના આગેવાનોની સખ્યાની ગણતરીને અગેની સરતચૂકથી રહી ગયેલી મારી ભૂલ તેમણે સુધારી

પછીથી મેં ડૉ રાજેન્દ્રપ્રસાદની મારી મુલાકાતનો વિગતે હેવાલ આપ્યો તેમની તબિયત સારી રહેતી નહોતી તેથી એ વિષે ખબર કાઢવાને આગલે દિવસે તેમણે મને મોકલ્યો હતો વળી આગલે દિવસે સાજે ડૉ શ્યામપ્રસાદ મુકરજીને હુ મળ્યો ત્યારે પૂર્વ બગાળની સ્થિતિ વિષે તેમણે આપેલી છેલ્લી ખબર પણ મે ગાંધીજીને કહી સંભળાવી આના પરથી નોઆખલીની વાત નીકળી મેં તેમની સમક્ષ વ્યવસ્થિત રીતે વસ્તીનુ સ્થળાંતર કરવાની વાત મૂકી

પરંતુ એ વિષે તેમનો અભિપ્રાય સ્પષ્ટ અને દૃઢ હતો. જેમ આપણા કાર્યકર્તાઓએ 'કરેંગે યા મરેંગે'ના સૂત્ર પ્રમાણે આચરણ કરવાનું છે તે જ રીતે પોતાનાં સ્વમાન, આબરૂ તથા ધાર્મિક સ્વાતંત્ર્યનો હક સાચવવાને માટે 'કરેંગે યા મરેંગે'ના સૂત્રનો અમલ કરવાને પ્રજાને પણ આપણે તૈયાર કરવી જોઈએ. 'છેવટે ગણ્યાગાંઠ્યા જ એવા રહી જાય એમ બને પરંતુ દુર્બળતામાંથી સામર્થ્ય પેદા કરવાનો બીજો કોઈ ઉપાય નથી. સશસ્ત્ર યુદ્ધમાં પણ સામાન્ય સિપાઈઓનો ઘાણ નથી નીકળતો ? તો પછી અહિંસક યુદ્ધમાં પણ એથી બીજું કેવી રીતે સંભવી શકે ?" આગળ ચાલતાં તેમણે જણાવ્યું, 'તમે જે કરી રહ્યા છો એ યોગ્ય રસ્તો છે. તમે મોતનો ભય કાઢ્યો છે અને લોકોના હૃદયમાં સ્થાન મેળવ્યું છે તથા તેમના પ્રીતિપાત્ર બન્યા છો. પ્રેમ અને ખંતની સાથે જ્ઞાનનો મેળ સાધવો જોઈએ. આ તમે કર્યું છે. તમે એકલા પણ સંપૂર્ણપણે અને યોગ્ય રીતે તમારી ફરજ બજાવો તો



એકત્ર કરાતાં અવશેષ

બીજાં બધાંને તમે તમારામાં સમાવી લેશો. તમને ખબર છે કે તમારી મને અહીં ખૂબ જરૂર છે. મારા પર એટલો બધો બોજો છે કે ન પૂછો વાત. વળી દુનિયાને પણ હું ઘણુંઘણું કહેવા માગું છું પરંતુ તમે અહીં નથી એટલે હાલ હું એ નથી કરી શકતો. પરંતુ એ બાબતમાં મારા દિલને મેં વજ્ર જેવું કઠણ કર્યું છે. તમે જે કાર્ય કરી રહ્યા છો તે વધારે મહત્ત્વનું છે.' પછીથી ગુંડાઓની બાબતમાં સરકાર પોતાની ફરજ બજાવવામાં નિષ્ફળ નીવડે તો તેમની જોડે કેવી રીતે કામ લેવું એ તેમણે બતાવ્યું.

બપોરના આરામ પછી ગાંધીજી શ્રી. સુધીર ઘોષને મળ્યા. શ્રી. ઘોષે લંડનના ટાઈમ્સ પત્રની એક કાપલી તથા સરદારને કોમવાદી કહીને અને પંડિત જવાહરલાલનાં વખાણ કરવાનો ડોળ કરીને લોકો તેમની વચ્ચે ફૂટ પડાવવાનો કેવી રીતે સતત પ્રયાસ કરી રહ્યા છે એ બતાવતા એક

અંગ્રેજ મિત્રના કાગળમાંથી કેટલાક ઉતારા ગાંધીજીને વાંચી બતાવ્યા. ગાંધીજીએ કહ્યું કે મને એ રમતની ખબર છે અને એ વિષે હું ભારે વિમાસણમાં પડી ગયો છું. 'હરિજન'માં પ્રસિદ્ધ થયેલા પ્રાર્થના પછીના એક પ્રવચનમાં મે આને વિષે ચર્ચા કરી છે. પણ આ બાબતમાં એથી કંઈક વિશેષ કરવાની જરૂર છે એ વિષે શું કરવું એનો હું વિચાર કરી રહ્યો છું.

આખો દિવસ એક પછી એક મુલાકાત ચાલ્યા જ કરી દિલ્હીના મૌલાનાઓ તેમને મળવા આવ્યા તેમણે ગાંધીજીના વર્ધા જવા વિષે સંમતિ આપી ગાંધીજીએ તેમને કહ્યું કે થોડા વખત માટે જ હું અહીંથી જાઉં છું ઈશ્વરે કંઈક જુદું જ ધાર્યું હોય અને અણુચિંતવ્યું કંઈક બની જાય તે સિવાય ૧૧મી તારીખે સદ્‌ગત જમનાલાલજીની પુણ્યતિથિના સમારંભમાં ભાગ લઈને ૧૪મી તારીખે હું પાછો દિલ્હી આવી પહોંચીશ

સાડાચાર વાગ્યે આભા ગાંધીજીનું સાંજનું ભાણું લાવી એમાં લગભગ સવારના ભોજનની જ વસ્તુઓ હતી આ પૃથ્વી પરનું આ તેમનું છેલ્લું ભોજન હતું સરદાર સાથેની મુલાકાત એ તેમની એવી છેલ્લી મુલાકાત હતી પ્રધાનમંડળની એકતા છિન્નભિન્ન કરવા માટે સરદારની સામે ચાલી રહેલો દુષ્ટતાભર્યો પ્રચાર એ તેમની વચ્ચેની ચર્ચાની એક બાબત હતી. તેમનો એવો સ્પષ્ટ અભિપ્રાય હતો કે પ્રધાનમંડળમાં કોઈ પણ પ્રકારનું ભંગાણ પડે એ દેશના ઇતિહાસની આ કટોકટીની પળે આપાતરૂપ છે સરદારને તેમણે કહ્યું કે પ્રાર્થના પછીના આજ સાંજના મારા પ્રવચનમાં હું એ વિષે બોલીશ પ્રાર્થના પછી પંડિતજી મને મળવાના છે તેમની સાથે પણ હું એ વિષે ચર્ચા કરીશ. વળી તેમણે ઉમેર્યું કે, જરૂર જણાય તો બીજી તારીખે વર્ધા જવાનું હું માંડી વાળીશ અને એ વચ્ચે અણબનાવ કરાવવાના દુષ્ટતાભર્યા પ્રયાસને નિર્મૂળ કર્યા વિના હું દિલ્હી નહિ છોડું.

આમ વાત ચાલી રહી હતી બિચારી આભા હજી પણ એમાં વિક્ષેપ પાડવાની હિંમત કરી ન શકી. સમય સાચવવાની અને ખાસ કરીને પ્રાર્થનાનો સમય જાળવવાની બાબતને ગાંધીજી ભારે મહત્ત્વ આપતા હતા એ તે જાણતી હતી એટલે જીવ પર આવી જઈને પ્રાર્થનાનું મોડું થાય છે એ દર્શાવવા તેણે તેમનું ઘડિયાળ તેમની આગળ ધર્યું. પ્રાર્થનામાં જતાં પહેલાં નાહવાની ઓરડીમાં જવાને ઊઠતાં ઊઠતાં તેમણે કહ્યું કે, 'હવે તો મારે ભાગવું જ જોઈએ' જ્યાં આગળ સાંજની પ્રાર્થના કરવામાં આવતી હતી તે વ્યાસપીઠના પગથિયાં આગળ આવતાં સુધી માર્ગમાં તેમણે તે દિવસે સાંજની તેમની 'હાથલાકડીઓ' આભા અને મનુ જોડે ઠઠ્ઠામશ્કરી ઉડાવી

બપોર પછી આભાએ ગાંધીજીને કાચા ગાજરનો રસ આપ્યો ત્યારે તેમણે કહ્યું, 'તું મને ઢોરનો ખોરાક આપે છે એમ ને.' આભાએ જવાબ આપ્યો, 'બા એને ઘોડાનો ખોરાક કહેતાં હતાં' 'બીજું કોઈ જેની પરવા કરતું નથી તેનો હું આસ્વાદ લઉં છું-એ મારે માટે ભારે નહિ કહેવાય?' એમ કહીને તે હસ્યા

'બાપુ, તમારું ઘડિયાળ બિચારું ઓરવું હશે, તમે એના તરફ નજર રાખતા જ નથી' આભાએ કહ્યું 'તમે લોકો જ મારી ઘડિયાળો છો, પછી હું શાને એમ કરું?' તેમણે જવાબ આપ્યો 'પણ તમે એ ઘડિયાળો તરફ નજર રાખતા નથી,' એક

કહ્યું. બાપુ ફરી પાછા હસી પડ્યા. પગથિયાં નજીક આવતાં તેમના છેલ્લા શબ્દો આ છે: 'હું દશ મિનિટ મોડો છું. મોડા થવું મને બિલકુલ પસંદ નથી. બરાબર પાંચને ટકોરે પ્રાર્થનાની જગ્યાએ આવી જવાનું મને ગમે.' એટલેથી વાત અટકી કેમ કે પ્રાર્થનાસ્થાનની નજીક આવતાંવેંત બધી મજાક અને વાતચીત બંધ થઈ જવી જોઈએ, અને મનમાં પ્રાર્થના સિવાય બીજા કશા વિચાર ન હોવા જોઈએ એવો તેમની



જમુનાઘાટે પુષ્પાર્પણ

'હાથલાકડીઓ' સાથેનો તેમનો સંકેત હતો.

પ્રાર્થનાર્થીઓની કોર્ડન કરેલી હારમાં થઈને તે જતા હતા ત્યારે પ્રાર્થનાર્થીઓના નમસ્કારના વળતા નમસ્કાર કરવાને તેમણે બે બાળાઓના ખભા પરથી પોતાનો હાથ ઉપાડી લીધા. એકાએક જમણી બાજુએથી જોરથી માર્ગ કરતો એક માણસ ટોળામાંથી આવ્યો. ગાંધીજીના પગને સ્પર્શ કરવાને માટે તે આવ્યો છે એમ સમજીને મનુએ પ્રાર્થનાનું મોડું થવા છતાંયે તમે આવી રીતે વખત લો છો એવી મતલબનું ઠપકારૂપે તેને કહ્યું અને તેનો હાથ

પકડીને આ ધસી આવનારને અટકાવવા પ્રયત્ન કર્યો. તેણે તેને જોરથી હડસેલી મૂકી એથી કરીને તેના હાથમાંની ભજનાવલી, બાપુની થૂંકદાની તથા માળા નીચે પડી ગયાં એ વસ્તુઓ લેવાને તે નીચે વળી એટલામાં પેલો બાપુની છેક સામે આવીને ઊભો બાપુની એટલો સમીપ તે આવ્યો હતો કે ગોળીનું એક ખાલી કોચલું બાપુના કપડાની ગડીમાંથી મળી આવ્યું હતું સાત બારની ઓટોમેટિક પિસ્તોલમાંથી ધડાધડ ત્રણ બાર થયા પહેલી ગોળી મધ્ય રેખાથી સાડાત્રણ ઇંચ જમણી બાજુએ નાભિથી અઢી ઇંચ ઉપર પેટમાં વાગી હતી બીજી મધ્ય રેખાથી એક ઇંચ દૂર અને ત્રીજી જમણી બાજુએ છાતીમાં મધ્ય રેખાથી ચાર ઇંચ દૂર વાગી હતી પહેલી અને બીજી ગોળી શરીરની આરપાર નીકળી ગઈ હતી ત્રીજી ફેફસામાં ભરાઈ રહી હતી પહેલી ગોળી વાગી ત્યારે જે પગ ગતિમાં હતો તે વળી ગયો. બીજી ગોળી વખતે પણ તે ઊભા હતા અને પછી તે ઢગલો થઈને પડ્યા 'રામ, રામ' એ તેમના છેલ્લા બોલ હતા તેમનો ચહેરો ફિક્કો પડી ગયો તેમના સફેદ વસ્ત્રો પર લાલ ડાઘ પ્રસરી ગયો પ્રાર્થનાર્થીઓને નમસ્કારને અર્થે ઊંચા કરેલા હાથ ધીમે ધીમે નીચે ઢળ્યા એક હાથ તેના સ્વાભાવિક સ્થાન આ આભાની ગરદન પર પડ્યો, શિથિલ બની ગયેલો દેહ ધીમેથી ઢળી પડ્યો સડક બની ગયેલી મનુ અને આભાને શું બની ગયું તેની ત્યારે જ ખબર પડી

બીજે દિવસે નોઆખલી જવાની તૈયારી પૂરી કરવા માટે હું શહેરમાં ગયો હતો ત્યાંથી હું આવ્યો અને પ્રાર્થનાસ્થાન તરફ જતી પથ્થરની કમાનો સુધી પહોંચ્યો ત્યાં તો સામેથી શ્રી ચંદવાણી દોડતા આવ્યા તે બોલી ઊઠ્યા, 'દાક્તરને ફોન કરો, બાપુ પર ગોળીબાર થયો છે' હું તો એ સાંભળીને સડક જ થઈ ગયો. યંત્રની પેઠે મેં દાક્તરને બોલાવવા કોઈકને ફોન કરવા કહ્યું

સૌ આભાં બની ગયાં હતા તેમની પાછળ આવનાર ડૉ. રાજ સભરવાલે તેમનું માથું ધીમેથી આભાના ખોળામાં મૂક્યું તેમનો દેહ કંપતો હતો અને આંખો અરધી બિડાયેલી હતી ખૂનીને બિરલા ભવનના એક માળીએ પકડ્યો હતો એમાં બીજાઓ પણ ભળ્યા અને થોડીક ખેંચતાણ પછી પેલા ખૂનીને તેમણે જેર કર્યો મિત્રો શિથિલ અને નિશ્ચેષ્ટ બની ગયેલા શરીરને ઉપાડીને અંદર લઈ ગયા અને તે બેસતા અને કામ કરતા ને સાદડી પર તેમને સુવાડ્યા પરંતુ બીજું કશું થઈ શકે તે પહેલાં જ શરીરનું યંત્ર બંધ પડી ગયું અંદર લાવ્યા પછી તેમને આપવામાં આવેલું ચમચા જેટલું મધ અને ગરમ પાણી ન ગળી શકાયું લગભગ તત્કાળ મરણ નીપજ્યું હતું

ડૉ. સુશીલા બહાવલપુર ગયા હતા. માનવદયાના કામ માટે બાપુએ તેમને ત્યાં મોકલ્યાં હતા બોલાવવામાં આવેલા ડૉ. ભાગવત આવ્યા અને એડ્રેનેલીન નામની દવા માટે ડૉ. સુશીલાની તાત્કાલિક દવાઓની પેટીની ખોળાખોળ કરવા લાગ્યા. મેં તેમને એ ન ખોળવા વીનવ્યા કેમ કે ગાંધીજીએ તેમનું જીવન બચાવવા માટે પણ નિષિદ્ધ દવાઓ તેમને ન આપવાને અમને કહી રાખ્યું હતું વરસો જતાં તેમ તેમ પોતાને માટે તેમ જ બીજાઓને માટે પણ બધા રોગોના નિવારણ માટે રામનામની એકમાત્ર જડીબુટ્ટી પર તેઓ વધુ ને વધુ આધાર રાખતા થયા હતા એકને

આધારે આખું જગત ટકી રહ્યું છે, એવું ગીતા કહે તેનો અર્થ શો એમ કહીને, ઉપવાસ દરમ્યાન હમણાં જ એક દિવસે વિજ્ઞાનની મર્યાદા વિષે તેમને વાત કરી હતી. સર્વ રોગનું નિવારણ કરવાની શક્તિ ધરાવનાર રામનામને વિષે બોલતાં ઘનશ્યામદાસજીને કંઈક અફસોસપૂર્વક તેમણે કહ્યું હતું કે, 'મારા જીવનમાં જો હું એ વાત ખરી ન પાડું તો મારા મરણ સાથે જ એનો પણ અંત આવ્યો સમજજો.' અને બન્યું પણ એમ કે તાત્કાલિક દવાઓની પેટીમાં એડ્રેનેલીન હતી જ નહિ. રસાયણી પદ્ધતિથી બનાવેલા એડ્રેનેલીનની સુશીલાએ મેળવેલી એકમાત્ર શીશી નોઆખલીમાં કાઝીરખિલની છાવણીમાં રહેવા દેવામાં આવી હતી. ગાંધીજીને એના કશી પરવા નહોતી.

ગાંધીજીના સાથીઓ પૈકી સરદાર વલ્લભભાઈ પહેલાં આવી પહોંચ્યા. તે આવીને તેમને પડખે બેઠા, તેમની નાડ તપાસી જોઈ અને તેમણે ધાર્યું કે તે હજી મંદમંદ ચાલેછે. બાળાઓ તો ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી હતી, પરંતુ હવે તેઓ એકઠી મળીને રામધૂન ગાવા લાગી હતી. સરદાર ચેતનરહિત દેહની પાસે ખડકની પેઠે અડગ બેઠા હતા. તેમનું મોં લેવાઈ ગયું હતું. પછીથી પંડિત જવાહરલાલ આવ્યા અને બાપુનાં કપડાંમાં પોતાનું મોં રાખીને એક બાળકની પેઠે રોવા લાગ્યા. પછી દેવદાસ અને ડૉ. રાજેન્દ્રપ્રસાદ આવ્યા. અને પછી શ્રી. જયરામદાસ, રાજકુમારી અમૃતકોર, આચાર્ય કૃપલાની વગેરે તેમના બાકી રહેલા જૂના સાથીઓ આવ્યા. થોડીવાર પછી લૉર્ડ માઉન્ટબેટન આવ્યા ત્યારે બહાર માણસોનો ધસારો એટલો બધો વધી ગયો હતો કે મહા મુશ્કેલીએ તેઓ અંદર આવી શક્યા. એક ક્ષણના પણ વિલંબ વિના એ સુભટ પંડિતજી અને મૌલાનાસાહેબને બીજા ઓરડામાં લઈ ગયા અને એક રાજપુરુષનું પોતાનું ચિત્ત આ અતિ કરુણ ઘટનામાંથી ઉદ્ભવતા તાત્કાલિક પ્રશ્નો પર તેમણે લગાડ્યું. ગાંધીજીના દેહને રાસાયણિક દ્રવ્યોની મદદથી ટકાવી રાખીને કંઈ નહીં તો થોડા વખત માટે રાજવી દબદબાથી રાખવાની સૂચના આવી. પરંતુ એ બાબતમાં ગાંધીજીના વિચારો એવા દૃઢ અને સ્પષ્ટ હતા કે એમાં વચ્ચે પડવાની મારી પવિત્ર અનિવાર્ય ફરજ થઈ પડી. મૃત દેહને જાળવી રાખીને તેનું બુત કરવા સામે તેમનો કેટલો બધો વિરોધ હતો એ મેં તેમને જણાવ્યું. અનેક વખત તેમણે મને કહ્યું હતું કે, 'મારા વિષે જો એમ થવા દેશો તો મૃત્યુની સ્થિતિમાં પણ હું તમને ઠપકો આપીશ. જ્યાં પણ મારો દેહ પડે ત્યાં ને ત્યાં કોઈ પણ પ્રકારની ધમાલ વિના તેને બાળી મૂકવામાં આવે એમ હું ઇચ્છું છું.' ડૉ. રાજેન્દ્રપ્રસાદ, શ્રી. જયરામદાસ તથા ડૉ. જીવરાજ મહેતાએ મારી વાતને ટેકો આપ્યો. અને પેલો વિચાર પડતો મૂકવામાં આવ્યો. રાત્રી દરમ્યાન ગીતા અને સુખમની સાહેબનાં પારાયણના મધુર ધ્વનિથી એ ઓરડો ગુંજી રહ્યો, જ્યારે વધતી જતી અને શોકથી ગાંડી બનેલી માનવમેદની ઓરડાની ચારે તરફથી દર્શન માટે ધસી રહી હતી. આખરે ગાંધીજીના દેહને ઉપલે માળ લઈ જઈને લોકોનાં દર્શન માટે બિરલાભવનના એક ઝરૂખામાં મૂકવો જ પડ્યો.

મળસકે હિંદુ વિધિ પ્રમાણે દેહને સ્નાન કરાવવામાં આવ્યું અને પછીથી તેને પુષ્પાચ્છાદિત ઓરડાની વચ્ચે સુવાડવામાં આવ્યો. પછીથી એલચી મંડળના સભ્યો

આવ્યા અને પગ આગળ પોતાના હાર મૂકીને તેમણે મૂક અંજલિ આપી.

'હસતે મોએ હું ગોળીના વરસાદનો સામનો કરુ એના કરતાં વધારે પ્રિય મને બીજું કશુ નથી' તેમના મૃત્યુના થોડા જ દિવસ અગાઉ એમણે કહ્યું હતુ અને ઈશ્વરે એ વરદાન તેમને આપ્યુ હોય એમ લાગતુ હતુ

અમે સૌએ છેલ્લા પ્રણામ કર્યા તે પછી ૧૧ વાગ્યે દેહને શબવાહિની પર મૂકવામાં આવ્યો ત્યાં સુધીમાં રામદાસ ગાંધી નાગપુરથી એરોપ્લેનમા આવી પહોંચ્યા



પ્રયાગને માર્ગે

હતા સ્મશાનયાત્રા નીકળવાની તૈયારીમાં હતી તે જ વખતે છેલ્લા ડૉ. સુશીલા આવ્યાં છેવટની ઘડીએ બાપુની પાસે તે ન રહી શક્યાં એ વિચારથી તેમને અપાર દુઃખ થતુ હતુ પરંતુ છેલ્લે છેલ્લે પણ છેવટના દર્શન કરવાને માટે તે વેળાસર આવી શક્યા તે માટે વિધિનો તે આભાર માનતા હતા

'આવી શિક્ષા શાને?' એમ તેમણે તે રાત્રે દુઃખથી વ્યાકુળ થઈને વારંવાર બોલ્યા કર્યું 'એ કંઈ શિક્ષા નથી' એમ કહીને દેવદાસે તેમને સાન્ત્વન આપવા પ્રયત્ન કર્યો તેમણે છેલ્લું સોંપેલું કાર્ય પાર પાડવુ એ તો એક અમોલો લહાવો છે.

તેથી જ અહિંસા જિજ્ઞાસુને જડી. મારા માર્ગમાં જે મુસીબતો આવે તેને હું સહન કરું, કે તેને અંગે જે નાશો કરવા પડે તે કરતો જાઉં ને મારો માર્ગ કાપું? આ પ્રશ્ન જિજ્ઞાસુ પાસે ખડો થયો. જો નાશ કરતો ચાલે તો તે માર્ગ કાપતો નથી, પણ હતો ત્યાં જ રહે છે, એમ તેણે જોયું. જો સંકટો સહન કરે છે તો તે આગળ વધે છે. પહેલે જ નાશે તેણે જોયું કે જે સત્યને તે શોધે છે તે બહાર નથી પણ અંતરમાં છે. એટલે જેમ જેમ નાશ કરતો જાય તેમ તેમ તે પાછળ પડતો જાય, સત્ય વેગળું જાય.

આ અહિંસા આજે આપણે જે જાડી વસ્તુ જોઈએ છીએ તે જ નથી. કોઈને ન જ મારવું એ તો છે જ. કુવિચારમાત્ર હિંસા છે. ઉતાવળ હિંસા છે.' મિથ્યા ભાષણ હિંસા છે. દ્વેષ હિંસા છે. કોઈનું ભૂરું ઇચ્છવું હિંસા છે. જે જગતને જોઈએ તેનો કબજો રાખવો એ પણ હિંસા છે. પણ આપણે ખાઈએ છીએ તે જગતને જોઈએ છે. જ્યાં ઊભા છીએ ત્યાં સેંકડો સૂક્ષ્મ જીવો પડ્યા છે તે કોચવાય છે; એ જગ્યા તેમની છે. ત્યારે શું આત્મહત્યા કરીએ? તો યે આરો નથી. વિચારમાં દેહનું વળગણમાત્ર છોડીએ તો છેવટે દેહ આપણને છોડશે. આ અમૂર્છિત સ્વરૂપ તે સત્યનારાયણ. એ દર્શન અધીરાઈથી ન જ થાય. દેહ આપણો નથી, તે આપણને મળેલું સંપેતરું છે, એમ સમજી તેનો ઉપયોગ હોય તે કરી આપણો માર્ગ કાપીએ.

જે મનુષ્ય સત્યને વરેલ છે, તેની જ ઉપાસના કરે છે તે બીજી કોઈ પણ વસ્તુની આરાધના કરે તો તે વ્યભિચારી ઠર્યો. તો પછી વિકારની આરાધના ક્યાંથી જ કરાય? જેની પ્રવૃત્તિમાત્ર સત્યનાં દર્શન કરવાને અર્થે છે તે પ્રજોત્પત્તિકાર્યમાં કે ગૃહસંસાર ચલાવવામાં કેમ જ પડી શકે? ભોગવિલાસથી કોઈને સત્ય જડ્યાનો આજ લગી આપણી પાસે એકે દાખલો નથી.

અથવા અહિંસાના પાલનને લઈએ તો તેનું પૂર્ણ પાલન બ્રહ્મચર્ય વિના અશક્ય છે. અહિંસા એટલે સર્વવ્યાપી પ્રેમ. જ્યાં પુરુષે એક સ્ત્રીને કે સ્ત્રીએ એક પુરુષને પોતાનો પ્રેમ આપ્યો ત્યાં તેની પાસે બીજાને અર્થે શું રહ્યું? એનો અર્થ જ એ થયો, 'અમે બે પહેલાં ને બીજાં બધાં પછી.' પતિવ્રતા સ્ત્રી પુરુષને સારુ અને પત્નીવ્રત પુરુષ સ્ત્રીને સારુ સર્વસ્વ હોમવા તૈયાર થશે, એટલે તેનાથી સર્વવ્યાપી પ્રેમનું પાલન ન જ થઈ શકે એ સ્પષ્ટ છે. એનાથી આખી સૃષ્ટિને પોતાનું કુટુંબ ન જ બનાવી શકાય, કેમ કે તેની પાસે 'પોતાનું' માનેલું એક કુટુંબ મોજૂદ છે અથવા તૈયાર થઈ રહ્યું છે. તેની જેટલી વૃદ્ધિ તેટલો સર્વવ્યાપી પ્રેમમાં વિક્ષેપ થાય છે.

બ્રહ્મચર્યનો મૂળ અર્થ સહુ યાદ કરે; બ્રહ્મચર્ય એટલે બ્રહ્મની—સત્યની શોધમાં ચર્યા એટલે તેને લગતો આચાર. આ મૂળ અર્થમાંથી સર્વેન્દ્રિયસંયમ એ વિશેષ અર્થ નીકળે છે. માત્ર જનનેન્દ્રિયસંયમ એવો અધૂરો અર્થ તો ભૂલી જ જઈએ.

અસ્વાદ એટલે સ્વાદ ન લેવો. સ્વાદ એટલે રસ. જેમ ઔષધિ ખાતાં આપણે તે સ્વાદીલી છે કે કેવી તેનો વિચાર ન કરતાં શરીરને તેની જરૂર છે એમ સમજી તેની માત્રામાં જ ખાઈએ છીએ, તેમ જ અન્નનું સમજવું. અન્ન એટલે ખાદ્ય પદાર્થમાત્ર. તેથી દૂધ–ફળનો પણ અહીં સમાવેશ છે. જેમ ઔષધ ઓછી માત્રામાં લીધું હોય તો અસર નથી કરતું અથવા થોડી કરે છે ને વધારે લીધું હોય તો હાનિ કરે છે, તેમ જ અન્નનું છે. તેથી કંઈ પણ વસ્તુ સ્વાદ લેવાને અર્થે ચાખવી એ વ્રતનો ભંગ છે. સ્વાદીલી લાગતી

વસ્તુ વધારે લેવી એ તો ભગ સહેજે થયો. આ ઉપરથી સમજી શકાય કે વસ્તુનો સ્વાદ વધારવા કે બદલવા સારુ કે અસ્વાદ મટાડવા સારુ મીઠું ભેળવવું એ વ્રતભગ છે, પણ અમુક પ્રમાણમાં મીઠાની આવશ્યકતા અન્નમાં છે એમ આપણે જાણતા હોઈએ ને તેથી તેમાં મીઠું નાખવું એમાં વ્રતભગ નથી શરીરપોષણને સારુ આવશ્યકતા ન હોય છતાં મનને છેતરવા સારુ આવશ્યકતાનું આરોપણ કરીને કઈ વસ્તુ ઉમેરવી એ તો મિથ્યાચાર થયો ગણાય.

આ પ્રમાણે વિચારતાં આપણે જોઈશું કે અનેક વસ્તુઓ આપણે લઈએ છીએ તે શરીરરક્ષાને સારુ આવશ્યક ન હોઈ ત્યાજ્ય થઈ જાય છે

કાં તો સત્યમાંથી અહિંસા ઘટાવીએ અથવા સત્ય, અહિંસાને જોડી ગણીએ બન્ને એક જ વસ્તુ છે, છતાં મારું મન પહેલા તરફ ઢળે છે ને છેવટની સ્થિતિ જોડીથી—દ્વંદ્વથી—અતીત છે પરમ સત્ય એકલું ઊભે છે સત્ય સાધ્ય છે, અહિંસા એ સાધન છે અહિંસા શું છે એ જાણીએ છીએ, પાલન કઠિન છે સત્યનો તો અંશમાત્ર જાણીએ છીએ સંપૂર્ણતાએ જાણવું દેહી સારુ કઠિન છે, જેમ અહિંસાનું સંપૂર્ણ પાલન દેહી સારુ કઠિન છે

અસ્તેય એટલે ચોરી ન કરવી ચોરી કરે તે સત્ય જાણે કે પ્રેમધર્મ પાળે એમ કોઈ નહીં કહે છતાં ચોરીનો દોષ આપણે સહુ થોડેઘણે અંશે જાણેઅજાણે કરીએ છીએ પારકાનું તેની રજા વિના લેવું એ તો ચોરી છે જ; પણ પોતાનું ગણાતું પણ માણસ ચોરે છે—જેમ એક બાપ પોતાનાં બાળકોના જાણ્યા વિના, તેઓને ન જણાવવાને ખાતર, છાનોમાનો કઈ વસ્તુ ખાઈ જાય છે

કોઈ વસ્તુ લેવાની આપણને આવશ્યકતા નથી, છતાં તે જેના કબજામાં હોય તેની પાસેથી, તેની ભલે રજા મેળવીને પણ લેવી એ ચોરી છે ન જોઈતી એક પણ વસ્તુ લેવી ન જોઈએ

અને જેમ વસ્તુની ચોરી થાય છે તેમ વિચારની ચોરી પણ થાય છે અમુક મારો વિચાર પોતાનામાં ન ઉદ્ભવ્યો હોય છતાં પોતે જ પ્રથમ કર્યો એમ જે અહંકારમાં કહે છે તે વિચારની ચોરી કરે છે આવી ચોરી ઘણા વિદ્વાનોએ પણ દુનિયાના ઇતિહાસમાં કરી છે ને આજ ચાલ્યા કરે છે ધારો કે મે આંધ્રમાં નવી જાતનો રેંટિયો જોયો એવો રેંટિયો મે આશ્રમમાં બનાવ્યો ને પછી કહ્યું કે આ તો મારી શોધ છે આમાં મે સ્પષ્ટ રીતે બીજાએ કરેલી શોધની ચોરી કરી છે, અસત્ય તો આચર્યું છે જ

એટલે અસ્તેયવ્રતનું પાલન કરનારે બહુ નમ્ર, બહુ વિચારશીલ, બહુ સાવધાન, બહુ સાદા રહેવું પડે છે

અપરિગ્રહ અસ્તેયને લગતું ગણાય. જે મૂળમાં ચોરેલું નથી તે અનાવશ્યક એકઠું કરવાથી ચોરીના માલ જેવું થઈ જાય છે પરિગ્રહ એટલે સચય અથવા એકઠું કરવું સત્યશોધક, અહિંસક પરિગ્રહ ન કરી શકે પરમાત્મા પરિગ્રહ કરતો નથી તેને 'જોઈતી' વસ્તુ તે રોજની રોજ પેદા કરે છે એટલે જો આપણે તેની ઉપર વિશ્વાસ રાખીએ, તો સમજીએ કે આપણને જોઈતી વસ્તુ તે રોજની રોજ આપે છે, આપશે ઓલિયાઓનો, ભક્તોનો આ અનુભવ છે રોજના પૂરતું જ રોજ પેદા કરવાના ઈશ્વરી નિયમને આપણે જાણતા નથી અથવા જાણતા છતાં પાળતા નથી, તેથી જગતમાં વિષમતા ને તેથી થતાં દુખો અનુભવીએ છીએ ધનાઢ્યને ત્યાં તેને ન જોઈતી વસ્તુઓ ભરી હોય છે, રખડી જાય છે, બગડી

જાય છે; જ્યારે તેમને અભાવે કરોડો રવડે છે, ભૂખે મરે છે, ટાઢે ઠરે છે. સહુ પોતાને જોઈતો જ સંગ્રહ કરે તો કોઈને તંગી ન આવે ને સહુને સંતોષ રહે. આજ તો બંને તંગી અનુભવે છે. કરોડપતિ અબજપતિ થવા મથે છે, તો યે તેને સંતોષ નથી રહેતો. કંગાળ કરોડપતિ થવા ઇચ્છે છે; કંગાળને પેટપૂરતું જ મળવાથી સંતોષ પેદા થતો જોવામાં નથી આવતો; પણ કંગાળને પેટપૂરતું મળવાનો અધિકાર છે અને સમાજનો તેને તેટલું મેળવહો કરવાનો ધર્મ છે. તેથી તેના અને પોતાના સંતોષને ખાતર ધનાઢ્યે પહેલ કરવી ઘટે. તે પોતાનો અત્યંત પરિગ્રહ છોડે તો કંગાળને પોતા-પૂરતું સહેજે મળી રહે ને બંને પક્ષ સંતોષનો પાઠ શીખે. આદર્શ આત્યંતિક અપરિગ્રહ તો મનથી અને કર્મથી જે દિગંબર છે તેનો જ હોય. એટલે કે તે પક્ષીની જેમ ઘર વિનાનો, વસ્ત્ર વિનાનો અને અન્ન વિનાનો વિચરશે. અન્ન તો તેને રોજ જોઈશે તે ભગવાન આપી રહેશે. આ અવધૂત સ્થિતિને તો કોઈક જ પહોંચી શકે. આપણે સામાન્ય કોટીના સત્યાગ્રહી જિજ્ઞાસુ આદર્શને ધ્યાનમાં રાખીને જેમ બને તેમ નિત્ય આપણો પરિગ્રહ તપાસીએ ને ઓછો કરતા જઈએ. ખરા સુધારાનું, ખરી સભ્યતાનું લક્ષણ પરિગ્રહનો વધારો નથી, પણ તેનો વિચાર ને ઇચ્છાપૂર્વક ઘટાડો છે. જેમ જેમ પરિગ્રહ ઓછો કરીએ તેમ તેમ ખરું સુખ ને ખરો સંતોષ વધે છે, સેવાશક્તિ વધે છે.

આની ગણના સોળમા અધ્યાયમાં દૈવી સંપદનું વર્ણન કરતાં ભગવાને પહેલી કરી છે. એ શ્લોક બેસાડવાની સગવડ ખાતર હો કે અભયને પ્રથમ સ્થાન હોવું જોઈએ તેથી, તે વિવાદમાં હું ન ઊતરું; એવો નિર્ણય કરવાની મારામાં યોગ્યતા પણ નથી. મારી મતિ પ્રમાણે અભયને અનાયાસે પ્રથમ સ્થાન મળ્યું હોય તો યે તેને તે યોગ્ય છે. અભય વિના બીજી સંપત્તિઓ ન સાંપડે. અભય વિના સત્યની શોધ થાય? અભય વિના અહિંસાનું પાલન કેમ થાય? 'હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને'. સત્ય એ જ હરિ, એ જ રામ, એ જ નારાયણ, એ જ વાસુદેવ. કાયર એટલે ભયભીત બીકણો; શૂરો એટલે ભયમુક્ત, તલવારાદિ કસેલો નહીં. તલવાર શૂરની સંજ્ઞા નથી, બીકની નિશાની છે.

અભય એટલે બાહ્ય ભયમાત્રથી મુક્તિ, મોતનો ભય, ધનમાલ લૂંટવાનો ભય, કુટુંબ-પરિવાર વિષેનો ભય, રોગનો ભય, શસ્ત્રપ્રહારનો ભય, આબરૂનો ભય, કોઈને ખોટું લગાડવાનો ભય, એમ ભયની વંશાવળી જેટલી લંબાવીએ તેટલી લંબાવી શકાય. એક માત્ર મોતનો ભય જીત્યો એટલે બધા ભયો જીત્યા એમ સામાન્ય રીતે કહેવાય છે; પણ એ બરોબર નથી લાગતું. ઘણા મોતનો ભય છોડે છે, છતાં નાના પ્રકારનાં દુઃખોથી નાસે છે. કોઈ પોતે મરવા તૈયાર હોય છે, પણ સગાંવહાલાંનો વિયોગ સહન નથી કરતા. કોઈ કૃપણ આ બધું જતું કરશે, દેહ જતો કરશે, પણ એકઠું કરેલું ધન છોડતાં હેબતાઈ જશે. કોઈ પોતે માનેલી આબરૂ, પ્રતિષ્ઠા સાચવવા અનેક કાળાંધોળાં કરવા તૈયાર થશે ને કરશે. જગતની નિંદાના ભયથી કોઈ સીધો માર્ગ જાણતા છતાં લેતાં અચકાશે. સત્યની શોધ કરનારે આ બધા ભયોને તિલાંજલિ દીધે જ છૂટકો. હરિશ્ચંદ્રની જેમ પાયમાલ થવાની તેનામાં તૈયારી હોવી જોઈએ. હરિશ્ચંદ્રની કથા ભલે કાલ્પનિક હોય, પણ આત્માર્થી માત્રનો એ અનુભવ છે; એટલે એ કથાની કિંમત કોઈ ઐતિહાસિક કથા કરતાં અનંતગણી વધારે છે, ને આપણે સહુને સંઘરવા, મનન કરવા યોગ્ય છે.

જે તિરસ્કારરૂપે ભંગી, ઢેડ ચમાર ઇત્યાદિ નામે ઓળખાય છે એ તો જન્મે અસ્પૃશ્ય

ગણાય છે ભલે તેણે સેંકડો માણસોથી વર્ષો લગી શરીર ચોળ્યું હોય, ભલે તે વૈષ્ણવનો પોશાક પહેરે, માળાકંઠી રાખે, ભલે તે ગીતાપાઠ રોજ કરે ને ધંધો લેખકનો કરે તો યે અસ્પૃશ્ય છે આમ જે ધર્મ મનાય કે આચરાય તે ધર્મ નથી, અધર્મ છે ને નાશને યોગ્ય છે આપણે અસ્પૃશ્યતાનિવારણને નવનું સ્થાન આપીને એમ માનીએ છીએ કે અસ્પૃશ્યતા હિંદુધર્મનું અંગ નથી, એટલું જ નહીં પણ એ હિંદુધર્મમાં પેસી ગયેલો સડો છે, વહેમ છે, પાપ છે ને તેનું નિવારણ કરવું પ્રત્યેક હિંદુનો ધર્મ છે, તેનું પરમ કર્તવ્ય છે તેથી જે તેને પાપ માને છે તે તેનું પ્રાયશ્ચિત્ત કરે, અને કંઈ નહીં તો પ્રાયશ્ચિત્તરૂપે પણ ધર્મ સમજીને સમજદાર હિંદુ પ્રત્યેક અસ્પૃશ્ય ગણાતા ભાઈબહેનને અપનાવે તેનો હેતે સેવાભાવે સ્પર્શ કરે, સ્પર્શ કરી પોતાને પાવન થયેલ માને, 'અસ્પૃશ્ય'ના દુઃખો દૂર કરે, વર્ષો થયાં તેમને કચડી નાખવામાં આવેલ છે, તેથી તેમનામાં જે અજ્ઞાનાદિ દોષો પેસી ગયા છે તે ધીરજપૂર્વક દૂર કરવામાં તેમને મદદ કરે, અને આ બીજા હિંદુને કરવા મનાવે, પ્રેરે

આની ઝાંખી મારી આંખ ભગવદ્ગીતાના ત્રીજા અધ્યાયમાં કરે છે યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોરીનું અન્ન ખાય છે એવો કઠિન શાપ અયજ્ઞને છે અહીં યજ્ઞનો અર્થ જાતમહેનત અથવા રોટીમજૂરી જ શોભે છે ને મારા મત પ્રમાણે બંધબેસે છે એ ગમે તેમ હો, આપણા આ વ્રતની એ ઉત્પત્તિ છે બુદ્ધિ પણ એ વસ્તુ ભણી આપણને લઈ જાય છે મજૂરી ન કરે તેને ખાવાનો શો અધિકાર હોય? બાઈબલ કહે છે 'તારી રોટી તું તારો પસીનો રેડીને કમાજે ને ખાજે.' કરોડપતિ પણ જો પોતાને ખાટલે આળોટ્યા કરે ને તેના મોંમાં કોઈ ખાવાનું મૂકે, ત્યારે તે ખાય તો તે ઝાઝો વખત ખાઈ નહીં શકે, તેને તેમાં રસ પણ નહીં રહે

તેથી તે વ્યાયામાદિ કરીને ભૂખ નિપજાવે છે, ને ખાય છે તો પોતાના જ હાથ-મોં હલાવીને 'જો આમ કોઈક રીતે અંગકસરત રાય રંક બધાને કરવી જ પડે છે, તો રોટી પેદા કરવાની જ કસરત બધું કાં ન કરે એ પ્રશ્ન સહેજે પેદા થાય છે ખેડૂતને હવા લેવાનું કે કસરત કરવાનું કોઈ કહેતું નથી અને દુનિયાના નેવું ટકા કરતાં પણ વધારે માણસનો નિર્વાહ ખેતીથી ચાલે છે આનું અનુકરણ બાકીના દશ ટકા કરે તો જગતમાં કેટલું સુખ, કેટલી શાંતિ ને કેટલું આરોગ્ય ફેલાય! અને ખેતીની સાથે બુદ્ધિ ભળે એટલે ખેતીને અંગે રહેલી ઘણી હાડમારીઓ સહેજે દૂર થાય વળી જાતમહેનતના આ નિરપવાદ કાયદાને જો સહુ માન આપે તો ઊંચનીચનો ભેદ ટળી જાય

બધા ધર્મો ઈશ્વરદત્ત છે, પણ તે મનુષ્યકલ્પિત હોવાથી, મનુષ્ય તેનો પ્રચાર કરતો હોવાથી તે અપૂર્ણ છે ઈશ્વરદત્ત ધર્મ અગમ્ય છે તેને ભાષામાં મનુષ્ય મૂકે છે, તેનો અર્થ પણ મનુષ્ય કરે છે કોનો અર્થ સાચો? સહુ પોતપોતાની દૃષ્ટિએ જ્યાં લગી એ દૃષ્ટિ વર્તે ત્યાં લગી સાચા પણ સહુ ખોટા પણ હોવાનો અસંભવ નથી તેથી જ આપણે બધા ધર્મ પ્રત્યે સમભાવ રાખીએ આમાં પોતાના ધર્મ પ્રત્યે ઉદાસીનતા નથી આવતી, પણ પોતાના ધર્મ પ્રત્યેનો પ્રેમ આંધળો મટી જ્ઞાનમય થાય છે, તેથી વધારે સાત્ત્વિક, નિર્મળ બને છે બધા ધર્મ પ્રત્યે સમભાવ આવે તો જ આપણાં દિવ્યચક્ષુ ખૂલે ધર્માંધતા ને દિવ્યદર્શન વચ્ચે ઉત્તરદક્ષિણ જેટલું અંતર છે ધર્મજ્ઞાન થતાં અંતરાયો ઊડી જાય છે અને સમભાવ પેદા થાય છે આ સમભાવ કેળવતાં આપણે આપણા ધર્મને વધારે ઓળખતા થઈએ

અહીં ધર્મઅધર્મનો ભેદ નથી ટળતો અહીં જે અંકાયેલા ધર્મો તરીકે આપણે જાણીએ

છીએ તેમની વાત છે. આ બધા ધર્મોમાં મૂળ સિદ્ધાંતો એક જ છે. તે બધામાં સંત સ્ત્રીપુરુષો થઈ ગયાં છે, આજે પણ મોજૂદ છે. એટલે ધર્મો પ્રત્યેના સમભાવમાં ને ધર્મીઓ—મનુષ્યો—પ્રત્યેના સમભાવમાં કંઈક ભેદ છે. મનુષ્યમાત્ર—દુષ્ટ અને શ્રેષ્ઠ પ્રત્યે, ધર્મી અને અધર્મી પ્રત્યે સમભાવની અપેક્ષા છે, પણ અધર્મ પ્રત્યે કદી નહીં.

આપણી નમ્રતા શૂન્યતા લગી જવી જોઈએ. આપણે કંઈક છીએ એમ મનમાં ભૂત ભરાયું એટલે નમ્રતા ઊડી ગઈ ને આપણાં બધાં વ્રતો રોળાઈ ગયાં. વ્રતપાલન કરનાર જો મનમાં પોતાના પાલનનો ગર્વ રાખે, તો વ્રતોની કિંમત ખોઈ બેસે ને સમાજમાં વિષરૂપ થઈ પડે. તેનાં વ્રતની કિંમત ન સમાજ કરે, ન પોતે તેનું ફળ ભોગવી શકે. નમ્રતા એટલે હુંપણાનો આત્યંતિક ક્ષય. વિચાર કરતાં માલૂમ પડી જાય એવું છે કે આ જગતમાં જીવમાત્ર એક રજકણ કરતાં પણ કંઈ નથી. શરીરરૂપે ક્ષણજીવી છીએ. કાળનાં અનંત ચક્રમાં સો વર્ષનું પ્રમાણ કાઢી જ ન શકાય. પણ જો એ ચકરાવામાંથી નીકળી જઈએ—એટલે કંઈ નથી થઈ જઈએ તો બધું થઈ જઈએ. કંઈ થવું એટલે ઈશ્વરથી—પરમાત્માથી, સત્યથી—વિખૂટા થવું. કંઈ ટળી જવું એટલે પરમાત્મામાં ભળી જવું. સમુદ્રમાં રહેલું બિંદુ સમુદ્રની મહત્તા ભોગવે છે, પણ તેનું તેને જ્ઞાન નથી. સમુદ્રથી વેગળું થયું ને પોતાપણાનો દાવો કરવા બેઠું એટલે તે તે જ ક્ષણે સુકાયું. આ જીવનને પાણીના પરપોટાની ઉપમા આપી છે એમાં હું સુદ્ધાં અતિશયોક્તિ નથી જોતો.

સ્વદેશી વ્રત આ યુગનું મહાવ્રત છે. જે વસ્તુ આત્માનો ધર્મ છે, પણ અજ્ઞાનને કે બીજે કારણે આત્માને જેનું ભાન નથી રહ્યું તેના પાલનને સારુ વ્રત લેવાની જરૂર પડે છે. જે સ્વભાવે નિરામિષાહારી છે તેને આમિષાહાર ન કરવાનું વ્રત લેવાપણું ન હોય. આમિષ તેને સારુ પ્રલોભન નથી એટલું જ નહિ, આમિષ જોતાં તેને ઓકારી આવશે.

સ્વદેશી આત્માનો ધર્મ છે પણ તે ભુલાઈ ગયો છે, તેથી તેને વિષે વ્રત લેવાની જરૂર રહે છે. આત્માને સારુ સ્વદેશીનો અંતિમ અર્થ સ્થૂળ સંબંધોમાત્રથી આત્યંતિક મુક્તિ છે. દેહ પણ તેને સારુ પરદેશી છે; કેમ કે દેહ બીજા આત્માઓની સાથે ઐક્ય સાધતાં તેને રોકે છે, તેના માર્ગમાં વિઘ્નરૂપ છે. જીવમાત્રની સાથે ઐક્ય સાધતાં સ્વદેશીધર્મને જાણનાર ને પાળનાર દેહનો પણ ત્યાગ કરે.

આ અર્થ ખરો હોય, તો આપણે સહેજે સમજી જઈએ કે આપણી પાસે રહેલાની સેવામાં ઓતપ્રોત થઈ રહેવું એ સ્વદેશીધર્મ છે. એ સેવા કરતાં દૂરના રહી જાય છે અથવા તેને હાનિ થાય છે એવો આભાસ આવવાનો સંભવ છે; પણ તે આભાસમાત્ર હશે. સ્વદેશીની શુદ્ધ સેવા કરતાં પરદેશીની પણ શુદ્ધ સેવા થાય જ છે. જેવું પિંડે તેવું બ્રહ્માંડે.

ઈશ્વર પોતે નિશ્ચયની, વ્રતની સંપૂર્ણ મૂર્તિ છે. એના કાયદામાંથી એક અણુ પણ ફરે તો એ ઈશ્વર મટે. સૂર્ય મહાવ્રતધારી છે, તેથી જગતનો કાળ નિર્માણ થાય છે ને શુદ્ધ પંચાંગો રચી શકાય છે. તેણે એવી શાખ પાડી છે કે તે હમેશાં ઊગ્યો છે ને હમેશાં ઊગ્યા કરશે. ને તેથી આપણે આપણને સુરક્ષિત માનીએ છીએ. વેપારમાત્રનો આધાર એક ટેક ઉપર રહ્યો છે. વેપારીઓ એકબીજા પ્રત્યે બંધાય નહીં તો વેપાર ચાલે જ નહીં. આમ વ્રત સર્વવ્યાપક વસ્તુ જોવામાં આવે છે. તો પછી જ્યારે આપણે પોતાનું જીવન બાંધવાનો પ્રશ્ન ઊઠે, ઈશ્વરદર્શન કરવાનો પ્રશ્ન રહ્યો છે, ત્યાં વ્રત વિના કેમ ચાલી શકે?

તેથી વ્રતની આવશ્યકતા વિશે આપણા મનમા કદી શકા ન જ ઊઠો.

## [ ૨ ]

મારા પ્રયોગોને વિષે હુ કોઈ પણ પ્રકારની સંપૂર્ણતા આરોપતો જ નથી વિજ્ઞાનશાસ્ત્રી જેમ પોતાના પ્રયોગો અતિશય નિયમપૂર્વક, વિચારપૂર્વક અને ઝીણવટથી કરે છે, છતા તેમાથી નિપજાવેલા પરિણામોને તે છેવટના ગણાવતો નથી, અથવા તો એ એના સાચા જ પરિણામ છે એ વિશે પણ સાશક નહીં તો તટસ્થ રહે છે, તેવો જ મારા પ્રયોગોને વિશે મારો દાવો છે મે ખૂબ આત્મનિરીક્ષણ કર્યુ છે, એકેએક ભાવને તપાસ્યો છે, તેનું પૃથક્કરણ કર્યું છે, પણ તેમાથી નીપજેલા પરિણામ એ સહુને સારુ છેવટના જ છે, એ ખરા છે અથવા તો એ જ ખરા છે, એવો દાવો હુ કોઈ દિવસ કરવા ઇચ્છતો નથી હા, એક દાવો હું અવશ્ય કરુ છુ કે મારી દૃષ્ટિએ એ ખરા છે, અને અત્યારે તો છેવટના જેવા લાગે છે જો ન લાગે તો મારે એના ઉપર કોઈ પણ કાર્ય ન રચવુ જોઈએ પણ હું તો પગને પગલે જે જે વસ્તુઓને જોઉ તેના ત્યાજ્ય અને ગ્રાહ્ય એવા બે ભાગ પાડી લઉ અને જેને ગ્રાહ્ય વસ્તુ સમજુ તે પ્રમાણે મારા આચારોને ઘડુ અને જ્યા લગી એ પ્રમાણે ઘડાયેલા આચાર મને એટલે મારી બુદ્ધિને અને આત્માને, સંતોષ આપે ત્યા લગી મારે તેના શુભ પરિણામો વિશે અચલિત વિશ્વાસ રાખવો જ જોઈએ

પરમેશ્વરની વ્યાખ્યાઓ અગણિત છે, કેમ કે તેની વિભૂતિઓ પણ અગણિત છે એ વિભૂતિઓ મને આશ્ચર્યચકિત કરે છે એ મને ક્ષણવાર મુગ્ધ પણ કરે છે, પણ હું પૂજારી તો સત્યરૂપી પરમેશ્વરનો જ છુ એ એક જ સત્ય છે અને બીજું બધુ મિથ્યા છે. એ સત્ય મને જડ્યુ નથી, પણ એનો હુ શોધક છુ. એ શોધવાને અર્થે જે વસ્તુ મને પ્રિયમા પ્રિય હોય તેનો ત્યાગ કરવા હું તૈયાર છુ, અને એ શોધરૂપી યજ્ઞમા આ શરીરને પણ હોમવાની મારી તૈયારી છે અને શક્તિ છે એવો મને વિશ્વાસ છે પણ એ સત્યનો હુ સાક્ષાત્કાર ન કરુ ત્યા લગી મારો અંતરાત્મા જેને સત્ય ગણે છે તે કાલ્પનિક સત્યને મારો આધાર ગણી, મારી દીવાદાંડી ગણી, તેને આશ્રયે મારુ જીવન હું વ્યતીત કરુ છુ

આ માર્ગ જોકે ખાંડાની ધાર ચાલવા જેવો છે છતા મને એ સહેલામા સહેલો લાગ્યો છે એ માર્ગે જતા મારી ભયંકર ભૂલો પણ મને નજીવી જેવી લાગી છે કારણ કે એ ભૂલો કરતા છતા હુ બચી ગયો છુ અને મારી સમજણ પ્રમાણે આગળ પણ વધ્યો છુ દૂર દૂરથી વિશુદ્ધ સત્યની—ઈશ્વરની—ઝાંખી પણ કરી રહ્યો છુ સત્ય જ છે, એ સિવાય બીજુ કાંઈ આ જગતમા નથી, એવો મારો વિશ્વાસ દિનપ્રતિદિન વધતો જાય છે

મારા લેખોને કોઈ પ્રમાણભૂત ન ગણે એમ હું ઇચ્છુ છુ, એવી મારી વિનતિ છે. તેમા દર્શાવેલા પ્રયોગોને દૃષ્ટાન્તરૂપે ગણીને સહુ પોતપોતાના પ્રયોગો યથાશક્તિ અને યથામતિ કરે એટલી જ મારી ઇચ્છા છે એ સંકુચિત ક્ષેત્રમા મારા આત્મકથાના લેખોમાથી ઘણુ મળી શકશે એવો મારો વિશ્વાસ છે કેમ કે કહેવા યોગ્ય એક પણ વાત હુ છુપાવવાનો નથી મારા દોષોનું ભાન વાચનારને હુ પૂરેપૂરુ કરાવવાની આશા રાખુ છુ મારે સત્યના શાસ્ત્રીય પ્રયોગો વર્ણવવા છે, હું કેવો રૂપાળો છુ એ વર્ણવવાની તલમાત્ર ઇચ્છા નથી

માગશર સુદ ૧૧, ૧૯૮૨

## [ ૩ ]

હિંદુધર્મ પ્રત્યેનો મારો ભાવ હું કઈ રીતે વર્ણવી શકું ? મારી સ્ત્રી પ્રત્યેનો મારો ભાવ હું વર્ણવી શકું તો હિંદુધર્મ પ્રત્યેનો મારો ભાવ વર્ણવી શકું. મારી સ્ત્રી મારા અંતરને જે રીતે હલાવે છે તે રીતે દુનિયાની બીજી કોઈ સ્ત્રી હલાવી શકે એમ નથી. આનો અર્થ એવો નથી કે એનામાં હું કંઈ દોષ જોતો નથી. હું કહું છું કે હું જોઈ શકું છું તે કરતાં પણ ઘણા વધારે દોષો તેનામાં હશે; છતાં એક અતૂટ મમતાના બંધનની ભાવના અહોરાત્ર મારા અંતરમાં જાગ્રત છે. તે જ મમતાની ભાવના હિંદુધર્મને માટે પણ તેના બધા દોષો અને મર્યાદાઓ છતાં મારા અંતરમાં છે. ગીતા કે તુલસીરામાયણ( જે એ પુસ્તકોનું જ આખા હિંદુ ધર્મગ્રંથરૂપી અર્ણવમાં, મને જ્ઞાન છે એમ કહેવાય )નું સંગીત મારામાં જે જીવન પૂરે છે તે દુનિયામાં બીજો કોઈ ગ્રંથ પૂરી શકે એમ નથી. જ્યારે હું અંતકાળને કિનારે છું એમ મને લાગ્યું હતું, ત્યારે ગીતા જ મારા અંતરનો વિશ્રામ હતી. હિંદુ મંદિરો અને દેવસ્થાનોમાં આજકાલ જે અનાચાર પ્રવર્તે છે તેથી હું અજાણ નથી. પણ એ બધા અકથનીય દોષો છતાં હું એ સંસ્થાઓને ચાહું છું. એની વાતોમાં મને જે રસ આવે છે તે બીજીમાં નથી આવતો. હું ઠેઠનો સુધારક છું, છતાં સુધારાની વ્યાકુળતામાં હું હિંદુધર્મના કોઈ પણ આવશ્યક અંગોનો ત્યાગ કરવા તૈયાર નથી. હું પાછળ કહી ગયો કે મૂર્તિપૂજા પ્રત્યે મારી અનાસ્થા નથી. મૂર્તિ મારા મનમાં કશો પૂજ્યભાવ પણ પેદા નથી કરતી. છતાં હું માનું છું કે મૂર્તિપૂજા એ મનુષ્યસ્વભાવનું જ એક અંગ છે. આપણે કંઈ ને કંઈ સ્થૂલ વસ્તુને માનવા પૂજવાના તરસ્યા રહીએ છીએ. માણસ બીજી જગ્યાના કરતાં મંદિર કે દેવાલયમાં જ કંઈક વધારે શાંત અને સાત્ત્વિક મનોવૃત્તિવાળો બને છે એનું રહસ્ય બીજું શું છે? મૂર્તિ એ ઉપાસનાની સહાયક છે. કોઈ હિંદુ મૂર્તિને ઈશ્વર નથી સમજતો. હું મૂર્તિપૂજાને પાપ માનતો નથી.

હું હિંદુ રહ્યો છું, કારણ હિંદુધર્મ એક એવી વસ્તુ છે જે પોતાની સુવાસ સર્વત્ર ફેલાવીને દુનિયાને મનુષ્યને વસવા યોગ્ય બનાવે છે. હિંદુધર્મમાંથી જ બૌદ્ધધર્મનો જન્મ થયો છે. આજે આપણે જોઈએ છીએ તે હિંદુધર્મનું શુદ્ધ સ્વરૂપ નથી હોતું, પણ ઘણીવાર તેની વિકૃતિ હોય છે. નહિ તો મારે એનો પક્ષ લઈને બોલવાની જરૂર ન રહેત, એ પોતે જ પોતાને વિષે બોલત. જેમ હું સંપૂર્ણપણે શુદ્ધ હોઉં તો મારે તમારી આગળ બોલવાની જરૂર ન રહે. ઈશ્વર એની જીભ વડે બોલતો નથી. અને મનુષ્ય જેટલો ઈશ્વરની સમીપ આવે છે તેટલો ઈશ્વરવત્ બને છે. હિંદુધર્મ મને શીખવે છે કે મારું શરીર અંદર રહેલા આત્માની શક્તિને રોકનાર બંધન છે.

જેમ પશ્ચિમના લોકોએ દુન્યવી વસ્તુઓને વિષે અદ્દભુત શોધો કરી છે, તેમ હિંદુધર્મે ધર્મના, મનોવૃત્તિના આત્માના ક્ષેત્રમાં એથી યે અદ્દભુત શોધો કરી છે; પણ એ ભવ્ય અને સૂક્ષ્મ શોધોને જોવા સારુ આપણી પાસે ચક્ષુ નથી. પશ્ચિમના વિજ્ઞાને જે આર્થિક પ્રગતિ કરી છે તેનાથી આપણે અંજાઈ જઈએ છીએ. મને એ પ્રગતિનો મોહ નથી. ખરું જોતાં એમ જ લાગી જાય છે કે જાણે ડહાપણના ભંડાર એવા ઈશ્વરે જ ભારતવર્ષને આ પ્રકારની પ્રગતિમાંથી રોકી લીધું છે, જેથી જડવાદનો હુમલો ઝીલવાનું એનું ઈશ્વરનિર્મિત કાર્ય તે પાર પાડી શકે. હિંદુધર્મમાં એવું કંઈક સત્ત્વ છે જેણે તેને આજ સુધી જીવતો રાખ્યો છે.

રામનામ એટલે શું ? પોપટની જેમ રટવું

તો ? અવશ્ય નહિ. એમ હોય તો તો આપણે બધા એ હરામ ગોખીને તરી જઈએ. રામનામનું ઉચ્ચારણ હૃદયથી જ થવું જોઈએ પછી તેનું ઉચ્ચારણ ભલે શુદ્ધ ન હોય. હૃદયની તોતડી બોલીનો સ્વીકાર ઈશ્વરના દરબારમાં થાય છે. હૃદય ભલે 'મરા મરા' પોકારે, છતાં હૃદયપોકારની નોંધ જમેપાસામાં થશે મુખ ભલે રામનો શુદ્ધોચ્ચાર કરે, પણ હૃદયનો સ્વામી રાવણ હશે, તો પેલો શુદ્ધોચ્ચાર પણ ઉધારપાસામાં જ લખાશે

'મુખમેં રામ બગલમેં છૂરી' વાળા બગભગતને સારુ રામનામનો મહિમા તુલસીદાસે નથી ગાયો તેવાના સુવળા પાસા અવળા પડશે ને જેણે હૃદયમાં રામને સ્થાન આપ્યું છે તેના અવળા પણ સવળા પડશે 'બિગરી'નો સુધારનાર રામ જ છે તેથી ભક્તકવિ સૂરદાસે ગાયું

બિગરી કૌન સુધારે ?
　રામ બિન બિગરી કૌન સુધારે રે ?
બની બની કે સબ કોઈ સાથી
　બિગરી કે કોઉ નાહિ રે,

• એટલે વાચનાર ખૂબ સમજી લે, કે રામનામ હૃદયનો બોલ છે જ્યાં વાચા ને મનનું સામ્ય નથી, ત્યાં વાચા એ કેવળ મિથ્યાત્વ છે, દંભ છે, શબ્દજાળ છે એવા ઉચ્ચારણથી જગત ભલે છેતરાય, પણ અંતર્યામી રામ કંઈ છેતરાવાનો છે ? સીતાએ આપેલ મણકા હનુમાને ભાંગ્યા, કેમ કે અંદર રામનામ છે કે નહિ એ તેણે જોવા માગ્યું પોતાને ડાહ્યા ગણતા સુભટોએ તેને પૂછ્યું, 'સીતાજીની મણિમાળાનો આવો અનાદર ?' હનુમાને જવાબ દીધો, 'જો તેની ભીતર રામનામ ન હોય, તો સીતાજીનો આપેલો આ હાર પણ મને તો ભારરૂપ જ છે.' ત્યારે ડાહ્યા સુભટોએ મલકાઈને પૂછ્યું, 'શું તમારી ભીતર રામનામ છે ?' હનુમાને છરી કાઢી છાતી ચીરી દેખાડીને કહ્યું 'હવે અંદર જુઓ રામનામ સિવાય બીજું કંઈ દેખો તો કહેજો ' સુભટો લજવાયા હનુમાનની ઉપર પુષ્પવૃષ્ટિ થઈ ને તે દિવસથી રામકથા સમયે હનુમાનનું આવાહન શરૂ થયું

આ ભલે દંતકથા હોય કે નાટકકારની રચના હોય, તેનો સાર અનંતકાળને સારુ સાચો છે જે હૃદયે તે જ સાચું.

જે આપણને રાગદ્વેષાદિથી રહિત કરે, જે આપણને પ્રેમધર્મ શીખવે, જે આપણને અભક્ત કરે, સાદાઈ શીખવે ગરીબમાં ગરીબની સાથે ઐક્ય સાધવાની બુદ્ધિ આપે એટલું જ નહિ પણ ઐક્ય અનુભવવાનું હૃદયબળ આપે, તે આપણે સારુ અવશ્ય ઈશ્વરથી મોટો છે એનો અર્થ એમ નથી થયો કે એવો ઈશ્વરનો દાસ એ સ્વતંત્રપણે ઈશ્વર કરતાં મોટો છે સમુદ્રમાં આપણે પડીએ તો ડૂબી જઈએ, પણ એ જ સમુદ્રમાં દોડી જતી ગંગાના પાણીનો એક લોટો તેના મૂળની પાસેથી જ્યારે આપણે અત્યંત તરસ્યા હોઈએ તે વખતે પી જઈએ તો એ ગંગાજળ આપણે સારુ સમુદ્રના કરતાંયે અધિક છે, પણ એ જ ગંગાજળ જે ઠેકાણે ગંગા સમુદ્રમાં મળે છે ત્યાંથી લેવા જઈએ, તો તે ઝેર સમાન થઈ પડે છે. એમ જ ગુરુને વિષે સમજવું જોઈએ. જેનામાં દંભ છે, દર્પ છે, જે સેવાનો ભૂખ્યો છે, તેને ગુરુ માની બેસવું એ તો અનેક પ્રકારના ગંદા પાણીઓને સમુદ્ર તરફ ધસડી જતી ગંગાનદીના ઝેરી પાણીના જેવું સમજવું જોઈએ

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

એ શ્લોકમાં બધું રહસ્ય ઠાલવેલું છે. અનેક શ્લોકમાં વારીવારીને કહેલું છે કે શરીર એ 'અસત્' છે 'અસત્' એટલે 'માયા' નહિ, કેમ કે કોઈ પણ રૂપમાં ઉત્પન્ન થયું જ

નથી એવું નહિ; પણ તેનો અર્થ ક્ષણિક, નાશવંત, પરિવર્તનશીલ છતાં આપણો આખો જીવનવ્યવહાર એ શરીરને શાશ્વત સમજીને જ લેવામાં આવે છે. આપણે શરીરને પૂજીએ છીએ, શરીરને વળગીએ છીએ—આ બધું હિંદુધર્મની વિરુદ્ધ છે. જો હિંદુધર્મમાં એક વસ્તુ ચોખ્ખી ચાંદરણા જેવી કરેલી હોય, તો તે શરીરની અને દશ્ય પદાર્થોની અસતતા છે. છતાં આપણે જેટલા મૃત્યુથી ડરીએ છીએ, રોઈએ—કૂટીએ છીએ તેટલા ભાગ્યે જ કોઈ ડરતા હશે કે રોતા હશે. મહાભારતમાં તો રુદનથી મૃત આત્માને સંતાપ થાય છે એમ કહેવામાં આવ્યું છે. મૃત્યુને ભીષણ વસ્તુ ન માનવામાં આવે એ માટે ગીતા લખાઈ છે. માણસનું શરીર પ્રવૃત્તિ કરતાંકરતાં થાકે છે. અનેક શરીર તો મૃત્યુ થતાં દુ:ખમાંથી મુક્ત થાય છે. દેશબંધુનું દિનરાતનું પ્રવૃત્તિમય જીવન જેમ જેમ વધુ વિચારું છું તેમ તેમ મને ભાસે છે કે તેઓ આજે જીવંત છે. જ્યારે તેમનું શરીર હતું, ત્યારે તેઓ પૂરા જીવંત નહોતા. આજે પૂરા જીવંત છે. આપણે તો આપણા સ્વાર્થને લીધે માન્યું કે તેમનું શરીર જ મહત્ત્વની વસ્તુ હતી. જ્યારે ગીતા શીખવે છે—અને નિત્ય નિત્ય મને એ પાઠ સમજાતો જાય છે—કે અશાશ્વત વસ્તુને વિષે કરેલી બધી ચિંતા વ્યર્થ છે, બધો કાળક્ષેપ છે.

અસતનો ભાવ એટલે હસ્તી જ નથી, અને જે સત્ છે તેનો કદી નાશ નથી. શેક્સપિયર કવિએ જ્યારે કહ્યું છે કે માણસે કરેલું શુભ તેની સાથે માટીમાં દટાય છે, અને અશુભ જ જગતની આગળ જીવતું રહે છે, ત્યારે તેણે ભૂલ કરી હતી. શુભ અને સત જ ચિરંજીવ છે. જગત ભલું કરી ગયેલા આત્માઓને જ નિત્ય સંભારે છે, જગત અસતને અને અશુભને સહેલાઈથી ભૂલી જાય છે, શુભને જ સાચવે છે. રામચંદ્રજી લો: રામને તો હું અવતાર માનું છું, પણ જ્યારે તે શરીરધારી હશે, ત્યારે તેમણે એકે દોષ કર્યો ન હોય એમ હું માનતો નથી. પણ આપણે આજે તેને પૂર્ણ માનીએ છીએ. કૃષ્ણને પણ પૂર્ણાવતાર માનીએ છીએ. આજે લાખો કરોડો હિંદુમાં એક પણ માણસ એવો નથી કે રામ કે કૃષ્ણના દોષો કાઢે. એ પણ 'नासतो विद्यते भावो' વાળા શ્લોકનું રહસ્ય પ્રગટ કરે છે—જગતે તેમના શાશ્વત શરીરને જ સંઘરી રાખ્યું, અશાશ્વત—કાંઈ દોષો વગેરે—ની કોઈ ને ખબર નથી.

શાસ્ત્રાર્થનો બીજો નિયમ એ છે કે તેના દરેક અક્ષરને ન વળગતાં તેનો ધ્વનિ તપાસવો, તેનું રહસ્ય જોવું. તુલસીદાસનું રામાયણ ઉત્તમ ગ્રંથ છે; કેમ કે તેનો ધ્વનિ સ્વચ્છતા છે, દયા છે, ભક્તિ છે. તેણે શૂદ્ર, ગંવાર, ઢોર અને નારીને તાડનનાં અધિકારી વર્ણવ્યાં છે, તેથી જે પુરુષ પોતાની સ્ત્રીને મારે તેની અધોગતિ થાય. રામે સીતાને પ્રહાર તો ન જ કર્યો પણ કદી દૂભવી જ નહિ. તુલસીદાસે પ્રચલિત વાક્યને લખી નાખ્યું. તેણે એવો વિચાર પણ નહિ કર્યો હોય કે એ વાક્યને આધારે પોતાની અર્ધાંગનાને તાડન કરનારા પશુ પણ નીકળી પડશે. અથવા તુલસીદાસે પોતે પણ રિવાજને વશ વર્તી પોતાની પત્નીનું તાડન કર્યું હોય તો યે શું? એ તાડન દોષ તો છે જ. છતાં રામાયણ પત્નીતાડન સારુ નથી લખાયું. રામાયણ તો પૂર્ણ પુરુષનું દર્શન કરાવવા, સતીશિરોમણિ સીતાજીનો પરિચય કરાવવા, ભરતની આદર્શ ભક્તિનું ચિત્ર ખડું કરવા લખાયેલું છે. દોષિત રિવાજોનું તેમાં મળી આવતું સમર્થન ત્યાજ્ય છે. તુલસીદાસે ભૂગોળ શીખવવા પોતાનો અમૂલ્ય ગ્રંથ નથી લખ્યો. તેથી તુલસીદાસમાં ખોટી ભૂગોળ જોવામાં આવે તેનો ત્યાગ કરવાનો આપણો ધર્મ છે.

## [ ૪ ]

એ ધર્મ પ્રમાણે બ્રાહ્મણ તે જ કે જે બધા વર્ણનો સેવક છે—શૂદ્રોનો અને અસ્પૃશ્યોનો પણ ચારે વર્ણની સેવા માટે એ પોતાનું સર્વસ્વ હોમી દે છે. અને પ્રાણીમાત્રની દયા ઉપર તે જીવે છે. પદ, સત્તા અને અધિકારનો દાવો કરનાર ક્ષત્રિય નથી ક્ષત્રિય તો તે જ છે કે જે સમાજના રક્ષણ અને સમાજની પ્રતિષ્ઠા માટે પોતાની જાત ખરચી નાખે છે. પોતાને માટે જ રળનાર અને પોતાને અર્થે જ ધનસંચય કરનાર વૈશ્ય નથી, ચોર છે હિંદુધર્મની મારી કલ્પના પ્રમાણે પંચમ કે અસ્પૃશ્ય વર્ણ છે જ નહિ કહેવાતા અસ્પૃશ્યો બીજા શૂદ્રના જેટલા જ અધિકારવાળા સમાજસેવકો છે. સમાજના પરમ શ્રેય માટે કલ્પનામા આવેલી ઉત્તમોત્તમ પ્રથા વર્ણધર્મની પ્રથા છે એમ હું માનું છુ આજે તો તેની વિડબનામાત્ર આપણે જોઈએ છીએ અને જો વર્ણધર્મને ટકાવી રાખવો હોય તો હિંદુઓએ વર્ણધર્મના એ ઓહાનો નાશ કરી વર્ણધર્મના પ્રાચીન ગૌરવનો પુનરુદ્ધાર કરવો જોઈએ

જગત વિચિત્ર છે એ સાચુ, પણ વિચિત્રતા એટલે અસમાનતા કે અસ્પૃશ્યતા નથી. હાથી અને કીડી વિચિત્ર છે, એમની વચ્ચે ભેદ છે, છતાં ભગવાને કહ્યું છે કે મારી દૃષ્ટિએ બંને સરખા છે.. અદૃષ્ટ પ્રાણ, આત્મા એક છે આત્મારૂપે તેઓ એક છે, શરીરરૂપે જુદા છે. હાથી ને કીડીમાં કોઈ ઊંચુ નથી ને કોઈ નીચું નથી. ઊંચનીચભાવ ભુલાવવો એ ધર્મનું કામ છે અનેકમાં એકને જોવો, વિચિત્રતામા એક ચિત્ર જોવુ, ભેદમાં અભેદ જોવો એ મનુષ્યનો ને ધર્મનો અંતિમ આદર્શ છે

સિદ્ધાતનો પૂર્વાર્ધ લઈએ ઈશ્વર ખરેખર એક જ છે, અદ્વિતીય છે. તે અગમ્ય, અજ્ઞેય તથા મનુષ્ય જાતિના ઘણા મોટા ભાગને તો અજ્ઞાત છે એ સર્વવ્યાપી છે. આંખ વિના જુએ છે, કાન વિના સાંભળે છે. એ નિરાકાર છે અને અભેદ છે એ અજન્મા છે, એને માતા નથી, પિતા નથી, સતતિ નથી; છતાં તે પોતાને પિતા, માતા, સ્ત્રી અને બાળકના સ્વરૂપમાં પૂજવા દે છે, તે તો પોતાને પથરા અથવા કોઈ પણ જડ પદાર્થના સ્વરૂપમા પૂજવા દે છે જો કે આમાંની એકે વસ્તુ તે નથી. તે ઝાલ્યો ઝલાતો નથી. આપણે સમજીએ તો તે આપણી પાસે જ બેઠો છે તેની સર્વવ્યાપકતા આપણે સમજવા ન માગીએ, તો તે દૂર ને દૂર જ છે. વેદોમાં ઘણા દેવો છે બીજા ધાર્મિક ગ્રથો તેમને ફિરસ્તા કહે છે, પણ વેદોમાં એક જ ઈશ્વરની ધૂન છે, તે એક જ ઈશ્વરને ભજે છે

એક બીજો વિચાર મને આવ્યા જ કરે છે અત્યારે માબાપો પોતાનો ધર્મ સમજે છે ખરા? જ્યા માબાપ પતિત હોય ત્યા બાળકોનો ધર્મ શો? માબાપ વ્યભિચારી હોય, વ્યસની હોય, ત્યા જુવાન દીકરાદીકરીઓએ શુ કરવુ? ગુલામનાં છોકરાઓએ કઈ રીતે વર્તવુ?

આવી બાબતોમા મર્યાદાશાસ્ત્રનો એકાંતિક અર્થ કરતા વિષમ પરિણામ આવે નહિ તો બીજુ શુ થાય? લાચ ઉપર નભતા માબાપોના છોકરાઓ લાચથી મળેલા પૈસા ઉપર નભે કે તેનો ત્યાગ કરે? ધારો કે હિંદુ માબાપો પોતાનો ધર્મ છોડે, તો છોકરાંઓ પણ છોડે?

આ જમાનામા જેમ રાજભક્તિની હદ આપણે આકવી પડે છે તેમ પિતૃભક્તિની હદ પણ આકયે જ છૂટકો

જ્યાં રાજા વ્યભિચારી છે, જ્યાં રાજા પ્રજાને રંજાડે છે, જ્યા તે પ્રજાને પૈસે અનેક પ્રકારના ભોગ ભોગવે છે, જ્યા રાજા રક્ષા કરવાનો ગુણ ત્યજી ભક્ષક બને છે, ત્યા રાજભક્તિ એ જો પાપ નથી તો પુણ્ય એ

પાપ થશે. રાજભક્તિ તે રામભક્તિ હતી, રાવણભક્તિ હોય જ નહિ. દશરથ વનમાં મોકલે ને રામ ખુશીથી જાય એ પરવડે, પણ હિરણ્યકશિપુ ગાદી આપે ને પ્રહ્લાદ તે ઉપર બેસે તો ધર્મનો લોપ થાય.

બાપના કૂવામાં તરીએ, પણ બૂડી ન મરીએ.

વાસનાતૃપ્તિને માટે જ સંભોગ કરવામાં રહેલી મૂર્ખતાનું મને છેક ૨૩ વરસની ઉંમરે ભાન થયેલું અને ૧૮૯૯માં, એટલે કે હું ત્રીસ વરસનો હતો ત્યારે, મેં પૂર્ણ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધેલી. મને વૈરાગી કે સંન્યાસી કહેવો એ ખોટું છે. જે આદર્શોને અનુસરીને મેં મારા જીવનને ઘડ્યું છે તે સર્વ મનુષ્યો અનુસરે તેટલા માટે મેં તેમની સામે રજૂ કર્યાં છે. ધીમા વિકાસક્રમથી મને એ આદર્શોનું દર્શન થયું છે. એ માર્ગમાંનું એકેએક પગલું બહુ જ વિચારપૂર્વક, ચિંતનપૂર્વક અને પૂરેપૂરું જાણીબૂજીને લીધેલું છે. મારું બ્રહ્મચર્ય ને મારી અહિંસા બંને જાતઅનુભવમાંથી ઉદ્ભવ્યાં ને સમાજસેવાને અર્થે આવશ્યક થઈ પડ્યાં હતાં. દક્ષિણ આફ્રિકામાં ગૃહસ્થ તરીકે, વકીલ તરીકે, સમાજસુધારક તરીકે કે રાજ્યપ્રકરણમાં ભાગ લેનાર તરીકે મારે જે એકલવાયું જીવન ગાળવું પડેલું, તેમાં મારે જો એ બધાં કર્તવ્યોને બરાબર પહોંચી વળવું હોય, તો મારે વિષયભોગ પર કડકમાં કડક મર્યાદા મૂકવી અને મારા દેશભાઈઓ હો કે ગોરાઓ હો, સર્વ મનુષ્યની સાથેના વ્યવહારમાં સત્ય અને અહિંસાનું પાલન કરવું એ આવશ્યક હતું, હું સામાન્ય કોટિના માણસ કરતાં ચડિયાતો છું એવો મારો દાવો નથી. સામાન્ય માણસમાં હોય એનાથી યે ઓછી શક્તિ મારામાં છે. તેમ જ જે કંઈ અહિંસા કે બ્રહ્મચર્યને હું પરિશ્રમપૂર્વક સંશોધન કરી કરીને પહોંચી શક્યો છું, તેને માટે પણ હું વિશેષ યશ લઈ શકું એમ નથી. મને તો છાંટાભાર શંકા નથી, કે કોઈ પણ પુરુષ કે સ્ત્રી એટલો જ પ્રયાસ કરે અને એવી જ આશા અને શ્રદ્ધા કેળવે, તો જેટલી સિદ્ધિ મેં પ્રાપ્ત કરી છે તેટલી તેઓ પણ પ્રાપ્ત કરી શકે. શ્રદ્ધા વિનાનું કર્મ એ અગાધ સમુદ્રને તળિયે પહોંચવાના પ્રયત્ન જેવું છે.

આપણે દેહરૂપી દીવાલની પાર ન જોઈ શકીએ ત્યાં સુધી સત્ય અને અહિંસાના ગુણ આપણામાં પૂર્ણપણે નથી પ્રકટી શકવાના. જ્યારે સત્યના પાલનનો વિચાર કરીએ, ત્યારે દેહાધ્યાસ તજવો જ જોઈએ; કારણ સત્યનો પાલન માટે મરવું જોઈશે. તેમ જ અહિંસાનું. દેહ એ તો અભિમાનનું મૂળ છે. દેહને વિષે જેને રાગ રહેલો છે તે અભિમાનથી મુક્ત ન થઈ શકે. આ દેહ મારો છે એમ જ્યાં લગી મને છે ત્યાં લગી હું સર્વથા હિંસામુક્ત તો થતો જ નથી. ઈશ્વરને જોવાની જેની અભિલાષા છે તેણે દેહની પાર જવું પડશે, પોતાના દેહનો તિરસ્કાર કરવો પડશે, મોતની ભેટ કરવી પડશે.

આ બે ગુણો સાંપડે તો જ આપણે તરી જઈએ, તો જ બ્રહ્મચર્યાદિનું પાલન કરી શકીએ. એ પાલન કરવા ઇચ્છીએ તો સત્ય વિના કેમ ચાલે? સત્યનું મુખ તો સુવર્ણમય પાત્રથી ઢાંકેલું છે. સત્ય બોલવાનો, આચરવાનો ડર શાનો હોય? અસત્યરૂપી ઝગઝગતું ઢાંકણુ દૂર ન કરીએ ત્યાં લગી સત્યની ઝાંખી કેમ થાય? કોઈ ગુનો કરે તેના ઉપર રોષ કરવાને બદલે તેના ઉપર પ્રેમ કરવો આપણને ગમે છે ખરો? સંસાર અસાર છે એમ ગાઈએ છીએ છતાં અસારને સમજીએ છીએ ખરા?

રામ તો કહે છે કે મારો ભેટો કરવો હોય, તો આ સંસારમાંથી ભાગજો; પણ શરીરને ભગાડચે ભગાતું નથી. અસારતાની વૃત્તિ કેળવી કર્તવ્યરૂપે ચોવીસ કલાક કામ કરતાં છતાં આપણે રામને મળી શકીએ છીએ. એ જ વસ્તુ ગીતાજી શીખવે છે. ગીતાને હું તેથી જ

આધ્યાત્મિક શબ્દકોશ માનું છું તુલસીદાસે તે જ વસ્તુ આપણને સુંદર કાવ્યરૂપે શીખવી છે

પણ ગાંધીજી એ જે આપી છે તે જ છે અને તે એ કે આપણી કલ્પનાનો રામ જ આપણને તારનારો છે આપણે સહુ તુલસીદાસની જેમ તેનું સુંદર કાવ્ય ન રચી શકીએ, પણ જીવનમાં ઈશ્વરને ઉતારીને તેને કાવ્યમય કરી શકીએ

શ્રીકૃષ્ણમાં આળસ નહોતું તેઓ તો આઠે પહોર જાગ્રત, અતન્દ્રિત કાર્ય કરનારા હતા આપણે આજે આળસુ અને પ્રમાદી બન્યા છીએ જો આપણે તદ્રા ન તજીએ તો શ્રીકૃષ્ણનું નામ લેવું નિરર્થક છે ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે ભક્તિનો માર્ગ બતાવ્યો છે, તેમાં કહ્યું છે કે મારા નિમિત્તે કર્મ કર લોકમાન્યે સ્પષ્ટ કર્યું છે, કે ભક્ત અને જ્ઞાની બનવા માગીએ તો કર્મ જ એક માર્ગ છે પરંતુ ભગવાને બતાવ્યું છે, કે એ કર્મ સ્વાર્થને વશ નહિ, પણ પારમાર્થિક હોવું જોઈએ. સ્વાર્થ માટે થતું કર્મ માત્ર બંધનરૂપ છે, યજ્ઞાર્થે થતું કર્મ બંધનમુક્ત કરનારું છે એવું કયું કર્મ હોઈ શકે કે જે હું કરું, તમે કરો બાળક કરે, બાળા કરે, હિંદુ કરે, મુસલમાન કરે અને છતાં જે પારમાર્થિક હોય? મેં બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે કળિયુગમાં આવો યજ્ઞ રેંટિયાથી જ થઈ શકે છે આ યુગમાં એ જ એક આપણું સુદર્શનચક્ર થઈ શકે છે, કારણ એ દ્વારા આપણે કર્તવ્યશીલ થઈ શકીએ, ભગવાનનું નામ લઈ શકીએ અને પરમાર્થ કરી શકીએ

અને રામચંદ્ર? રામચંદ્રે લંકામાં લોહીની નદી ચલાવી એ કોણે સિદ્ધ કર્યું છે? દશ માથાવાળો રાવણ ક્યારે જન્મ્યો હતો? વાંદરાની સેના કોણે બાંધી હતી? રામાયણ ધર્મગ્રંથ છે રૂપક છે જે રામને કરોડો પૂજે છે તે હૃદયમાં રહેનાર હૃદયના સ્વામી છે રાવણ પણ આપણા શરીરમાં રહેલ દશ માથાવાળું વિકરાળ વિકારરૂપ છે તેની સામે અંતર્યામી રામ સદાય યુદ્ધ ચલાવી રહ્યો છે તે તો ધ્યાનની મૂર્તિ છે કોઈ ઐતિહાસિક રામે કોઈ ઐતિહાસિક રાવણની સાથે યુદ્ધ કર્યું હોય તો તેમાંથી આપણને બહુ શીખવાપણું નથી. એવા પ્રાચીન રામરાવણને ખોળવાની શી જરૂર છે? આજે કેમ્બ્રિજમાં તે ભણાય છે સનાતન રામ બ્રહ્મસ્વરૂપ છે, સત્ય ને અહિંસાની મૂર્તિ છે

જે કામ કરતા હોઈએ તે કામમાં બધી ઇંદ્રિયો પરોવી દઈએ એ હનુમાનના અનુસરણનો પહેલો પાઠ છે એ કરવા માટે આંખને નિશ્ચલ અને ચોખ્ખી રાખવી જોઈએ આંખ આખા શરીરનો દીવો છે અને શરીરનો તેમ આત્માનો દીવો છે એમ કહીએ તો ચાલે, કારણ જ્યાં સુધી આત્મા શરીરમાં વસે છે ત્યાં સુધી તેની પરીક્ષા આંખથી થઈ શકે છે. માણસ પોતાની વાચાથી કદાચ આડંબર કરીને પોતાને છુપાવી શકે, પણ તેની આંખ તેને ઉઘાડો પાડશે તેની આંખ સીધી, નિશ્ચલ ન હોય તો તેનું અંતર પરખાઈ જશે. જેમ શરીરના રોગ જીભની પરીક્ષા કરીને પારખી શકીએ છીએ, તેમ આધ્યાત્મિક રોગો આંખની પરીક્ષા કરીને પારખી શકાય. એટલે બાળકોને બાળપણથી જ નિશ્ચલ આંખ રાખવાની ટેવ પાડવી જોઈએ

હનુમાનની આંખ નિશ્ચલ હતી અને તે સત્ય બતાવતી હતી કે રામનું નામ જેમ તેમની જીભ ઉપર નિરંતર હતું તેમ તેમના હૃદયમાં ભરેલું હતું અને તેમને રોમેરોમે વ્યાપેલું હતું

કાકા કાલેલકર તો બુદ્ધ ભગવાનના શિક્ષણ વિષેની મારી માન્યતા હું આપની પાસે રજૂ કરું છું મારી દૃષ્ટિએ એ શિક્ષણ હિંદુધર્મનું ફળ છે, તેનો અંશ છે ગૌતમ બુદ્ધે જગતને નવો ધર્મ નથી આપ્યો. તેમણે તો આપણને

સનાતન ધર્મનું નવું રહસ્ય બતાવ્યું. બીજાનો જીવ લેવાનો નહિ, પણ પોતાનો જીવ આપવાનો ધર્મ તેમણે હિંદુ સમાજને શીખવ્યો. તેમણે શીખવ્યું, કે પશુ હોમીને યજ્ઞ નથી થતા, પણ પોતે પોતાને હોમીને મનુષ્ય સાચો યજ્ઞ કરે છે. પણ હિંદુધર્મ વેદોની ઉપર કોઈ હુમલો કરે તે સાંખી નથી શકતો. તેથી હિંદુ સમાજે બુદ્ધના શિક્ષણનું સત્ત્વ ગ્રહણ કર્યું, પણ નવા ધર્મ તરીકે તેનો ત્યાગ કર્યો.

એક સર્વોપરી અદૃશ્ય શક્તિને વિષે જીવંતી અચળ શ્રદ્ધા, એનું નામ મારે મન ધર્મ. એ શક્તિએ આપણા પૂર્વજોને આંજી દીધા છે અને એ જ આપણને પણ આંજી દેશે. દૃશ્ય જગતને ક્ષણિક સમજી તેનાથી નીડર અને અલિપ્ત રહેવાનું અને સત્ય તેમ જ દયા વિષે અખંડિત શ્રદ્ધા રાખવાનું શીખવ્યું, એ બુદ્ધ દેવની હિંદુધર્મને અને જગતને અપ્રતિમ ભેટ.

આવા અભ્યાસ ઉપરથી હું એ નિર્ણય ઉપર આવ્યો, કે મારે માટે વેદાદિ ધર્મશાસ્ત્રો જ નહિ પણ કુરાન, બાઈબલ ઇત્યાદિ પણ તેવાં જ ધર્મશાસ્ત્રો છે. હું ગીતા ઉપનિષદાદિને જેમ માનું છું તેમ બીજાને પણ માનનારો છું. હું માનું છું, કે પેગમ્બર સાહેબ દુનિયાના મહાન પેગમ્બરોમાંના એક થઈ ગયા. ઈશુખ્રિસ્ત તેવા જ થઈ ગયા. મારા વાચનની મારા ઉપર એ અસર પડી, કે પેગમ્બર સાહેબ એક સાચા અને ખુદાપરસ્ત પુરુષ હતા. તમને આ કહેવું તેમાં કંઈ નવું ન હોય. મારા દિલ ઉપર પેગમ્બર સાહેબના જીવનચરિત્રની કંઈ અસર પડી છે તે જ હું તો બતાવી રહ્યો છું. તેમણે દુઃખ વેઠવામાં મણા નથી રાખી. તે બહાદુર હતા. તેમણે મનુષ્યનો ડર છોડ્યો હતો. માત્ર ખુદાનો જ ડર કેળવ્યો હતો. જેને એ સત્ય સમજતા તે જ કરતા. જે વખતે જેને એમણે સત્ય ગણ્યું, તેના અમલમાં તેમણે બીજી તમામ ગણતરીઓને તુચ્છ ગણી. એક કહ્યું ને બીજું કર્યું એમ કદી નહિ. આજે એક માન્યું ને તે મુજબ કર્યું. કાલે તે જ વસ્તુને વિષે માન્યતામાં ફેર પડ્યો, તો લોકનિંદા કે વિરોધની પરવા ન કરતાં, હરભોગે તે મુજબ તુરત આચરણ કર્યું. આમાં કોઈ ટીકાકારો વિરોધ જુએ છે, પણ સત્યના પૂજારી બીજી રીતે ન જ વર્તી શકે. તેને તો જે વખતે જે સત્ય લાગે તે આચરવું જ રહ્યું.

રહેણીમાં પેગમ્બર સાહેબ ફકીર હતા, ત્યાગી હતા. તેમની પાસે દોલત આવતી હતી, છતાં તેઓએ પોતાના ભોગ સારુ કંઈ ઉપયોગ ન કર્યો. પોતાના સાથીઓ તેમ જ કબીલાને લઈને મસીદમાં જ પોતે કઈ રીતે રહેતા તે મેં વાંચ્યું, ત્યારે તમારી આંખમાંથી હર્ષનાં આંસુ આવે તેમ, મારી આંખમાંથી પણ હર્ષનાં આંસુ આવ્યાં. જેના દિલમાં હમેશાં ખુદાનું રટણ, ખુદાનો ડર અને લોક માટે પાર વગરની રહેમ હતી, તેને મારા જેવો સત્યાગ્રહી ન પૂજે એ કેમ બને?

આપણે નીચ વાણિયા મટીને ક્ષત્રિય થવું જોઈએ. વૈશ્યધર્મ એટલે મજૂરી બિલકુલ નહિ, હળ નહિ, શૌર્ય નહિ, વિવેક નહિ, એમ નથી. ખરો વૈશ્ય તો પોતાની ઉદારતામાં શૌર્ય—ક્ષત્રિયપણું બતાવે, વેપારમાં વિવેક બતાવે ને આપણાથી દારૂ ન વેચાય, માછલાં ન વેચાય, શુદ્ધ ખાદી જ વેચાય, એ વિવેક બતાવીને બ્રાહ્મણધર્મનું પણ પાલન કરે. બીજા બધા આપણે માટે મજૂરી કરે ને આપણે પઠાણ વ્યાજ ખાઈએ તો આપણે પતિત થઈએ. યજ્ઞ તરીકે પણ થોડી મજૂરી આપણે દરરોજ કરી લેવી જોઈએ.

## [ ૫ ]

## પોપડો દૂર કરો તો. .

ઉપરચોટિયા નજરે જુઓ તો હિંદના ગામડાંના લોકો નિરુત્સાહી અને નિસ્તેજ લાગે. પણ જે ક્ષણે તમે એ લોકોની જોડે વાત કરો ને તેઓ બોલવા માંડે તે ક્ષણે તમે જોશો કે એમની જીભમાંથી જ્ઞાન ઝરે છે બહારનો અણઘડપણાનો દેખાવ છે તેની પાછળ આધ્યાત્મિક વૃત્તિનો ઊંડો ઝરો પડેલો છે, એને હું સુસંસ્કારિતા કહું છું એવી વસ્તુ તમને પશ્ચિમમાં નહિ જોવા મળે. યુરોપના કોઈ ખેડૂત જોડે તમે વાત કરી જુઓ, તો તમને દેખાશે કે એને ઈશ્વર કે આત્માની વાતમાં કશો રસ નહિ હોય હિંદી ગામડિયામાં તો અણઘડપણાના પોપડાની નીચે જુગજૂની સંસ્કારિતા છુપાયેલી પડી છે એ પોપડો ઉખાડી નાખો, એ ગ્રામવાસીના દારિદ્ર્ય અને નિરક્ષરતા દૂર કરો તો શિષ્ટ, સંસ્કારી, સ્વતંત્ર નાગરિક કેવો હોવો જોઈએ એનો સુંદરમાં સુંદર નમૂનો તમને જોવા મળશે

તા. ૨૬-૩-૧૯૩૯

સર્વ સાચી કળા અંતરાત્માને પિછાનવા માટે આત્માને સહાયભૂત થવી જોઈએ. મારી પોતાની બાબતમાં તો મને લાગે છે, કે હું મારા આત્મજ્ઞાન માટે કોઈ બાહ્ય સાધન વિના ચલાવી શકું એમ છું આથી જો કે તમે મારા જીવનમાં કલાકૃતિઓ નહિ નીરખી શકો, છતાં મારા જીવનમાં સાચી કળા રહેલી છે એવો દાવો હું કરી શકું એમ છું મારા ખંડની દીવાલો કદાચ કોરી હશે અને સૌંદર્યના અનંત વિસ્તાર સમા પથરાયેલા તારાભર્યા આકાશ પર દૃષ્ટિ ઠેરવી શકું માટે કદાચ ઘરનું છાપરું પણ કાઢી નાખું ચમકતા તારલાઓથી ભર્યા આકાશ સામું હું જ્યારે નિહાળું છું, ત્યારે મારી દૃષ્ટિ સામે જે અદ્‌ભુત દૃશ્યો ખડાં થાય છે એ શું માનવીની કળા મને આપી શકે એમ છે? આનો અર્થ એ નથી થતો કે સામાન્ય રીતે સ્વીકારાયેલાં કળામર્મજ્ઞના મૂલ્યનો સ્વીકાર કરવાનો હું ઇન્કાર કરું છું. પણ અંગત રીતે મને જે લાગે છે તે એ કે પ્રકૃતિના સૌંદર્યનાં અમર પ્રતીકો સાથે સરખાવતા એ કેવા ક્ષુદ્ર લાગે છે!

હું સત્યમાં અથવા તો સત્ય દ્વારા સૌંદર્ય જોઉં છું અને નિહાળું છું. સર્વ સત્યો-માત્ર સત્ય વિચારો જ નહિ, પણ સાચાં ચિત્રો, સાચાં મુખો અને ગીતો પણ અતિ સુંદર હોય છે. સામાન્ય રીતે લોકો સત્યમાં સૌંદર્ય જોતા નથી સામાન્ય માનવી તો એનાથી આઘો દોડી જાય છે, અને સત્યના સૌંદર્યની સામે આપ-મિંચામણાં કરે છે. જ્યારે માનવી સત્યમાં સૌંદર્ય નિહાળતો થશે, ત્યારે જ સાચી કળા જન્મશે.

એક સાચા કળાકાર માટે બહારથી નહિ, પરંતુ આત્માના સત્યથી ઓપતું મુખ જ ખરી રીતે સુંદર છે સત્ય વિના સૌંદર્ય સંભવી શકે નહિ. બીજી બાજુ બાહ્ય રીતે સુંદર ન હોય એવા સ્વરૂપમાં પણ સત્ય પોતાનો આવિષ્કાર કરે. કહેવાય છે કે સોક્રેટિસ એના જમાનાનો સૌથી સત્યવાદી માનવી હતો અને છતાં કહેવાય છે કે ગ્રીસમાં એનાં અંગ સૌથી કદરૂપાં હતાં મારે મન તો એ સુંદર છે, કારણ કે એનું સમગ્ર જીવન એ સત્ય માટેની ઝંખના હતી, અને આપણે એ પણ યાદ રાખીએ કે જો કે એક કળાકાર બાહ્ય સૌંદર્ય જોવા ટેવાઈ ગયેલો હોય છે, છતાં આ બાહ્ય સ્વરૂપ 'ફીડીઆસ'ને એના અંતરના સત્યના સૌંદર્યને સમજતાં અવરોધી શક્યું નહોતું.

ઘણીવાર સત્ય અને અસત્ય ઇષ્ટ અને અનિષ્ટ સાથે જોવા મળે છે. એક કળાકારમાં પણ એક વસ્તુ પ્રત્યેની સત્યદૃષ્ટિ અને અસત્ય

સાથે સંભવી શકે છે. આવા પ્રસંગો જો જીવનમાં વિરલ હોય, તો કલામાં પણ વિરલ હોઈ શકે છે.

સત્યાગ્રહ એ શુદ્ધ પ્રેમની નિશાની છે. દંપતીપ્રેમ જ્યારે કેવળ નિર્મળ થઈ શકે છે, ત્યારે પ્રેમ પરિસીમાએ પહોંચે છે. તેમાં વિષયને અવકાશ નથી હોતો, તેમાં સ્વાર્થની ગંધ સરખી ન જ હોઈ શકે. તેથી જ કવિઓએ દંપતીપ્રેમનું વર્ણન કરી આત્માની પરમાત્મા પ્રત્યેની લગનીને ઓળખી છે તે ઓળખાવી છે. એવો પ્રેમ તો કોઈક જ જગ્યાએ હોઈ શકે. વિવાહનું બીજ આસક્તિમાં રહેલું છે. તીવ્ર આસક્તિમાંથી તેની ઉત્પત્તિ છે.

તે આસક્તિ અનાસક્તિરૂપે પરિણમે, શરીરસ્પર્શનો ખ્યાલ પણ ન કરે, ન રાખે, અને એમ જ્યારે એક આત્મા બીજામાં તલ્લીન થાય ત્યારે તેમાં પરમાત્માના પ્રેમની કંઈક ઝાંખી થઈ શકે એમ જોઈ શકાય છે.

આ વર્ણન બહુ સ્થૂળ છે. જે પ્રેમની કલ્પના હું વાંચનાર પાસે કરાવવા માગું છું તે પ્રેમ નિર્વિકારી છે. એનું યથાસ્થિત વર્ણન કરવા જેટલો વિકારશૂન્ય હું પોતે નથી થયો, તેથી હું જાણું છું કે જે ભાષાએ એ પ્રેમનું વર્ણન કરવું જોઈએ તે મારી કલમે નથી ચડતી. છતાં નિખાલસ વાંચનાર તે ભાષા પોતાની મેળે વિચારી લેશે.

જ્યાં દંપતી વચ્ચે આવા નિર્મળ પ્રેમનો હું સંભવ માનું છું ત્યાં સત્યાગ્રહ શું ન કરી શકે? એ સત્યાગ્રહ આજકાલ જે વસ્તુ સત્યાગ્રહને નામે ઓળખાય છે તે નહિ, પાર્વતીએ શંકરની સામે સત્યાગ્રહ કર્યો એટલે હજારો વર્ષની તપશ્ચર્યા કરી. ભરતનું રામે ન માન્યું એટલે નંદિગ્રામમાં જઈ બેસી ગયો. રામ પણ સત્યપંથ પર હતા ને ભરત પણ સત્યપંથ પર. બંનેએ પોતાનું પણ રાખ્યું.

ભરત પાદુકા લઈ તેની પૂજા કરતો યોગારૂઢ થયો. રામની તપશ્ચર્યામાં બહારનો આનંદ સંભવતો હતો. ભરતની તપશ્ચર્યા અલૌકિક હતી. રામને ભરત ભૂલવાનો અવકાશ હતો; ભરત તો પ્રતિક્ષણ રામનામનું જ રટણ કરતો હતો તેથી ઈશ્વર દાસાનુદાસ થયો.

આ શુદ્ધાત્મ સત્યાગ્રહનો દાખલો. કોઈ ન જીત્યું અથવા કોઈ જીત્યું કહેવાય તો ભરત જ જીત્યો. ભરત જન્મ્યો ન હોત તો રામમહિમા ન હોત. એમ કહી તુલસીદાસે પ્રેમનું રહસ્ય આપણી પાસે મૂકી દીધું છે.

આપણે સાહિત્ય કોને માટે રચીશું? કસ્તુરભાઈ એન્ડ કંપની માટે, કે અંબાલાલભાઈ માટે કે સર ચિનુભાઈ માટે? એમની પાસે તો પૈસા છે; એટલે ગમે તેટલા સાહિત્યકારો રાખી શકે છે, ગમે તેટલાં પુસ્તકાલયો વસાવી શકે છે, પણ પેલા કોશિયાનું શું?

સાહિત્યમાં ન પડ્યા હોય તે ભાષાની પૂર્ણતા—અપૂર્ણતા ન જાણે. આપણે તો અંગ્રેજી જાણતા હોઈએ, લેટિન જાણતા હોઈએ; એના શબ્દો ગુજરાતીમાં ન મળે, એટલે ગુજરાતીને અધૂરી કહીએ. પણ ટેલર કહે છે કે ગુજરાતી સંસ્કૃત ભાષાની દીકરી, તેને અધૂરી કોણ કહે? यथा मायकस्तथा माषा, તેમ તેણે લખ્યું છે. દળદર ગુજરાતી ભાષાનું નથી પણ એ બોલનારનું દળદર એ ગુજરાતીમાં દેખાય છે. આજે કોઈને પૂછીએ કે ગુજરાતી ભાષામાં છે શું, તો કહેશે કે નવલકથાઓ જ છે. આપણું એ દળદર નવલકથાઓથી નથી ધોવાવાનું. શામળભટની 'નંદબત્રીશી' જ લઈએ. તે પણ નવલકથા જ છે. થોડીક નંદબત્રીશીઓ વધવાથી કાંઈ ભાષાનો થોડો જ ઉદ્ધાર થવાનો હતો?

હું તો ગામડાંમાં પડેલો એટલે ગામડિયાની

દૃષ્ટિએ મારી ભૂખ રજૂ કરું. મને તો ગામડામાં રહેનાર માટે અનેક જાતના પુસ્તકો જોઈએ છે મારી એ ભૂખ તમે સાહિત્યકારો પૂરી પાડો એવા કોઈ પુસ્તકો લખાયાં હોય તો મને મોકલજો

એટલે હું તમને વિનયપૂર્વક કહેવા ઇચ્છું છું કે તમે તેમને—સ્ત્રીઓને અશિક્ષિત ગણી તેમનો અવાજ કાઢી નહિ નાખતા. જ્યોતિમયની ૫૦ કે ૧૦૦ બહેનો માટે હું નથી બોલતો, પણ સ્ત્રીનું હાર્દ વિચારી બોલું છું. તે જો તમે સાંભળી શકતા હો, તો આનો વિચાર કરજો. સાહિત્યની કલમ ઉપાડો તો એ જ વિચારથી ઉપાડજો કે સ્ત્રી એ મારી જનની છે. એ વિચાર કરીને તમે લખશો તો તમારી કલમમાંથી જે ઝરશે તે સ્ત્રી, સુંદર આકાશમાંથી વર્ષા ઝરે છે તેમ ઝરશે, અને પૃથ્વીરૂપી સ્ત્રીને ફળદ્રુપ બનાવશે, પણ આજે તો એ બાપડી સ્ત્રીને શાન્તિ આપવાને બદલે, એનું મન ઉત્તેજવાને બદલે, એને ધગાવી મૂકો છો એનામાં કદી ન હોય તેવા વિકારો ઉત્પન્ન કરવા તમે કેમ પ્રયત્નો કરો છો? સાહિત્યના વર્ણન પ્રમાણે તેનું નાક, તેના કાન છે કે નહિ તે જોવા માટે—તેને અરીસામાં જોવા માટે તમે પ્રેરો છો તેના હૃદયમાં આ જ વિચાર ઘૂમી રહ્યો હોય, તેથી તે ખીસામાં અરીસો રાખતી થાય છે એને શા સારુ એમ મનમાં થાય કે મને વર્ણવી છે તેવી હું છું કે નહિ? આવા વર્ણનો એ સાહિત્યનો અનિવાર્ય ભાગ છે શું? તમે ચીતરો તો તેને વિકારી ન ચીતરો. 'ઉપનિષદો', 'બાઈબલ', 'કુરાન'માં શું આવું વાંચવામાં આવે છે? તુલસીકૃત 'રામાયણ'માં આવું છે? શું એ મહાગ્રંથો સાહિત્ય નથી? કહે છે કે અંગ્રેજી ભાષા પોણો ભાગ બાઈબલ અને પા ભાગ શેક્સપિયરની બનેલી છે એ વિના અંગ્રેજી ક્યાં, કુરાન વિના અરબી ક્યાં? તુલસી વિના હિંદી ક્યાં? પણ હજુ તમે વિચાર કરજો અને વિચાર કરતાં સાચું લાગે અને સૂઝે તો હજી યે વિચારજો, ફરી વિચારજો, તમારા ધ્યાન ફેરવવા પ્રયાસ કરજો, વિચાર કરતાં જો મારું નિરર્થક લાગે તો મને માફી આપજો અને એને ફગાવી દેજો

નવેમ્બર ૧૯૩૬

તમને સૌને મારી એટલી જ અરજ છે કે બીજા શું કરે છે તેનો વિચાર ન કરતાં હરેક ભાઈબહેન પોતાનાથી થઈ શકે તેટલી આત્મશુદ્ધિ કરે. મને ખાતરી છે કે જનતા મોટા પ્રમાણમાં આત્મશુદ્ધિ કરશે, તેનું કલ્યાણ થશે, સાથે મારું થશે હિંદુસ્તાનનું પણ થશે અને સંભવ છે કે મારા આ ઉપવાસને હું જલદીથી છોડી શકું. મારી ચિંતા કોઈએ ન કરવી. ફિકર સૌ પોતપોતાની કરે ને સૌ વિચારે કે આપણે કેટલી પ્રગતિ કરી અને દેશનું કલ્યાણ આપણે પોતાને હાથે કેટલું થઈ શકે, આખરે તો માણસમાત્રને મરવાનું છે. જે જન્મ્યું તેનો મરણમાંથી ઉગારો નથી એવા મૃત્યુનો ભય શો? તેનો શોક કરવાનો શો હોય? હું માનું છું કે આપણને સૌને માટે મૃત્યુ એક આનંદ આપનારો મિત્ર છે તે હંમેશ આવકારવા જેવો ને મુબારકબાદીને લાયક દોસ્ત છે એનું કારણ પણ ઉઘાડું છે. મૃત્યુથી એક વખત તો આપણે હરેક પ્રકારના દુઃખોમાંથી છૂટી જઈએ છીએ

તા ૧૫-૧-'૪૮

આજે મારે તમને સૌને વધારે કશું કહેવાનું નથી, પરંતુ આજના દિવસથી હિંદુઓ નિર્ણય કરો કે આપણે કદી લડવું નથી વળી હું ઇચ્છું છું કે હિંદુઓ જેમ ગીતા વાંચે છે તેમ કુરાન પણ વાંચશે શીખો પણ એવું જ કરે અને હું ઇચ્છું છું કે મુસ્લિમ ભાઈબહેનો પણ પોતપોતાના ઘરમાં ગીતા વાંચે ને તેનો અર્થ સમજે આપણે આપણા ધર્મને માનીએ છીએ. તેવી જ રીતે બીજાઓના ધર્મને માનીએ.

ઉર્દૂ, ફારસી અગર બીજી કોઈ પણ ભાષામાં વાત લખી હોય છતાં સારી વાત સારી જ રહે છે. જેવું કુરાને શરીફ છે, તેવાં જ ગીતા અને ગ્રંથસાહેબ છે. મારી કહેવાની મતલબ એટલી જ છે, તમે સૌ મારું માનશો કે નહીં માનો, પણ હું તો આજ સુધી એ જ રીતે ચાલતો આવ્યો છું. હું તમને કહું છું, દાવો રાખી કહું છું કે હું પથ્થરની પૂજા નથી કરતો પણ હું પૂરો સનાતની હિંદુ છું. પથ્થરની ભક્તિ કરવાવાળા પર મને તિરસ્કાર નથી. ખુદા પથ્થરમાં પણ વસે છે. જે પથ્થરની પૂજા કરે છે તે તેમાં કેવળ પથ્થરને નહીં, ઈશ્વરને જુએ છે. પથ્થરમાં ઈશ્વર છે એમ ન માનો તો એક જડ પુસ્તક કુરાને શરીફ ખુદાઈ પુસ્તક છે એમ શા સારું માનવું? એમ માનવું એ બુતપરસ્તી નથી? આપણાં દિલોમાં અંતર ન હોય તો આપણે સૌ આ બધું શીખી શકીએ. એવું થાય તો આ હિંદુ છે, ને આ શીખ છે ને આ મુસલમાન છે એવો ભેદભાવ નહીં રહે. ૧૬–૧–'૪૮

મારા મરવાથી બધા અંદરઅંદર લડવા મંડી પડે, તો શું થાય એનો વિચાર પણ મેં કરી રાખ્યો હતો. મેં વિચાર્યું હતું કે બચાવવો હશે તો ઈશ્વર મને બચાવી લેશે. અહિંસાથી ભરેલો માણસ મરશે તો તેનું ફળ પણ સારું જ આવશે...હું તો ગરીબ માણસ છું. મારી કશી વિસાત નથી. તો મારા મરવાથી લઢી મરવાનું શું?

મને લોકો જણાવે છે કે તમે માર્યા જાત; પણ ઈશ્વરની કૃપાથી બચી ગયા, પરંતુ મારી બહાદુરી તો ત્યારે કહેવાય, કે મારી સામે બોમ્બ ફાટે છતાં હું ડરું નહિ અને તમે જોઈ શકો કે બોમ્બથી મરવા છતાં છેવટે પણ હું હસતો જ રહ્યો.

તમે બધા અહીં ભગવાનનું નામ લેવાને એકઠા મળો છો. આપણું નામરટણ ચાલતું હોય, પોલીસવાળા કે કોઈ આપણી મદદમાં ન આવે, ગોળીઓ છૂટતી હોય છતાં હું સ્વસ્થ રહું, રામનામ લેતો રહું, ને તમારા સૌની પાસે લેવડાવતો રહું એવી શક્તિ ઈશ્વર મને આપે, તો હું ધન્યવાદને લાયક ઠરું ખરો.



**હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;**
**પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને. ધ્રુ૦**
**સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;**
**સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડ્યા મરજીવા જોને. ૧**
**મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;**
**તીરે ઊભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને. ૨**
**પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;**
**માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને. ૩**
**માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને;**
**મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને. ૪**
**રામ-અમલમાં રાતામાતા પૂરા પ્રેમી પરખે જોને;**
**પ્રીતમના સ્વામીની લીલા તે રજનીદિન નરખે જોને. ૫**

×

# સંભવામિ યુગે યુગે

લેખક:
શ્રી. મધુકર રાંદેરિયા

ઘૂઘવતા સાગર પર નજર ફેંકું છું ને જોઉં છું કે એક ઊર્મિ બીજી મોટી ઊર્મિમાં ભળી જાય છે. પેલી દીપમાળા ઉપર દૃષ્ટિ ફેરવું છું ને નિહાળું છું કે એક જળતી જ્યોત હોલવાઈને કોઈ બીજી મહાજ્યોતમાં ભળી જાય છે પેલા ખૂણે પડેલા વાદ્ય પર આંખો માંડું છું ને દેખું છું કે એક સુમિષ્ટ રણકાર બીજા સૂરોમાં ભળી જાય છે—ને સૃષ્ટિનું એક સનાતન તત્ત્વ પોતાનું રહસ્ય એમ ખુલ્લું કરી જાય છે. જગતની સંવાદિતા અને સનાતનતા ક્યારેય તૂટતી નથી ને તૂટતી દેખાય છે ત્યારે આપે જ તો દૃષ્ટિનો વિભ્રમ જ એ હોય છે બાકી તો સત્ય, શિવ ને સુંદરની સરવાણી વહી જ જાય છે, ધરતી બદલતી જાય છે ને નવા રૂપ ધારણ કરતી જાય છે. આપણે ભોળાં માનવીઓ સરવાણીના એ અખંડ રૂપને ખંડિત થયેલું સમજીએ છીએ

એ જ રીતે ચાલી આવતી હું જોઉં છું આ આત્મધર્મીઓની પરંપરા સૃષ્ટિના વિરાટ તખતા પર. જેનાથી માનવતા મોહી ઊઠે છે એવા આત્મધર્મોના દીપકો એમને હૈયે સતત જલતાં રહેતા હતા. સંસારની વિષમતાનાં અંધારાં એ એનાથી ફેડતા ને વિષમતા ને અજ્ઞાનમાં અટવાતા ટેવાઈ ગયેલા લોક એ પ્રકાશપુંજો સામે ઘુવડનીતિ અખત્યાર કરી એમને હોલવવા મથે છે, પણ ના, એ પ્રકાશ હોલવાતો નથી. કદાચ હોલવાય તો યે વાટ હોલવાય છે, પ્રકાશ ચિરંજીવ જ રહે છે. પ્રકાશની એક કેડી જ કોતરાઈ જાય છે, જેના પર થઈને અવતારધારીઓ ચાલ્યા આવે છે.

ને હું વળી જોઉં છું, એની પરંપરા આ પ્રગટી રહી. અનાર્યના હન્તા ને ન્યાયના પ્રતિષ્ઠાતા આ રામ, ક્લેશ, ઈર્ષા, અસંતોષ ને અમાનુષતાને 'મહાભારત' અગ્નિમાં જલાવી દેતા આ પૂર્ણાવતારી કૃષ્ણ; જગદુઃખે દુઃખી થતા ને કલ્યાણની શોધમાં નિરંતર સંચરતા આ ધર્મસંસ્થાપકો મહાવીર ને ગૌતમ, પ્રેમમાં પરમેશ્વરનું દર્શન કરતા સ્વર્ગ-ધનનો માલિક આ ઈશુ, ઈશ્વરનિષ્ઠ જગદુદ્ધારક હજરત મહંમદ પયગમ્બર, રમણીય તત્ત્વજ્ઞાનના સર્જક અશો જરથુષ્ટ્ર; ચાલી જ જાય છે જાણે પ્રકાશની પગલીઓ પાડી સંસારને ઉજાળતા એ આત્મધર્મીઓ. એની એ જ પરંપરામાં પ્રગટેલા હું આજે જોઉં છું, મહાત્મા ગાંધીને—સત્ય પરમેશ્વરના સતત શોધકને.

ગાંધીજીના સ્થૂલ જીવનની હોલવાતી જ્યોત મને કોઈ વિશિષ્ટ અવતારે ભળી ગયેલી દેખાય છે આ ભૂતકાળની મહાજ્યોતમાં. ને એમ બંધાઈ જાય છે એક અખંડ જ્યોતિની માળા, ને તેમાંથી સ્ફુરી રહે છે આત્મધર્મના તખતા પર રમમાણ કરતા આ અવતારધારીઓ.

આ રહ્યા એ પતિતપાવન રઘુપતિ રાઘવ રાજા રામ.

[ ૧ ]

# મર્યાદા પુરુષોત્તમ

મદોન્મત્ત રાવણના અભિમાનનો પાર નથી. કુદરતી શક્તિઓ એને વશ વર્તીને ચાલે છે. એના સામર્થ્યનાં ફળ પ્રજા માટે વિપરીત આવે છે. એની હાકથી સુરગણો પણ કાંપે છે. આ દશામાં વસુંધરા એકવાર સર્જનહાર પાસે જાય છે અને વિનવે છે: 'પ્રભો! જગતમાં લોકોની માંગલ્યપરની શ્રદ્ધા ઊઠી ગઈ છે. હું ભાર સહી શકતી નથી. આ દશા કેટલાં વર્ષો ચાલશે?' સર્જનહાર દિલાસો આપતાં કહે છે: 'વસુંધરા! અશ્રદ્ધાળુ ન થા. ધર્મની ફરી જાગૃતિ થશે અને પરમાત્મા પોતે અવતાર લેશે. એક એવો પુરુષ તારી ગોદમાં પાકશે જેના જન્મથી પાપની ઘડી પૂરી થશે અને પુણ્યનો ઉદય થશે.'

ચૈત્ર શુક્લ નવમીનો એ દિન છે. દશરથે તપસ્યા દ્વારા ધર્મનો અગ્નિ પ્રગટાવ્યો હતો. યજ્ઞપુરુષે વરદાનમાં ચૈતન્ય આપી દીધું. આકાશના મેઘ પર આશાતુર નજર માંડીને બેઠેલા ખેડૂતની માફક પૃથ્વી પેલા અવતારી પુરુષની રાહ જોવા લાગી. ગૃહો, ઉપગૃહો સાનુકૂળ થયા, ને ત્યારે કૌશલ્યાના પ્રસૂતિખંડમાંથી પુત્રજન્મની વધાઈ આવી. તે દિવસે સત્ય અને ધર્મમાં લોકની શ્રદ્ધા બેસે છે. એ પછી સુમિત્રાને ખોળે લક્ષ્મણ અને શત્રુઘ્ન અને કૈકેયીને ખોળે ભરત જન્મે છે.

આ બાળકોને કુલપતિ વસિષ્ઠ પોતે કેળવવાનો વિચાર રાખે છે, પણ વિશ્વામિત્ર આવીને દશરથ પાસેથી ધર્મરક્ષાર્થે રામ-લક્ષ્મણની માગણી કરી જાય છે. બંને જાય છે અને એક નવા જ પ્રકારનું શિક્ષણ તેમને મળવા માંડે છે. વિશ્વામિત્ર એમને હાથે રાક્ષસી તાટકાનો અને સુબાહુ-મારીચિનો વધ કરાવે છે. માર્ગે જતાં મિથિલા આગળ એક આશ્રમ આવે છે. ત્યાં એક શલ્યા પડી છે—પતિત ને હીન અવસ્થામાં. રામને પદસ્પર્શે તે શલ્યા અહલ્યાનું મૂળરૂપ ધારી રામને અભિવંદે છે. આ બને છે અવતારી રામનું પ્રથમ પતિતોદ્ધારનું કાર્ય.

ને પછી મિથિલા નગરીનો જનક એની જગતકલ્યાણી પુત્રી સીતાનો સ્વયંવર રચે છે. રામ શિવધનુષનો ભંગ કરી સીતાને વરે છે, લક્ષ્મણ જનકની બીજી પુત્રી ઊર્મિલાને વરે છે. ને અયોધ્યામાં દશરથના જીવનકાળે દરમિયાન રામના રાજ્યાભિષેકની અપૂર્વ એવી તૈયારી ચાલી રહે છે; સર્વ કોઈ મંગળ મનાવે છે. રામના પ્રત્યેની પ્રેમની લાગણી છતી થઈ રહે છે; પરંતુ દાસી મંથરા રાણી કૈકેયીના કાન ભંભેરી માતૃહૃદય જાગૃત કરે છે. કહે છે: 'દશરથ પાસે માગો, ભરતનો રાજ્યાભિષેક ને રામનો બાર વરસ વનવાસ.'

રાજ્યમાં હાહાકાર મચે છે. પ્રતિજ્ઞા-બદ્ધ દશરથ કાંઈ જ બોલી શકતા નથી, એમને કૈકેયીનું માગ્યું આપવું પડે છે. રામ વનવાસની તૈયારીઓ કરે છે. પતિ-સુખે સુખ માનનારી સીતા પાછળ જવા તલસે છે, તો ભ્રાતૃપ્રેમના ઉજ્જવલ પ્રતીક

સમો લક્ષ્મણ પણ ભમવાં ધારે છે ભરત દીન બની-વને સિધાવતા વડીલ બંધુની પાદુકા યાચી તેની સ્થાપના કરી, કમને રાજ ચલાવે છે

ને વિકટ વનવાસના દિનો આવી રહે છે છાણથી લીંપેલી ઘાસની ઝૂંપડીમાં, નદીના નીર ને અરણ્યવૃક્ષોના ફળો પર કુદરતને ખોળે, એકવારના રાજા રામ ને ગુલાબની જાજમ પર ચાલવા ટેવાયેલા સીતા સુખચેનમા દિવસો વિતાવે છે

પણ એ સુખ ઝાઝો સમય ટકવા નિર્માયું નથી કુદરત સત્તાલોલુપ ને ઈર્ષ્યાળુ રાવણને ભિક્ષુકવેષે રામની કુટિર પર મોકલી આપે છે માયાવી મૃગને મારવા ગયેલા રામ-લક્ષ્મણની પાછળ રાવણ સીતાને ઉપાડી જાય છે, ને લઈ જાય છે એની અશોકવાટિકામા ત્યાં એનાં મનામણા કરે છે. 'જાનકી! મારી પટરાણી બનો, તમારા રામને તજી દો. વનમાં અથડાતા કુટાતા રામ કરતા રાવણની સંપત્તિ ને કીર્તિ ઓછાં નથી '

પણ જગતમાતા સીતાને એ પ્રલોભનો વશ કરી શકતાં નથી જ્યારે બીજી બાજુ, સીતાની શોધમાં વ્યાકુળ બની નીકળેલા રામને સુગ્રીવ હનુમાનનો મેળાપ થાય છે જટાયુ દ્વારા ને સીતાના અલંકારો દ્વારા સીતાની ભાળ મળે છે વનના પ્રાણીઓ રામ-પ્રભુની સહાયતાએ આવે છે. ને લંકાના સીમાડા પર અનાર્યત્વના નાશની નોબતો ગાજી રહે છે જે કાર્ય માટે રામે અવતાર ધારણ કર્યો એ ઘડી, એ અવસર આવી પહોંચ્યો છે જાણી ધરિત્રી પુલકે છે

ને પછી તો સામસામાં સૈન્યો ગોઠવાય છે, દેવ સામે દાનવ, માનવતા સામે પશુતા, આર્યત્વ સામે અનાર્યત્વ, માનવીમાં રહેલા શિવ સામે રાક્ષસમાં રહેલુ અમંગલ આથડે છે. ધરણીને નરબંકાઓના ભોગ ધરાવાય છે-એક એક રાક્ષસ હણાય છે ને પૃથ્વીના એક એક અણુમા પ્રાણ પ્રગટે છે. ને જ્યારે સકળ કુટુંબસંહારને અંતે જગતની નિકૃષ્ટમાં નિકૃષ્ટ આસુરી સંપત્તિનો પરાજય થાય છે, ત્યારે જગતનાં સત્ય, શિવ ને સુંદર સ્વરૂપો નવે સ્વરૂપે પ્રગટે છે પુનઃ સુરાજ્યની સ્થાપના થાય છે. ધર્મચક્ર પ્રવર્તી રહે છે આર્યત્વનો જય થાય છે ને આત્માના સર્વોચ્ચ ગુણો-સત્ય, ન્યાય, સદાચાર, ભ્રાતૃભાવ, દયા, તિતિક્ષા ને પ્રેમ ફરી મૂર્તિમંત બને છે જગજ્જનની સીતાનાં બંધનો તૂટે છે અગ્નિમાંથી પસાર થઈ એ ચારિત્ર્યશુદ્ધિનું પારખું આપે છે.

પણ લોકજીભ, અયોધ્યા પાછા ફરેલાં સીતાને માથે ચારિત્ર્યભંગનું આળ ઊભું રાખે છે. લોકાનુરંજક રામ, હૃદયમાં સુકુમાર લાગણીઓને કચડીને પણ સીતાને વનવાસ મોકલે છે લવકુશની ભાવિ જનની, વિના વાંકે, રાજાજ્ઞાને શિરે ચડાવી, ફરી રાજમહેલનો ત્યાગ કરી એકલી વનમાં સિધાવે છે. લક્ષ્મણ એને વિદાય આપે છે. એની આંખોમાં આંસુ છે, રામ પ્રત્યે એના હૃદયમા રોષની કોઈ અદીઠ જ્વાળા પ્રગટી ઊઠે છે, પણ ભાવિ મિથ્યા થતુ નથી પ્રજા કાજે રાજ્ય કરતા રાજા રામ, રાજવી તરીકે ધર્મ બજાવતાં, નિર્દોષ પત્નીને અન્યાય કરી રહે છે

વર્ષો વીતે છે પ્રજાને ઉન્નત કરવા ને એનુ જ શ્રેય વાંછવા રામ, હમેશ પ્રવૃત્ત રહે છે ને એ 'રામરાજ્ય'મા શુ હતુ ? સર્વ ધર્મો સંપીને રહેતા કોઈને ભય

નહોતો, પિતા પહેલાં પુત્ર મરતો નહિ, સૃષ્ટિના નિયમાનુસાર પર્જન્ય વરસતાં ધરતી પુષ્પફળથી લચતી, પ્રજા સંતુષ્ટ બની રહેતી, ન્યાયનું સદાકાળ પાલન થતું. લોકો વર્ણાશ્રમ પ્રમાણે કાર્યપરાયણ રહેતા.

રાજા રામ હવે અશ્વમેધ યજ્ઞ આરંભે છે. સીતાની સુવર્ણમૂર્તિ કુશળ સુવર્ણકાર ને શિલ્પી પાસે ઘડાવે છે. યજ્ઞમાં આવે છે સુગ્રીવ ને વિભીષણ, તપોધન ઋષિઓ ને બ્રાહ્મણો, નટ ને નર્તિકા, ને દેશદેશના રાજવીઓ. અહીં વાલ્મીકિના પ્રેર્યા એમની સાથે આવે છે લવ ને કુશ. વાલ્મીકિએ એમને કહ્યું છે: 'તમારી કોઈ ઓળખ માગે તો આપશો નહિ. કહેજો, ઋષિપુત્રો છીએ.'

વાલ્મીકિએ રચેલા અભૂતપૂર્વ કાવ્ય રામાયણનું ગાન ગાતા લવકુશ અયોધ્યાની ગલીઓમાં કે રાજમાર્ગો પર વિચરે છે. સૌનાં હૃદય એ ગાન સાંભળી થંભી જાય છે. આ બાળકોની દિવ્ય કાંતિ ને એમના ગીતનું કારુણ્ય રામને પણ સ્પર્શી રહે છે.

વાલ્મીકિ રામને લવકુશનો પરિચય આપે છે. સંતાનપ્રેમના ભૂખ્યા રામનું હૃદય વર્ષોની એક તીવ્ર ઝંખનાતૃપ્તિથી નાચી ઊઠે છે, પણ તે સાથે એમને સંભારણું જાગે છે સીતાનું. વાલ્મીકિને પૂછે છે: 'સીતા ક્યાં છે? એ જો નિષ્પાપ હોય તો કાલે અહીં આવી શપથ દ્વારા આત્મશુદ્ધિ કરે.'

સીતા પધારે છે, સૌમ્ય, તપવ્રત ને સંયમથી ક્ષીણ. એમના દર્શને પધારે છે આખું અયોધ્યા ને તેમાં છે વસિષ્ઠ, જાબાલિ, વિશ્વામિત્ર ને કાશ્યપ, દુર્વાસા ને પરશુરામ, માર્કંડેય, નારદ ને ગૌતમ, રાક્ષસો ને વાનરો.

આ સૌના દેખતાં વાલ્મીકિ રામને ઉદ્બોધે છે: 'આ રહી સીતા, પહેલાં જેટલી જ એ સુવ્રતા ને ધર્મચારિણી છે. એના આ લવ ને કુશ તમારા પુત્રો છે. હું ઋષિ છું, પ્રચેતાનો દશમો પુત્ર છું, અસત્ય ઉચ્ચરતો નથી. મારું વેણ ખોટું હોય તો આજ સુધીની મારી તપશ્ચર્યા એળે જાઓ.'

રામ સૌના દેખતાં સાધ્વી સીતાની દીનભાવે ક્ષમા યાચે છે. સીતા પોતાનું સતીત્વ સિદ્ધ કરતાં કહે છે: 'સ્વપ્ને યે રાઘવ વિના જો અન્ય પુરુષનું મેં ચિંતવન કર્યું હોય, તો હે મા વસુંધરા! મને માર્ગ ન આપીશ. મનસા, વાચા ને કર્મણા મેં જો રઘુપતિ રાઘવ રાજા રામનું જ અર્ચન કર્યું હોય, તો હે મા પૃથ્વી! મને માર્ગ આપ; જો મારું વચન સત્ય હોય, રામથી જો બીજા કોઈ પુરુષને હું જાણતી ન હોઉં તો હે મા ધરિત્રી! હું તારી પુત્રી સીતા તને આવાહન કરું છું, મને તારી ગોદમાં પાછી સમાવી લે.'

ધરતીનું હૃદય ફાટે છે, ને એ ચમત્કાર હજી તો ઊભેલી જનતા સમજે એ પહેલાં તો ધરતીપુત્રી સીતા ધરતીમાં સમાઈ જાય છે. ને ધરતીની ચિરાડો પાછી સંધાઈ જાય છે. એ વેળા રામના હૃદયનું દુઃખ શબ્દોમાં વ્યક્ત થઈ શકતું નથી. એ માત્ર બોલે છે: 'સીતે! સીતે!' ને 'એ શબ્દો પાછળની વેદના હૃદયનું સમગ્ર આક્રંદ છતું કરી દે છે.

હવે રામ માટે કશું રહ્યું નથી. રાજ્ય સુખી છે, આબાદ છે; રાક્ષસોનો ભય હવે રહ્યો નથી. સીતા ચાલ્યાં ગયાં છે. હું પણ અવતારલીલા સંકેલી લઉં એમ માની એ દિવસો નિર્ગમે છે. ત્યાં કાળ

તાપસ રૂપે આવે છે. એમને કહે છે. 'મહાત્મન્! આપનો સમય પૂરો થયો છે. બ્રહ્મદેવની આજ્ઞા છે, પાછા ફરો '

રામ સર્વ સંકેલી લે છે કહે છે 'હું સજ્જ છું.' ને ચાલી નીકળે છે. હાથમાં કુશ લઈને સ્વર્ગદ્વાર ભણી દોરતી સરયૂ તરફ મહાપ્રસ્થાન કરે છે એમની પાછળ જાય છે ભરત ને શત્રુઘ્ન; અયોધ્યાના સ્ત્રી ને પુરુષો; પશુ ને પંખી. આજે કોઈના મનમાં કશું દુ:ખ નથી, કશી ચિંતા નથી સૌ સમજે છે કે રામનું અવતારકાર્ય પૂરું થયું છે.

પુણ્યસલિલા સરયૂના જળમાં અડધે જઈ રામ સમાધિ સાધે છે, એમ આ મર્યાદા પુરુષોત્તમ પૃથ્વી પરથી વિલીન થાય છે.

એમના પદચિહ્નોનો ઇતિહાસ ને મર્મ હજી તો બુદ્ધિ ઉકેલી રહે, ત્યાં તો વર્ષોની એક વણઝાર ઉતાવળે ચાલી જાય છે, ને અવકાશમાં મોરલીનો મધુર નાદ સંભળાય છે ને એ સૂરને તાલ દેતો નવજીવનની ભાવના પ્રેરતો પાંચજન્ય શંખ બજી રહે છે, ને એની પાછળથી એક પ્રેમશૌર્યથી ભરી મૂર્તિ ઊપસી આવે છે એ છે યોગેશ્વર શ્રીકૃષ્ણ

[ ૨ ]

## યોગેશ્વર શ્રીકૃષ્ણ

કુવિજનની ભાષામાં, મૃગલાની ફાળે પાંચ હજાર વર્ષો કૂદી જઈએ, તો એવા ભારતનાં દર્શન થાય છે જ્યાં અમરે-ભરી નદીઓના નીલા નીર વહેતા, ધરણી હરિયાળીથી ઊભરાતી, ધાન્યના ભંડારો ભરચક હતા, ઋષિજનો રાજ ચલાવતા, રાજાઓ રક્ષણ કરતા, બ્રાહ્મણો વિદ્યા ભણાવતા ને વૈશ્યો વેપાર-વાણિજ્ય જાળવતા પ્રજા સર્વાંગે સુખી હતી. પણ એ સુખ કંસને રુચતું નથી સસરા જરાસંધનું એને પીઠબળ છે. પિતા ઉગ્રસેનને એ કેદમાં નાખી, રાજધુરા પોતાના હાથમાં લઈ લે છે સગા-વહાલાંઓને પણ સંતાપવા માંડે છે પિતરાઈ બહેન દેવકી ને એના પતિ યાદવ વસુદેવને પણ પોતાના શત્રુ ગણી એમને કારાગારમાં ધકેલી દે છે. પણ ત્યારપછી આકાશવાણી સંભળાય છે· 'દેવકીનો આઠમો ગર્ભ તારો પ્રાણ લેશે ' સત્તાશીલ રાજા બીકણ પણ હોય છે કંસ બીધો, એણે એક પછી એક દેવકીના સાત સંતાનોના પ્રાણ હરી લીધા.

શ્રાવણની અંધારી રાત જામી છે. કારાગારમાં અજવાળું પથરાય છે. દેવકીનો ગર્ભ છૂટે છે. પુત્ર જન્મે છે. આઠમું એ સંતાન છે કંસનો પ્રાણ લેનાર એ સંતાન છે એને જાળવવું જ જોઈએ. કુદરત સહાય કરે છે ચોકિયાતો ઊંઘમાં ચડી ગયા છે. કારાગારના દરવાજા ખૂલી જાય છે વસુદેવ નવા જન્મેલા બાળકને લઈ ચાલી નીકળે છે બે કાંઠે જમુના છલકાય છે, પણ વસુદેવને મારગ મળી રહે છે. એ પહોંચે છે ગોકુળ, નંદને ઘેર

નંદની પત્ની યશોદાને ત્યારે જ કન્યા અવતરી છે. ઈશ્વરી અવતાર જેવા બાળકના બદલામાં નંદ વસુદેવને કન્યા સોંપે છે

સ્વયંવર ખોરંભે પડ્યો. કૃષ્ણ દ્વારકા તરફ સિધાવ્યા.

પણ માર્ગે વળી જરાસંધ ભેટે છે. એનો મિત્ર કાળયવન શ્રીકૃષ્ણ પર આક્રમણ કરે છે, પણ હાર ખાય છે. શ્રીકૃષ્ણ મથુરાને ઉગારવા ગુજરાત તરફ સંચરે છે. દ્વારિકા શહેર વસાવે છે, ને શત્રુનો પ્રતિકાર કરવા પાછા ફરે છે. કાળયવનને સંહારે છે. એનાં કારાગારમાં કેદ પડેલી સુંદર રાજકુમારીઓને મુક્તિ અપાવે છે, અખૂટ સંપત્તિ મેળવે છે, તે લઈ દ્વારિકા જાય છે. ને દ્વારિકાને રૂડી રીતે સજાવે છે.

અહીં કાંઈ ઠરીઠામ થાય છે. ત્યાં સાહસવીરને રુચે એવું કામ વણમાગ્યું આવી પૂડે છે. મદનમનોહર ત્રિલોકના નાથના પ્રેમમાં પડેલી રુકિમણી છૂપી પત્રિકા લખી પોતાને હરી જવા એમને તેડે છે. કૃષ્ણ જાય છે, રુકમી જોડે વળી યુદ્ધ થાય છે, એને હરાવે છે ને એની બહેનની માગણીથી જીવતદાન દે છે.

નસીબમાં અનેક પત્નીઓ હશે તે સયાજીત યાદવને જાંબુવાન પણ પોતપોતાની પુત્રીઓ એમને વરાવે છે. ને બીજી અનેક ગોપીઓ અને રાક્ષસોના ત્રાસમાંથી મુક્તિ પામેલી કુમારિકાઓ પણ એમને વરે છે.

પણ હવે જીવન પલટાય છે. પાંચાલના રાજા દ્રુપદની પુત્રી દ્રૌપદીના સ્વયંવરમાં એમને પાંડવોનો પરિચય થયો. તેઓ તેમના ફોઈના દીકરા થતા. સ્વયંવરમાં પાંડવોમાંનો અર્જુન દ્રૌપદીને વરે છે. દ્રૌપદી પાંચે પાંડવોની પત્ની બને છે. અર્જુન સાથેનો સંબંધ વધારવા કૃષ્ણ પોતાની સુભદ્રા એને વરાવે છે. ને ઇંદ્રપ્રસ્થમાં પાંડવોને રાજ્યની સ્થાપના કરવામાં અનન્ય સહાય કરે છે. દ્રૌપદી ને પાંડવો સૌ એમને ગુરુભાવે પૂજે છે, મિત્રભાવે ચાહે છે.

રાજ્યસ્થાપના પછી યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞની ઇચ્છા જન્મે છે, પણ કૃષ્ણ કહે છે: 'પૃથ્વી પર અસુરો જીવતાં યજ્ઞનું માહાત્મ્ય શું ? પ્રથમ એમને નિર્મૂલ કરો'. ને ભીમઅર્જુન શ્રીકૃષ્ણની સહાયતાથી જરાસંધનો નાશ કરે છે, કાશીરાજ ને પૌંડ્રકને નસાડી મૂકે છે. રાજસૂય યજ્ઞ હવે આરંભાય છે. યાજ્ઞવલ્ક્ય છે, ભીષ્મદ્રોણાચાર્ય છે, મહર્ષિ વ્યાસ છે. એમની હાજરી વાતાવરણને પવિત્ર બનાવે છે. પણ અગ્રપૂજા કોની કરવી ? પાંડવો શ્રીકૃષ્ણનો પક્ષ લે છે ને શિશુપાલ તેનો વિરોધ કરે છે, ચર્ચા વધે છે, વિખવાદ થવાની અણી ઉપર છે, એમાંથી યુદ્ધ જન્મે તો ય નવાઈ નહિ. શ્રીકૃષ્ણ સુદર્શન ચક્ર છોડી શિશુપાલનો વધ કરે છે. સભા દિંગ બની જોયા કરે છે. સૌના મનમાં ભય પ્રવેશે છે. બધું શાંતિથી ઊકલી જાય છે.

પણ આ પછી કૌરવોનાં કાવતરાં રચાય છે. શકુનિ ને દુર્યોધન ડાહ્યા યુધિષ્ઠિરને દ્યૂત રમાડી બધું જીતી લે છે–દ્રૌપદીને પણ જીતી લે છે. ને ભર કૌરવસભામાં એને આણી હાંશીલો દુઃશાસન એનાં ચીર ખેંચે છે. દ્રૌપદીની આર્દ્ર વિનીત વાણી સાંભળી શ્રીકૃષ્ણ એનાં ચીર પૂરે છે. આ ચમત્કાર જોઈ દુઃશાસન ઝંખવાય છે. દ્યૂતમાં હારેલા પાંડવોને બાર વરસ વનવાસ ને એક વરસ અજ્ઞાતવાસ ભોગવવાનું ઠરે છે.

સુખદુઃખમાં પાંડવો લાંબાં તેર વર્ષ કાઢે છે, પણ દ્વેષી કૌરવો તેમને સોયપૂર જમીન પણ આપવા માગતા નથી. હાર

ખાવાને બદલે લડી લેવું એ જ ઠીક છે, પરંતુ તે છતાં વિષ્ટિ થતી હોય તો કરી એવી એ આર્ય સુજનતાને અનુસરી પાંડવો શ્રીકૃષ્ણને હસ્તિનાપુર મોકલે છે. હસ્તિનાપુર જઈ તેઓ પાંડવોની વાજબી માગણીનો પુરસ્કાર કરે છે, પણ કૌરવોને સત્તાનો કેફ ચડયો છે તે ઊતરતો નથી 'જાઓ, એક હાથમાં વિષ્ટિ ને બીજામાં મહાભારત યુદ્ધ લઈને આવ્યા હો તો અમે યુદ્ધ સ્વીકારીએ છીએ'. ને પછી તો ધર્મક્ષેત્ર-કુરુક્ષેત્ર પર યુયુત્સુ બલવંત પાંડવ-કૌરવોનાં સૈન્યો સામસામે ગોઠવાઈ ગયા ! શંખ ભેરી, તૂરિ, ઝાંઝ, પખાજના નાદોથી આકાશની છાતી ચિરાવા લાગી ભયંકર હત્યાકાંડ પોતાનો ઓછાયો પાથરી કુરુક્ષેત્ર પર ઊભો રહી ગયો શ્રીકૃષ્ણે પ્રતિજ્ઞા લીધી 'હું અર્જુનના રથના ઘોડાઓની રાશ ઝાલીશ, શસ્ત્ર નહિ પકડું '

ને અર્જુનનો રથ રણભૂમિની વચમાં આવીને ઊભો રહે છે. ચારેકોર એ નજર ફેરવે છે તો ગુરુઓ, વડીલો, ભાઈઓ, કાકાઓ, મામાઓ, સાળાઓ, મિત્રોને દેખે છે 'આમને મારવાને હું અહીં આવ્યો છું? આમને મારીને હું પૃથ્વીનું રાજ્ય ભોગવવાનો છું? ના, ના, શ્રીકૃષ્ણ, મને ન ખપે એ વિજય!' એના હાથમાંથી ગાંડીવ સરકી જાય છે, એને ગળે શોષ વળે છે, ગાત્રો ગળે છે, વિષાદની છાયા એના પર ફરી વળે છે.

શ્રીકૃષ્ણ જુએ છે, 'અર્જુનને આ વિષાદથી મુક્ત નહિ કરું તો મહા અનર્થ થશે.' ને જગતનો આ શ્રેષ્ઠ તત્ત્વચિંતક રણભૂમિ પર અર્જુનને નીતિ અને ધર્મનો અમુલખ ઉપદેશ દે છે: અર્જુનને કર્મમાં પ્રેરવાના તેમા પ્રયત્નો છે, ને પરમાત્મસ્વરૂપની તેમા ઝાંખી છે. સંશયાત્મા અર્જુનનો સંશય ટાળવા ભગવાન એને દિવ્યચક્ષુ આપી પોતાનું વિરાટ સ્વરૂપ દાખવે છે ને પોતાની દાઢમાં દળાતા તત્ત્વોનું દર્શન કરાવે છે. અર્જુન કંપે છે 'જેને હું સખા, મિત્ર, વયસ્ય કહેતો તે આ વિરાટ સ્વરૂપ! ના, ના, ભગવાન આપ કોણ છો?' એ પૂછે છે

શ્રીકૃષ્ણ કહે છે 'હું ત્રણે લોકનો ક્ષય કરવા પ્રવૃત્ત થયેલો કાળ છું અહીં એકત્રિત થયેલા બધા યોદ્ધાઓને મેં મારી મૂક્યા છે. તારે થવાનું છે માત્ર નિમિત્ત' ને એટલું કહી એ પોતાનું મૂળ રૂપ ધારણ કરે છે નવી દૃષ્ટિ ને નવું જ્ઞાન પામેલો ઉત્સાહી અર્જુન પછી એક સાચા સુભટને છાજે તેમ યુદ્ધ ખેલી લે છે

આ યુદ્ધની પાછળ સદોદિત પ્રેરણા તરીકે શ્રીકૃષ્ણ રહે છે એ વ્યૂહો રચે છે, તેમ પાંડવો લડે છે, એ યુક્તિઓ પ્રયોજે છે તેમ પાંડવો વર્તે છે; એ સલાહ આપે છે તેમ પાંડવો ચાલે છે પરિણામે અઢાર દિવસના મહાયુદ્ધ પછી વીરશ્રી પાંડવોને વરે છે -પાંડવો ગાદીએ બેસે છે. અશ્વમેધ યજ્ઞ પૂરો કરી શ્રીકૃષ્ણ દ્વારિકા પાછા ફરે છે.

દ્વારિકાનાથને ઘરે સાંદિપની આશ્રમનો જૂનો ગોઠિયો દીન હીન ભિક્ષુક સુદામો આવે છે શ્રીકૃષ્ણ એનો અપૂર્વ વહાલથી સત્કાર કરે છે ને એની મનોકામના એને જાણ ન થાય એ રીતે પૂરે છે ઋષિ, બ્રાહ્મણો ને અનાથના શ્રીકૃષ્ણ નાથ બની રહે છે.

શ્રીકૃષ્ણ વડે યાદવો કીર્તિ, સત્તા, પ્રતિષ્ઠા ને ગૌરવને શિખરે પહોંચે છે; પણ તે જીરવી શકતા નથી. મદ આવે છે ને મદિરા આવે છે ઘરકંકાસ શરૂ થાય છે, આપસ-આપસમાં કલહ પ્રસરે છે ને તેમાંથી યુદ્ધ મંડાય છે, ને યુદ્ધને પરિણામે ઘણા માર્યા જાય છે

શ્રીકૃષ્ણ આ સૌ જોઈ રહે છે. એમને લાગે છે કે પોતાનું જીવનકાર્ય પૂરું થયું છે. ભક્ત ઉદ્ધવને બોલાવી બાકીના જ્ઞાનનું દાન કરે છે, ને દ્વારિકા છોડી જંગલમાં ચાલ્યા જાય છે. શ્રમિત થઈ એક વૃક્ષને ટેકે લેટ્યા છે, ત્યાં એમના ચરણકમલને કોઈ નાનું પ્રાણી માની કોઈ પારધી તીર છોડે છે. શ્રીકૃષ્ણ વિંધાય છે. એ જ પળને પોતાની નિર્વાણ પળ માની એ લીલા સંકેલે છે. દેહમાંથી કોઈ દિવ્ય જ્યોતિનો પુંજ બહાર નીકળી બ્રહ્માંડમાં વ્યાપી રહે છે, ને ખોળિયું પાછળ પડી રહે છે.

કરાલકોમલ, રુદ્રસૌમ્ય એવું પૂર્ણાવતારનું આ સર્વશ્રેષ્ઠ સ્વરૂપ વિલીન થાય છે.

જ્યોતિપુંજોના રમણનો આ ત્રીજો સ્થળ બદલે છે; મથુરા ને ગોકુલની ગલીઓમાંથી પ્રગટે છે રમણીય નગરી વૈશાલી. અઢીહજાર વર્ષની કાલાવધિ વીતી ચૂકી છે. માનવીના હૃદયમાંથી હજી અનાર્યત્વનો નાશ થયો નથી. ઈર્ષ્યા,મત્સર ને હિંસાના ઝેરથી ભરેલા નાગના ફૂંફાડા હજી શમ્યા નથી. મૃતઃપ્રાય દશામાં પડેલા જગતને સંજીવની છાંટવા માટે, આત્માના વૈદ્ય જેવા બે ઓળા આકાશમાંથી ઊતરે છે. હાથમાં છે મૈત્રી, મુદિતા ને કરુણાનાં અક્ષયપાત્રો. ધર્મ નવે સ્વરૂપે પ્રસરે છે.

[ ૩ ]

# મહાવીર સ્વામી

ક્ષત્રિય કુંડગ્રામના રાજા સિદ્ધાર્થ તથા વૈશાલીના રાજા ચેટકની બહેન ત્રિશલાને ત્યાં વિક્રમ સંવત પૂર્વે પાંચસો બેતાલીસ વર્ષ પહેલાં, ચૈત્ર સુદ તેરસને દિને મહાવીરનો વૈશાલીમાં જન્મ થાય છે.

વૈશાલી કેવી ? ઉત્કર્ષ પામેલી, સુભિક્ષ, રમણીય, મનુષ્યોથી ભરેલી, પુષ્પવાટિકા ને ઉદ્યાનોથી પ્રફુલ્લિત, દેવોની રાજધાનીનું અનુકરણ કરતી. મહાવીર આવા રમણીય નગરીમાં જન્મ્યા પછી 'રાજા' સિદ્ધાર્થનાં માનમરતબો વધતાં ચાલ્યાં, એટલે એમનું નામ 'વર્ધમાન' પાડ્યું. એમનો મોટો ભાઈ હતો નંદીવર્ધન ને બહેન હતી સુદર્શના.

બાળપણમાંથી જ મહાવીર કર્તવ્યપરાયણતાના, સમયસૂચકતાના, ને હિંમતનાં સંસ્કાર દાખવે છે. બાળક મટી, નિશાળિયા બને છે ને ત્યાં સ્મરણશક્તિની ઉત્કટતા વડે વ્યાકરણ જીભને ટેરવે કરી લે છે. શસ્ત્રવિદ્યામાં પણ પારંગત બને છે. ધીરેધીરે ચન્દ્રની કળા પેરે વિકસતા જાય છે. જુવાનીનો અંબાર ચહેરે લખલખી રહે છે, પણ હૃદયમાં સંસારની વિષમતા ઘર કરી ગઈ છે. આસપાસના રાજવીઓ માગાં મોકલે છે, ને એ માગાં પાછાં કાઢે છે. વસંતપુરના સમરવીર પુત્રી યશોદાનું માગું મોકલે છે. રૂપે, ગુણે ને કળાએ યશોદા સંપૂર્ણ છે. વર્ધમાને પરણી જવું જોઈએ એમ માતપિતા માને છે. મિત્રોને કહે છે, કે એને મનાવો ને વાસનાજેતા થવા નિર્માયેલો વર્ધમાન ઉત્તર વાળે છે :

'સંસારમાં હું ચારેકોર આનંદ, પ્રમોદ, દંભ, આડંબર ને મિથ્યાભિમાન જોઈ રહ્યો છું. જગતને મારે એમાંથી તારવું છે. મારું કર્તવ્ય પોકારે છે, કે દાભડાની ટોચ પર રહેલાં જલબિંદુ જેવા કામભોગો

ચંચળ છે તો મારે ક્ષીણ થતા ટૂંકા આયુષ્ય-કાળમા શા માટે કલ્યાણમાર્ગને ન જાણવો ? સાંસારિક બંધનો ન હોય માનો સ્નેહ હુ જાણુ છુ, પણ એ સ્નેહનુ મા આનુ ઋણુ વળાવવા કેમ ઇચ્છે છે ? ' ને મા આવીને કહે છે. 'મારા હૈયાને તારે દૂભવવુ ન જોઈએ ' પુત્રની કર્તવ્યભાવના પર માનો પ્રેમ જીત મેળવે છે લગ્ન લેવાય છે ને પછી તો વહેવાર વર્ધમાન લગ્નજીવનને અપનાવે છે પરિણામે પુત્રી જન્મે છે-જેવી ગમે એવી-પ્રિયદર્શના જે મોટી થતા એના પણ લગ્ન લેવાય છે

પણુ વર્ધમાન આ છતાં સંસારમાં લુપ્ત નથી થઈ જતો પેલી કર્તવ્યની કેડી પરથી કોઈક અદીઠ સ્વર તો એમને બોલાવ્યા જ કરતો હતો. કહેતો હતો ' આ રાજ્યવૈભવ, વિલાસ, આબાદી ક્યાં સુધી ભોગવીશ ? તારા ક્ષત્રિયો જો કેટલા ઊણા છે ! કેવા દ્વેષમત્સરે ને આડંબરે સળગે છે, છે ક્ષત્રિય, પણ આચરણ ક્ષત્રિયનાં નથી ' આ અવાજ વર્ધમાનને પ્રેરે છે. એ સૌને ભયથી નહી પણ પ્રેમથી જીતવા માગે છે, ને તે માટેના ઉપાય શોધવા બેસે છે દેવ ઉપાય શોધી આપે છે. અઠ્ઠાવીસ વર્ષની એમની ઉમ્મરે સિદ્ધાર્થ ને ત્રિશલા મૃત્યુ પામે છે ' બધું સૂઘું ભાગી જ ગયુ હવે અહીંથી ચાલ્યો જઈશ -ને જગતજનોની ગલીમાં ભટકયા કરીશ. ' પણ મોટાભાઈ નંદીવર્ધન વારે છે. બે વરસ રોકાઈ જાય છે પણ સાથે-સાથે ભવિષ્યના કઠોર જીવન માટેનું પાથેય પણ તૈયાર કરતા રહે છે સંસારની માયા-જાળ, આ અપાર વૈભવ, આ પત્નીપ્રેમ ને બાળકપ્રેમ સૌમાથી વૃત્તિઓને ખેંચી લે છે ને છેવટ માગશર માસની સુદ દસમે વર્ધમાનને બધું ત્યાગી, દીક્ષિત થતા ને જગતમા શાશ્વત સુખની તલાશમા નીકળી પડતા વૈશાલી જોઈ રહે છે વર્ધમાન ત્યાર-થી મહાવીર બન્યા મહાવીરને છાજે એવા અડગ મનસૂબા કર્યા 'દ્વેષથી દૂર રહીશ, જીવમાત્ર પર અનુકંપા રાખીશ, શરીરની ચિંતા કરીશ નહી ને સુખ શોધીને જંપીશ '

માયા-મમતા માટે મનમંદિરનાં કમાડ બંધ કરી, મહાવીર ચાલી નીકળ્યા. એકલા, માર્ગના અજાણુ ને આવ્યા. કુમ્મ્માર ગામને સીમાડે ત્યાં ધ્યાનસ્થ દશા અનુભવી, પછી ગયા મોરાક ગામે. અહીં થોડા તાપસો વસે છે એમના કુલપતિ મહાવીરના પિતાના મિત્ર હતા. મહાવીરને ઓળખી, કુટિરે આમંત્રે છે. આગ્રહ કરી, ચોમાસુ ત્યાં જ વિતાવવાનુ કહે છે. રહેવા માટે ઘાસ-છાયેલી એક ઝૂંપડી આપે છે.

ચોમાસું છે એટલે હજી નવું ઘાસ પૂરતા પ્રમાણમાં ઊગ્યુ નથી આસપાસની ગાયો ઘાસને અભાવે કુટિર પરનુ ઘાસ ચાવી જાય છે, એમને સાચવવા માટે કુલપતિના શિષ્યોને બેસી રહેવુ પડે છે. ને મહાવીર તો ઝૂંપડીમાં ધ્યાનસ્થ દશામાં ઊભા જ રહે છે. જે પોતાનું ભાન ભૂલી ગયા છે તેને ગાયોનુ ભાન કયાથી હોય ? ચિડાયેલા શિષ્યો કુલપતિને ફરિયાદ કરે છે ' આ કેવો આળસુ સાધુ છે, એને રહેવા ઝૂપડી આપી છે, તેને સાચવીને રાખવાની યે પરવા કરતો નથી. એની વેઠ અમારે કરવી પડે છે ? '

મહાવીરને કાને આ વાત આવી. એમણે ત્યાથી ચાલી નીકળવાનું ધાર્યું અને પાંચ નિયમો ધારણ કર્યા (૧) જ્યાં અપ્રીતિ થાય એવું હોય ત્યાં કદી વસવું નહિ (૨) જ્યા વસવું ત્યા ધ્યાનમગ્ન જ રહેવું (૩) મૌનાવસ્થા જાળવવી (૪) હાથમાં ભોજન કરવુ. (૫) કોઈની ખુશામત કરવી નહિ ।

ચાલી નીકળ્યા ને આવ્યા અસ્થિક ગામે. રાતવાસો કર્યો એક અવાવરા મંદિરમાં. ત્યાં લોક કહે છે, કે ભૂતપ્રેતનો ભય છે, ત્યાં જીવજંતુનો ને ઝેરી જીવોનો ભય છે; પણ જેણે અભય કેળવ્યો હતો તેને આની શી ચિંતા? ધ્યાનદશામાં રાત કાઢી, એ ઊપડી જાય છે શ્વેતાંબર તરફ. જતાં-જતાં બે માર્ગ ફરતા જુએ છે–એક ટૂંકો, બીજો લાંબો. પોતે પહેલે માર્ગે વળે છે. ત્યાં રમતા ગોવાળિયા વારે છે. કહે છે: 'મુનિ! આ તરફ ગયેલું કોઈ પાછું આવતું નથી. વચમાં એક આશ્રમમાં સાપ રહે છે, એ ભયંકર છે. આપ લાંબે માર્ગે જાઓ.'

પણ મુનિ તો મૃત્યુના ભયને જીતવા નીકળ્યા હતા. એમણે તો આત્મૌપમ્યની ભાવના ખીલવી હતી, એટલે આત્મવત્ સર્વ ભૂતોને જોતા. એ ટૂંકે માર્ગે જ આગળ વધે છે–માર્ગ શૂન્ય છે. કોઈ માનવીનાં પગલાં દેખાતાં નથી. ચારેકોરથી ભીષણ અવાજો આવ્યા કરે છે. જેની પાસે હૈયાની હામની મૂડી નથી તે અહીં હારી જ જાય. પણ મહાવીરને એવી ચિંતા નથી. એ આગળ વધ્યા જ જાય છે. ને છેવટ કનકખલ આશ્રમ પાસે આવી ધ્યાનમાં સ્થિર થાય છે. માનવગંધી સાપ દોડ્યો આવે છે. આવીને મહાવીરને કરડવા જાય છે પણ પ્રતિકાર થતો નથી. ઊલટું મહાવીરનાં નયનોમાંથી કરુણાની ધારા વહી જાય છે. એમનો સૌમ્ય ભાવ સાપ પર ભૂરકી નાખે છે. એ પ્રેમાળતા પાસે એ નયનામૃત પશુ ઢળી પડે છે ને આવ્યો તેવો પાછો ચાલ્યો જાય છે. મહાવીર આગળ વધે છે, એમને જીવતા જોઈ લોકના આશ્ચર્યનો પાર રહેતો નથી ને પછી તો લોકો પણ એ રસ્તે જવા લાગે છે.

મહાવીરનું જીવન આવી અનેકાનેક યાતનાઓની ભઠ્ઠીમાંથી તવાઈ–કસાઈ સફળતાથી પાર ઊતરે છે ને સુવર્ણતેજે ઝગઝગી રહે છે. રાજગૃહ પાસેના નાલંદામાં વણકરના ડહેલામાં સાધુ મંખલીપુત્ર ગોશાળકનો ભેટો થાય છે. એનાથી એમની કાંતિ ને કીર્તિ સહ્યાં જતાં નથી. એ ઉશ્કેરાય છે, ગાળો દે છે, જાહેરમાં એની નિંદા કરે છે; છેવટ શારીરિક હુમલો કરે છે, પણ મહાવીર તો એ જ માઝામાં મહાલતા વિશાળપેટા સમદર જેવા ઊભા રહે છે. ગોશાળક તેમનું શિષ્યપદ સ્વીકારે છે. બેઉ પછી સાથે વિહાર કરે છે. નાનાં રાજ્યોની સરહદો પરથી પસાર થાય છે, ત્યાં લોકો ને જાસૂસો વહેમાય છે. પર્વતપ્રદેશમાંથી પસાર થાય છે, ત્યાં ચોર ધારી પકડાય છે, જંગલમાંથી પસાર થાય છે, ત્યાં અગ્નિની જ્વાળાઓ એમને ધ્યાનસ્થ દશામાં દઝાડી જાય છે, પણ સર્વત્ર કોઈ ને કોઈ પરિચિત વ્યક્તિ મળી આવે છે. તે મહાવીરને પિછાની તેમની વહારે ચડે છે. મહાવીરને લાગે છે કે આમ તો મારી કસોટી અધૂરી રહે છે. કોઈ એવા પ્રદેશમાં જઉં જ્યાં મારું કોઈ ન હોય; જ્યાં કોઈ મને ઓળખતું ન હોય; જ્યાં મારું સત્ય આકરી એરણે ટિપાય.

લાઢ પ્રદેશ એવો હતો. ત્યાં અનાર્યો વસતા. મહાવીર ત્યાં ચાલી નીકળ્યા. ને ત્યાં એમણે શું શું નથી સહ્યું? ટાઢમાં અંગે વસ્ત્ર નથી ઓઢતા, જંગલોમાંથી પસાર થતાં જીવજંતુઓ એમના ઉઘાડા શરીરને ચૂસી ખાય છે. એમના નિવાસમાં કોઈક વાર ઝૂંપડી તો કોઈક વાર લુહારની કોઢ, કોઈક વાર ઉદ્યાન તો કોઈક વાર સ્મશાન. ને ત્યાં હજાર જાતની આપત્તિઓ આવી એમને ધ્યેયપંથેથી ચળાવવા મથતી. લાઢ પ્રદેશના જંગલીઓને મન મહાવીર

રમતનો વિષય થઈ પડ્યા, ત્યાં સુધી કે એમને કરડાવવા કૂતરાઓને છૂટા મેલતા ને કૂતરા એમની માંસપેશીઓ ખેચી કાઢતા, તે જોઈ તેઓ આનંદ પામતા ઉપરાંત ઈંટ, ધૂળ, પથ્થર, શસ્ત્રો, હાડકાંના ટુકડા, વગેરેનો માર તો જુદો. છતા કૃતનિશ્ચય, સમભાવી, સત્યવ્રત મહાવીરનુ મન અકપ ને અડોલ રહે છે આમ ને આમ પરિભ્રમણ ચાલ્યા કરે છે. વૈશાલીમાં, વજ્રભૂમિમા, શુભ્રભૂમિમા, શ્રાવસ્તીમા, દઢભૂમિમાં, છમ્માણી ગામમા, અપાપા નગરીમા ને છેવટે બાર વર્ષે જૃંભક ગામમા અહી એ કરીઠામ થાય છે શાલવૃક્ષની હેઠળ ગોદોહાસન વાળી ધ્યાનસ્થ થાય છે વાતાવરણ સૌમ્ય છે હૃદય ઘડાઈઘડાઈને, ટિપાઈટિપાઈ નવા ઘાટે ઘડાયું છે. અંતરના ષડ્‌રિપુઓ થાક્યા-હાર્યાં નાસી ચૂક્યા છે, જગતની કોઈ વસ્તુમાં માયા-મમતા રહી નથી સંસારની વિષમતા નજરે જોઈને જાતે માણી લીધી છે ને એને દૂર કરવાનો પ્રકાશ સાપડી ચૂક્યો છે. સત્યરૂપી પરમેશ્વરની ઝાંખી એમને થઈ ચૂકી છે લોકને કલ્યાણ-માર્ગે દોરવનાર વિભૂતિમા હોવી જોઈએ એવી બધી જ ગુણસમૃદ્ધિ ભેગી કરી તેમણે લોકવૃંદમાં વિચરવા માંડ્યુ જાત સાથે યુદ્ધ કરીકરીને, વિષયોના સ્વરૂપને બરાબર જાણી લઈને, સમતાને સમજીને ને આત્માને મક્કમ કરીને એમણે લોકોદ્ધારનો માર્ગ પકડ્યો.

ચારેકોર અજ્ઞાન પ્રવર્તે છે, ધર્મની સાચી ભાવના કોઈ સમજતું નથી. આચાર-વિચારમાં સુમેળ નથી. માનવી-માનવી વચ્ચે સ્પર્શાસ્પર્શની દુષ્ટ ભાવના પ્રવર્તી રહી છે મહાવીરને એક પ્રસંગ મળી જાય છે

મધ્યમા નગરીમા શ્રીમંત બ્રાહ્મણ સોમિલાચાર્ય યજ્ઞ કરે છે આર્યાવર્તના મોટા વિદ્વાનોને આમંત્રે છે. ભગવાન મહાવીરને પોતાના ધર્મપ્રવર્તન માટે આ અનુકૂળ પ્રસંગ લાગે છે. પોતે જઈ પહોંચે છે વિદ્વાન ધર્મવેત્તાઓને વાદમા પરાજય આપી સૌને પોતાના શિષ્યો બનાવી દીક્ષા આપે છે ને આમ સંઘની સ્થાપના થાય છે કોઈ પટધર બને છે, કોઈ ગણધર બને છે સંઘમાં સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓ બની સૌ ભળે છે પાંચ અણુવ્રત ને બાર મહાવ્રતના નિયમો અસ્તિત્વમાં આવે છે. વૈશાલી, કૌશાંબી, મગધ, ઉજ્જૈણી, પોતનપુર વગેરેના રાજાઓ પણ આમાં ભળે છે ને આથી અહિંસા, સંયમ, તપ વગેરેને વેગ મળે છે જૈનધર્મ વાવેગે પ્રસરે છે.

ધાર્મિક અનુષ્ઠાનોમા, જ્યાં નરમેધ, અશ્વમેધ, અજમેધ થતો ત્યા હવે ડાંગરથી કામ પૂરું થતુ જ્યાં શૂદ્રોને કશો ભાગ લેવાનો અધિકાર નહોતો ને બ્રાહ્મણક્ષત્રિયોના વર્ચસ્વથી અસ્પૃશ્યોનો વર્ગ ઊભો થતો જતો હતો, ત્યા એમણે બળવો કર્યો, ને આ ભેદપ્રભેદ મિટાવી નવી સમાજરચના દ્વારા વર્ણબંધનને દૂર કર્યું. ન કોઈ ઊંચ, ન કોઈ નીચ, ન કોઈ શ્રીમંત, ન કોઈ રંક. 'સંઘ' મા સૌ સમાન

ભગવાને બોધ્યુ. સાચુ સુખ શેમાં છે? અહિંસાના પરમ ધર્મમાં અહિંસા એટલે શુ? મન, વાણી, કર્મથી હિંસાનો ત્યાગ. જીવમાત્ર પ્રત્યે સમભાવ એ સમભાવ પ્રગટે તો શું પરિણામ આવે? ક્રોધ, કામ, મદ, મોહ, લોભ, મત્સર સૌ દૂર થઈ જાય.

ને પછી પ્રગટે છે કર્મનો સિદ્ધાંત. સંસારમાં દેખાતી વિષમતા, જીવની સારી-નરસી પ્રવૃત્તિનું પરિણામ છે. એમાંથી છૂટવા

માટે જેટલો પુરુષાર્થ કરીએ તેટલો જીવનો ને સમાજનો વિકાસ. આ સિદ્ધાંત સાથે આવે છે સ્યાદ્વાદનો સિદ્ધાંત. દરેક વિષયને બે બાજુ હોય છે. તે બેઉનું નિરીક્ષણ–પરીક્ષણ કરવામાં આવે તો વિતંડાવાદ જન્મે નહીં.

આ ખંડનાત્મક સિદ્ધાંતો ઉપરાંત મહાવીર પ્રભુનું દર્શન એક બળવાખોર તરીકે થાય છે તે અદ્‌ભુત છે. એ લડે છે પ્રથમ જાતિવાદ સામે. મસ્તકમુંડન, અરણ્યવાસથી કે ભગવાં વસ્ત્રોથી સાધુ થવાતું નથી. જેનામાં સમતા હોય તે શ્રમણ. બ્રહ્મચર્ય હોય તે બ્રાહ્મણ, જ્ઞાન હોય તે મુનિ, તપ હોય તે તાપસ. વર્ણવ્યવસ્થા જન્મગત નથી, કર્મગત છે.

બીજી લડત એ માંડે છે જડક્રિયાઓ સામે; ને એનું પરિણામ કલ્યાણમય આવ્યું. અહિંસક યજ્ઞ માટે એ કહે છે: જિંદગીના અગ્નિકુંડમાં મન, વચન, કાયાની શુભ પ્રવૃત્તિરૂપ વાણીથી, શુભ પ્રવૃત્તિનું ઘી રેડીને શરીરરૂપ છાણાં અને દુષ્કાર્યરૂપી લાકડાંને પ્રદીપ્ત કરીને શાંતિરૂપ પ્રશસ્ત હોમ ઋષિઓ નિત્ય કરે છે.

પ્રખર ઝુંબેશ છે વૈદક સંસ્કૃતિ, જે સંસ્કૃત ભાષા દ્વારા વ્યક્ત થતી તે સામે. સંસ્કૃતને સ્થાને લોકભાષાને એ વાહન બનાવે છે. ને સમસ્ત જનવર્ગમાં બોલાતી ભાષાને મુખ્ય સ્થાન આપી લોકોનું પ્રતિનિધિત્વ સ્થાપિત કરે છે. સ્નાનમહિમા, સૂર્યચંદ્રગ્રહણ, દિશાપૂજા વગેરે રૂઢિઓ સામે જેહાદ જગાડી જનતાના હૃદયમાં સત્યજ્ઞાનનો પ્રદીપ એ પ્રગટાવે છે ને સાચા અર્થમાં ઉદ્ધારક બને છે. સ્ત્રીને પુરુષ સમાન પદની અધિકારિણી પણ એ જ બનાવે છે.

આમ વર્ષ પર વર્ષ વીતે છે. ત્રણ ત્રણ દાયકા સુધી સ્થળે સ્થળે અવિશ્રાંત પરિભ્રમણ કરી, અમૃતવર્ષા વાણી વડે એમણે અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ વગેરેની સંસારમાં પ્રતિષ્ઠા કરી.

ભગવાનને ૭૨મું વર્ષ ચાલે છે. જીવન-કાર્ય પૂરું થયું એટલે જીવનલીલા સંકેલી લેવી જોઈએ એનું એમને જ્ઞાન થાય છે, એટલે છેલ્લી દેશના આરંભાય છે. પાવા-નગરીમાં હસ્તિપાલ રાજાની જજ્જુશાળા પર આસો વદ અમાસનું પ્રભાત ઊગે છે. સભા ચિકાર ભરાઈ ગઈ છે. કાશી–કોશલના ગણરાજે બિરાજેલા છે. ભગવાનની વાણી પુષ્કરાવર્ત મેઘ જેવી વહી જાય છે. સાંઝ થઈ, રાતનો પ્રથમ પ્રહર ઊતર્યો, વીત્યો; બીજો શરૂ થયો ને પૂરો થયો. ભગવાન હજી થોભતા નથી. ત્રીજો પ્રહર શરૂ થયો ને એ વાણી થાકી. ભગવાન સમાધિસ્થ થયા. નિરંજન નિરાકાર સ્થિતિને પામ્યા, નિર્વાણને માર્ગે એમણે પ્રયાણ કર્યું. દિશાઓ એમના જયજયકારથી ગાજી ઊઠી. અંધારી રાત તે દિવસે ઊજળી બની ગઈ.

[ ૪ ]

# ભગવાન બુદ્ધ

રોહિણીને કાંઠે આવેલા કપિલવસ્તુના રાજા શુદ્ધોદનની રાણી મહામાયાને ૪૪મે વર્ષે જ્યારે એક સ્વપ્ન આવ્યું, ત્યારે સૂર્ય કર્ક રાશિનો થયો હતો. સ્વપ્નનું રહસ્ય જાણવા ભેગા કરેલા જોષીઓએ રાજારાણીને કહ્યું: 'આ સ્વપ્ન મંગલ છે. એનું ફળ સુંદર આવશે.'

ને ૪૫મે વર્ષે મહામાયાને ગર્ભ રહે છે. દશમે મહિને એ પિયર સંચરે છે.'

માર્ગમાં લુંબિનિ વનમાં વિશ્રાંતિ લેવા રોકાય છે, ત્યાં જ સુંદર શાલવૃક્ષ નીચે બાળક અવતરે છે. કેવું દૈવી! કેવું સોહામણું! વસંતપંચમીનો એ દિન છે. સૃષ્ટિ હસી ઊઠી છે. બાળક અવતરતાં જ કુદરતની સુંદરતામાં વૃદ્ધિ કરી દીધી છે રાજાએ પોતાના સર્વ અર્થ સિદ્ધ થતા જોઈ બાળકનું નામ સર્વાર્થસિદ્ધ કે સિદ્ધાર્થ રાખ્યું. માતૃપક્ષ ગૌતમવંશનો હોઈ તે બાળક ગૌતમ પણ કહેવાયો. એક વૃદ્ધ સંન્યાસી આવી બાળકને પાયે પડી જાય છે. એને ખાતરી થઈ ગઈ છે, કે ભગવાન બુદ્ધરૂપે જ આ બાળક અવતર્યો છે, ને સત્યધર્મનો પ્રચારક તે એ જ છે, માનવતાના વૃક્ષે ઊગેલું ઉત્તમ પુષ્પ તે એ જ છે, ને એની સૌરભે દશે દિશાઓ ફોરી ઊઠશે

સાતમે દિવસે મહામાયાનું મૃત્યુ થાય છે. એની બહેન મહાપ્રજાવતીને બાળક સોંપી એ વિદાય લે છે. બાળક ઊછરતો જાય છે

રાજપુત્રના શિક્ષણનો આરંભ પણ હવે થાય છે, પણ કોઈ એને શું શિક્ષણ આપે? કેવી કુશાગ્રબુદ્ધિ! કેવી સતેજ સ્મરણશક્તિ! ન્યાયતર્ક જેવા વિષયોમાં પણ કેવું અસામાન્ય પાંડિત્ય! એ ધનુર્વિદ્યા યે શીખ્યો ને ધર્મવિદ્યા યે શીખ્યો

પણ એ સૌથી વિશેષ શીખવાનું તો એને એક જુદા જ પ્રસંગથી મળે છે એ શિક્ષણ છે દયાધર્મનું બગીચામાં એકવાર ગૌતમ ટહેલે છે. ત્યાં તીરથી વિંધાયેલું એક પંખી એના પગ પાસે આવી પડે છે. એ એને ઊંચકી લે છે. તીર કાઢી નાખે છે. ત્યાં એ પંખીનો ઘાતક દેવદત્ત આવે છે દેવદત્ત ગૌતમનો પિતરાઈ ભાઈ છે એ પંખી માગે છે. ગૌતમ કહે છે 'પંખીને મારનાર કરતાં, પંખીને જીવતદાન દેનારનો તેના પર વધુ અધિકાર છે.' દેવદત્તની દાઢ આ પ્રસંગથી ખાટી થાય છે. એના મનમાં વેર ઊગે છે જ્યારે દયાર્દ્ર ગૌતમને આમાંથી જગતકરુણાનો એક મહામૂલો પાઠ સાંપડે છે. જેણે દુઃખ કદી જોયું નથી, જેણે ચીસ કદી સાંભળી નથી, એની નજર સમક્ષ અનેકાનેક ચિત્રો ઊપસી આવે છે એનું અંતઃકરણ તત્ત્વચિંતન તરફ ઢળે છે

આ તત્ત્વચિંતનને પુષ્ટ કરનાર બીજો પ્રસંગ પણ તુરત બને છે. પિતા જોડે રાજપુત્ર વસંતનો બહાર જોવા નીકળે છે. ત્યાં શું જુએ છે? બગીચામાં ફૂલોની આસપાસ કાંટાની જાળ છે; ખેતરમાં ચાબૂકનો માર ખાતો બળદ માંડમાંડ ડગ ભરી રહ્યો છે, સહેજ દૂર એક કાચંડો કીડીઓને ખાઈ રહ્યો છે, એવામાં સાપ આવી કાચંડાને ખાઈ જાય છે, આકાશમાંથી જતી સમડી સાપને જોઈ નીચે ઊતરી એને ઉપાડી જાય છે, ત્યાં સમડીનો શિકાર જોઈ ખુશ થયેલો શિકારી શરસંધાન કરી સમડીને વીંધી દે છે ને લોહીની ધારા વહે છે. જીવનકલહનું આ અતિ ક્રૂર છતાં વાસ્તવિક સ્વરૂપ ગૌતમને વૈરાગ્ય તરફ લઈ જાય છે એ નિરાશ ને ઉદાસીન બની જાય છે.

ને જગત તો એવું જ વિચિત્ર લીલામય બની દોડ્યું જ જાય છે ગૌતમ રાજ્યની શોભા જોવા નીકળે છે ત્યાં આંધળા, લૂલા, લંગડા, વૃદ્ધ માણસોને જુએ છે ભીખ માગતા નીરખે છે પોતાની આવી દયાજનક સ્થિતિ છતાં દયાસાગરને નામે જીવતા નિહાળે છે એનું મન વિમાસે છે રે, સુખનો અંત દુઃખ છે? યૌવનનો અંત ઘરડાપો છે? પ્રેમનો અંત અભાવ છે? પરમેશ્વરને પોકારનાર આ પીડિતો

કેમ પીડાય છે? ને ગૌતમનું મન ઘૂમી જાય છે.

રાજાને જાણ થાય છે ને એના ઉપાય એ યોજે છે. રાજવૈભવને તૃણવત્ ગણી વૈરાગ્ય તરફ જતા પુત્રને એ સંસારસુખોમાં લપેટવા માગે છે. સુંદર રાજપ્રાસાદો, ફરતાં નીલકમલછાયાં સરોવરો, નવાં વસ્ત્રો ને આભૂષણો, સેવામાં સદાકાળ ઉપસ્થિત સેવકો, મનને પ્રફુલ્લિત કરવા માટે સુંદરીઓનાં ગાન, વાદ્ય ને નર્તન—પણ આ સૌ પાછળથી યે જરા, વ્યાધિ, મરણ ને શોકનું તત્ત્વજ્ઞાન જ ગૌતમ શોધી કાઢે છે.

એનાં લગ્ન લેવાય છે. સુંદર યશોધરા એની પત્ની બને છે. પતિનું ચિત્ત સંસારમાં નથી જાણી એને વીનવે છે: 'મહારાજ, આપ આ શું કરો છો?'

'હું જગતને દુઃખે દુઃખી થવા માગું છું. મારા વૈભવો ત્યજી હું વનવાસ સ્વીકારવા માગું છું.' 'આપને આ અભાગણીની દયા નથી?'

ગૌતમ મૌન રહે છે.

પણ પછી તો બીજો પાશ વધે છે. બાળકનો જન્મ થાય છે. કપિલવસ્તુ આનંદમાં ડૂબ્યું છે, ત્યારે ગૌતમ ચિંતનને ચાકડે મનને ફેરવી રહ્યા છે. નહિ, નહિ, મારે છૂટવું જ જોઈએ.

કર્ક રાશિનો ચન્દ્ર આકાશમાં ચળકી રહ્યો છે: તારકનાં ટોળાં ટમટમી રહ્યાં છે: કોઈ અજબ પ્રેરણા આપી રહ્યાં છે. જાણે દુઃખડૂબ્યા જગજનોના કોઈ ઉદ્ધારકને સાદ દઈ રહ્યાં છે: ગૌતમ એ સાદ સાંભળે છે. યશોધરા મીઠી ગુલાબી નિંદમાં પોઢી છે. મોગરાની ચાદરમાં જાણે ગુલાબોનો ઢગલો ઢળ્યો છે. પાસે રાહુલ સૂતો છે, જાણે ગુલાબની કળી હસી રહી છે. આ સૌ મારા માયાપાશ છે. તૂટો એ બંધનો, મને જવા દો જગતની ગલીઓમાં ને શોધવા દો જગદુદ્ધારનો કોઈ રાજમાર્ગ. ત્રણવાર એ પર્યંકની પ્રદક્ષિણા કરે છે ને ત્રણે વાર મન વૈરાગ્યનો જાપ જપે છે. એ ચાલી નીકળે છે પત્ની, પુત્ર, પિતા, પરિવાર ને સમૃદ્ધિનો ત્યાગ કરીને, સાથે સારથીને લે છે. કપિલવસ્તુથી ૪૫ કોશ પર અનોમાને કાંઠે સર્વનો ત્યાગ કરે છે. ભગવાં વસ્ત્રો પહેરે છે, ને છૂરીથી વાળ ઉચ્છેદી નાખે છે. આંખોમાં પૂર્ણ પ્રેમભાવ સાથે સારથીને વિદાય આપે છે.

તે ચાલી નીકળે છે વૈશાલી તરફ. બ્રાહ્મણ આલાર કલામ વૈરાગ્યનો બોધ કરે છે ત્યાં જઈને એને ચરણે બેસે છે. પણ અંતિમ શાંતિ ને અંતિમ સત્યની પ્રાપ્તિ અહીં નહીં થાય માની, મગધના રાજગૃહ તરફ વળે છે. અહીં પાંડવશૈલ ટેકરી પર યોગીઓ તપ તપતા હતા તેમને ઉપદેશી પાછા ફરે છે. રસ્તે જાણ્યું કે મગધપતિ બિંબિસારે મોટો યજ્ઞ આરંભ્યો છે, ને પશુઓનાં બલિદાન દઈ દેવોની પ્રીતિ પ્રાપ્ત કરવાના છે. ગૌતમ ત્યાં જઈ પહોંચે છે. રાજા આદરથી સત્કારે છે. પોતાનું ધન ને સત્તા એને ચરણે મૂકે છે. ગૌતમ સ્મિત સાથે કહે છે: 'રાજન્! સંપત્તિ ચંચળ છે, તૃષ્ણા અનંત છે. દુઃખમાંથી હું મુક્તિનો માર્ગ શોધું છું. આપ આ યજ્ઞ કરો છો, પણ એમાં આ નિર્દોષ વાચાહીન પશુઓનું બલિદાન શા માટે? અગ્નિ આપણને તાવે છે, એને નહિ તાવે? આપણને દેહદુઃખ પીડે છે, એને નહિ પીડે? તો પછી મહારાજ! અહિંસક યજ્ઞ આરંભો. દયા, પ્રેમ ને તિતિક્ષાના વ્રતધારી બનો.'

રાજા એની દીક્ષા સ્વીકારે છે. પછી ગૌતમ સંચરે છે રાજગૃહ નગરના ઉદ્રક

બ્રાહ્મણ પાસે, ત્યાંથી ગયા'શીર્ષ પર્વતે, ત્યાંથી નૈરંજનાને કાંઠે, બધે જ્ઞાનના પ્રકાશની તલપ પુરી કરવા મથે છે પણ જ્ઞાન એક જ થાય છે કે જાતને ગાળ્યા વિના કાંઈ વળશે નહિ. તપ તપે છે, છ વર્ષ વીતે છે. શરીર ક્ષીણ થઈ છેવટ મૂર્છિત થાય છે. કોઈ શુદ્ર ભલો ગોવાળ આવીને દૂધ પાઈ જાગૃતિમાં લાવે છે. ધીરેધીરે ઊઠી એ નદીએ નહાવા જાય છે, પણ નિર્ગતિને કારણ પડી જાય છે આવીને વટવૃક્ષ નીચે બેસે છે સુજાતા આવીને ખીર પાઈ જાય છે–એનાથી કદાચ એને પુત્રપ્રાપ્તિ થાય એવી એની બાધા હતી' શરીરને ખૂબ કષ્ટ અર્પ્યું, પણ હવે શું? સતારના તાર બહુ ખેંચશુ તો તૂટી જશે, ને ઢીલા રાખીશું તો સંગીત જ નહિ જન્મે, કોઈ મધ્યમ માર્ગ શોધવો રહ્યો

વસંતપૂનમનો દિન છે. વટવૃક્ષ નીચે તૃણ પાથરી ગૌતમ બેસે છે ને તત્ત્વચિંતનમા ડૂબી જાય છે કુવાસનાઓનો અગ્રણી ને સાધુસંતોનો શત્રુ માર એની મોટી સેના સાથે ગૌતમના ચિત્તને દોલાયમાન કરવા મથે છે, પણ શ્રદ્ધા, પ્રજ્ઞા ને ઉત્સાહ વડે જેના અંતઃકરણનું પાત્ર છલોછલ ભરેલું છે તેને માર શું કરી શકે? મૃત્યુયે શું કરી શકે? જગજ્જેતા કામદેવ અહીં પરાજય પામે છે પૂર્ણિમાનો ચંદ્ર જગતને ચાંદનીની શુભ્રતાથી નવડાવે છે. ધ્યાનદશા ચગતી જાય છે ચિંતનની ચરમ સીમા આવી પહોંચે છે. રાત્રીનો પ્રથમ પ્રહર થાય છે, ને ગૌતમ સમસંબુદ્ધ બને છે બીજો પ્રહર થાય છે ને સંપૂર્ણ વિશ્વના જીવોનું જ્ઞાન સાધે છે ત્રીજો પ્રહર થાય છે ને જન્મ-મૃત્યુના કારણનું જ્ઞાન પ્રગટે છે ને ચોથે પ્રહરે જગતને 'બુદ્ધ' સાંપડે છે જે પરમ અલૌકિક તત્ત્વની એ ખોજ કરતા હતા એ એમને જડી ચૂક્યુ છે. તૃષ્ણાનો નાશ થયો છે. ચિત્તમાંથી અહંકાર ક્ષય પામ્યો છે આમ સાત દિવસ વીતે છે. દેવપુત્રો ત્યાં ઊતરે છે. બુદ્ધને ને બોધિવૃક્ષને ગંગાના નીરે સ્નાન કરાવે છે. માર આવીને કહે છે. 'ભગવન્! હવે તો આપને જે જોઈતું હતું તે મળ્યું, તો અવતારલીલા સમેટો.'

'ના, મારા આત્માની ઉન્નતિ મારું ધ્યેય નહોતું મને લાધેલો આનંદનો ખજાનો હું જગતનાં જનોને વહેંચી આપવા માગુ છુ.'

એ માસ આ આનંદનિધિ સંઘરી, તેના પર વિચાર કરી શ્રી ભગવાન બુદ્ધ, જગદુદ્ધારનુ સ્વપ્ન લઈ સંચર્યા. માર્ગે વૈષ્ણવ સાધુ મળે છે, ભિક્ષુઓ મળે છે, ને ભગવાન કહે છે. 'મારે કોઈ પંથ નથી. હું જગતનાં દુઃખોનો ઉતાર કાઢવા નીકળ્યો છુ કઠોર તપ ને અસંયમી ઉલ્લાસ બેને ત્યજી વચલો નિર્વાણપ્રાપ્તિનો માર્ગ ગ્રહણ કરો અષ્ટાંગ માર્ગે ચાલો.' ને ભિક્ષુઓ બૌદ્ધધર્મની દીક્ષા ગ્રહણ કરે છે. સંચરતા સંચરતા ભગવાન રાજધાનીએ પહોંચે છે પિતા શુદ્ધોદન મહાસન્માન સાથે પુત્રને વધાવે છે દર્શનઘેલા લોકનાં થોક ત્યાં ઊતરે છે વિહ્વળ યશોધરા ને પિતાસુખને તલસતો રાહુલ આવે છે. મહાપ્રજાપતિ પણ આવે છે સૌને બુદ્ધધર્મ દીક્ષા આપે છે.

ને આમ વનને બાળતો અગ્નિ પવનની સહાયે જેમ પસરતો જાય તેમ શિષ્યો દ્વારા બુદ્ધનો ધર્મ પ્રસરતો ચાલ્યો. પીડિતો ને મુમુક્ષુઓને એક જીવનાધાર જડી ગયો. સંસારીઓને એમની જ ભાષામાં, એઓ સમજે એ રીતે ઉપદેશ દઈ એ સન્માર્ગે વાળે છે ખેડૂતને કહે છે 'ભાઈ! ખાંત

લોકોનાં અંતઃકરણ એ મારું ખેતર છે; પ્રજ્ઞા મારું હળ છે, વીર્ય મારા બળદ છે, ધર્મ મારો દંડ છે, ને શ્રદ્ધા મારું બીજ છે. હું જ્ઞાનરૂપી હળ ફેરવી બધેથી અજ્ઞાનરૂપી કાંટા વીણી કાઢું છું ને ત્યાં શ્રદ્ધાબીજનું વાવેતર કરું છું. આ મારી ખેતીનો જે પાક થાય છે તેનું નામ નિર્વાણ.' કેવું સુંદર ને સચોટ રૂપક !

બુદ્ધ ભગવાનની પ્રતિભાપ્રભા સર્વત્ર પ્રસરવા લાગી. ધર્મપ્રચાર થતો જ રહ્યો. લોકાપવાદથી એ ડરતા નહિ. વિરોધથી વિમાસણમાં પડતા નહિ. એમના અનુયાયીઓની સંખ્યા લાખોની થવા લાગી. અનેક શ્રીમંતોએ એમને સર્વસ્વ અર્પણ કર્યું, તો કેટલાકના અહંકાર ગળી ગયા ને તેમણે એ ધર્મધ્વજ નીચે રક્ષણ ખોળ્યું.

બુદ્ધની દિનચર્યા સાદી હતી. સવારે પરોઢિયે ઊઠતા, ધ્યાનસ્થ થતા, વિહારની આસપાસ ફરતા, ગામમાં ભિક્ષા માટે જતા, જિજ્ઞાસુઓની જિજ્ઞાસા સંતોષતા, બપોરે ભોજન લઈ વિશ્રાંતિ લેતા, પાછા ધ્યાનસ્થ થતા. સાંજે ભિક્ષુગૃહસ્થોને ઉપદેશ દેતા. મધરાતે પોતાને જમણે પડખે પગ પર પગ મૂકી, ઓશિકે હાથ દઈ સૂઈ રહેતા.

પણ હવે નિર્વાણકાળ નજીક આવ્યો છે એની એમને જાણ થાય છે. એકવાર પાવા ગામે ચુંદ લુહારને ત્યાં શિષ્યો સાથે ભોજન લેવા જાય છે. લુહારે કોણ જાણે કેવી કુબુદ્ધિથી પ્રેરાઈ એમને કાચું ને ઝેરમિશ્રિત ભોજન પીરસ્યું. આ જાણવા છતાં ભગવાન ભાવતું મૂકેલું આરોગી ગયા. ને પછી ઝેર ફેલાયું. વ્યાધિ ઊપડ્યો.

ભગવાને પટ્ટશિષ્ય આનંદને બોલાવ્યો: 'આનંદ ! રડીશ નહિ. પણ હવે મારું મૃત્યુ નજીક છે. દેહે દેહનાં કર્મ પૂરાં કર્યાં લાગે છે. આ શાલવૃક્ષ હેઠળ શય્યા તૈયાર કર. મૃત્યુ તો પ્રકૃતિ છે. હું તને પ્રિય છું, પણ વસ્તુમાત્રનો વિયોગ છેવટે છે જ એટલું ન ભૂલીશ. ને જો, મારી પછી અધૂરું રહેલું તું પૂરું કરજે.'

ત્યાં તો લોકોનાં ટોળાં ભગવાનના દર્શને આવ્યાં. આનંદે કહ્યું: 'ભગવાન અંતિમ સમાધિમાં હવે જશે.' લોકો શોકવિહ્વળ થઈ ગયા. સૌને ભગવાનના ચરણની ધૂલિ લેવી હતી. સૌને પાવન થવું હતું. પણ આનંદે જેમતેમ સૌને વાર્યા.

પણ જીવનભર જેમણે તપવ્રતસંયમથી કાયાને કસેલી, તે પ્રભુની વાણી એમ ને એમ બંધ ન થઈ. એમણે છેવટે ઊંચે સ્વરે કહ્યું: "મેં જે ધર્મ જીવનભર ઉપદેશ્યો છે તેને જ તમારો શાસક માનજો. બધી જ વસ્તુઓ ક્ષણભંગૂર છે. માટે દરેકે પોતાનાં કર્તવ્ય સાવધ ચિત્તે કરવાં ને મોક્ષ પ્રાપ્ત કરવો.'

બસ. ને આ પછી એ વાણી હમેશ માટે બંધ થઈ ગઈ. બુદ્ધ નિર્વાણ પામ્યા.

છતાં જગત પર બુદ્ધની છાયા સદાકાળ માટે અંકાઈ ગઈ. કવિજને ઉત્સાહપૂર્ણ ગીત ગાયું:

'ભલે ઊગ્યાં વિશ્વે નયન નમણાં એ પ્રભુતણાં.'

એ પ્રભુનાં નમણાં નયનની ધારમાં પૂર્વ અંધોળે છે. પાંચસો વર્ષ પછી ભારતવર્ષને પશ્ચિમ પડખે પો ફાટે છે. આથમણી દિશામાં નવાં તેજ ચમકે છે ને બેથલહેમનું નામ ઇતિહાસમાં ટાંકવા ભગવાન મહાકાળ પ્રવૃત્ત થાય છે....

[ ૫ ]

# ઈશુ ખ્રિસ્ત

યહુદીઓના રાજા બીજા હેરોદની આસપાસ જ્યોતિષીઓ બેઠા છે એમનાં મો આજે ગંભીર છે ગ્રહો–નક્ષત્રોની ચાલ જોઈ ને હેરોદનું રાશિચક્ર જોઈ તેઓ ગંભીરતાથી વદે છે 'આપનો દુશ્મન બેથલહેમમા પેદા થઈ ચૂકયો છે' હેરોદ બીએ છે જોષીઓને કહ્યુ 'જાઓ, એની તલાશ કરો'

આ તરફ ઠંડીને દૂર કરવાના સર્વ પ્રયત્નો કરવા, તાપણીની આસપાસ બેઠેલા ભરવાડો એક કૌતુક જુએ છે આકાશમા તેજનો પુંજ રચાય છે, તેમાથી શ્વેત વસ્ત્રોમાં સજજ થયેલી એક મૂર્તિ રચાય છે, એ મૂર્તિ બોલે છે, 'બીશો નહી, હુ ફિરસ્તો છુ કહેવા આવ્યો છુ કે તમારો ઉદ્ધારક આજે પેદા થઈ ચૂકયો છે જાઓ ગામમાં, કોઢમાં બાળોતિયામાં લપેટેલુ બાળક તમને દેખાશે' ને વાત સાચી હતી મરિયમ ને જોસેફ બાળોતિયામા લપેટેલા બાળક સાથે બેઠા હતાં સૌએ આ બાળકનાં દર્શન કર્યા ને જાતજાતની વાત કરતા વિખરાયા તે દિવસે બેથલહેમની એ ઢોર બાંધવાની ગમાણ ને પયગંબર દાઉદના બંદાનો જુવાન યુસુફ ને નાઝરથ ગામની એની પત્ની મરિયમ ધન્ય બની ગયા. ડિસેમ્બરની ૨૪–૨૫ની એ મધરાત હતી. એ બાળકનું નામ ઈશુ રાખવામાં આવ્યું.

યહૂદીઓ મુસાને પ્રભુ માનતા, ને તેથી યહૂદીઓના રાજાને આ નવા અવતાર માટે ચિંતા પેઠી હતી એણે મોકલેલા જોષીઓ પૂર્વ તરફના તારાના સંકેતાનુસાર ચાલતા-ચાલતા ઈશુના ઘર આગળ આવ્યા. ઈશુને પ્રણામ કર્યાં, તેને ભેટો ધરીને પછી પોતાને દેશ ચાલ્યા ગયા જોસેફ અને મરિયમને કાંઈક અાંતરપ્રેરણા થઈ હશે એટલે તેઓ ઈશુને લઈ મિસર ગયા ને જયારે હેરોદના મૃત્યુની ખબર તેમને મળી ત્યારે જ પાછા નાઝરેથ ગામમાં આવી રહ્યાં.

અહી ઈશુ હવે મોટો થતો જાય છે, શરીર ને મનની શક્તિઓ અદ્દભુત રીતે કેળવતો જાય છે લોકો એ જોઈને દંગ થાય છે એકવાર યરુશાલેમ પૂજાવિધિ માટે એ સૌ જોડે જાય છે, ને ટોળાંથી છૂટો પડી પ્રભુને મંદિરે પહોંચી જાય છે. ત્યાં ધર્માચાર્યો સાથે ધાર્મિક ચર્ચા પર ચડી જાય છે કેટલી યે શોધખોળ બાદ એનાં માતપિતા એને મંદિરમાંથી પકડી પાડે છે. ઠપકો આપે છે ઈશુની ધાર્મિકતા કોઈથી સમજાતી નથી, ને તેથી અણુસમજુ લોક એને અવહેવારુ અને વિચિત્ર કહે છે.

આમ ને આમ વર્ષો વીતે છે. એણે શુ કર્યું હશે તેનો ઈતિહાસ અંધકારમા છે, પણ આધ્યાત્મિક સમૃદ્ધિ એણે મેળવી હશે એમા શંકા નથી ઠેઠ ત્રીસ વર્ષની ઉંમરે એ જાર્દન નદીને કિનારે રહેતા વિરક્ત ને ધર્મશીલ યોહાનને હાથે દીક્ષા લેવા જાય છે ઈશુના જન્મ પૂર્વે યોહાનને લોકો 'પરમેશ્વરનો પુત્ર' કહેતા, ને એ ખુલાસો કરતો કે પરમેશ્વરનો પુત્ર તો હવે અવતરવાનો છે હુ તો એનો અગ્રદૂત છુ. પૃથ્વી પરની એના દિગ્વિજયની સવાર માટે હું તૈયારીઓ કરી રહ્યો છું.

યોહાન જગતના આ ભાવિ શ્રેષ્ઠ પુરુષને દીન ભાવે દીક્ષા આપે છે. જાર્ડનનાં નીરમાંથી ઈશુ બહાર આવે છે ને એક ચમત્કાર થાય છે. એક શ્વેત કબૂતર અંતરીક્ષમાંથી ઊડતું આવીને ઈશુ પર છાંયો કરીને ઊભું રહે છે. પવિત્ર આત્માનું એ રૂપ હતું. યોહાન ગળગળો થાય છે ને ભક્તિભાવપૂર્વક આ દૃશ્ય જોઈ રહે છે. દિશાઓમાંથી એક ધ્વનિ આવે છે: 'હે પુત્ર! હું તારા પર પ્રસન્ન છું! ઈશુ પરમેશ્વરનો પુત્ર બની ગયો છે.'

પણ તેથી એ પ્રમાદ કેળવતો નથી. સાચા સંતના જીવન માટેની સઘળી તૈયારી એ આદરે છે. આત્માનું તત્ત્વ શીખે છે, સાધના કરે છે, બ્રહ્મચર્યવ્રતની પ્રતિજ્ઞા લે છે, અહિંસક વૃત્તિ, પવિત્ર જીવન ને ભ્રાતૃભાવનાનો પ્રચાર કરે છે. પણ સેતાન એની પૂંઠે છે. આકરી તાવણીમાંથી એ પસાર થાય નહિ તો આત્મા ઘડાય કેમ? સેતાન એને ઘોર જંગલમાં ભયાનક પશુ-પ્રાણીઓની વચ્ચે લઈ જઈ મૂકે છે. ચાલીસ દિવસના ઉપવાસ કરાવે છે, પણ પરમાત્મામાંની એની અટલ શ્રદ્ધા એને સંજીવની બક્ષે છે. સેતાન એને મંદિરના શિખર પરથી ભૂસકો મારવા કહે છે, પણ પરમાત્માની પરીક્ષા હોય નહિ કહી ઈશુ એને વારે છે. છેવટ સેતાન હારી જાય છે. આની અસર બધે થાય છે. દેવદૂતો આવી ઈશુનો શ્રમ પરહરે છે, ને યહૂદીઓ યોહાન કને જઈ ખાતરી કરી આવે છે કે ઈશુ ખરેખર પરમેશ્વરનો પુત્ર છે.

ને પછી તો લોકજીભ ને લોકકાને ઈશુની વાતો વિહરવા લાગી; ને ઈશુના અમૃતનીગળતા હાથો જે ચમત્કાર સર્જે છે તેથી લોકોની એનામાં શ્રદ્ધા દૃઢ થાય છે. એકવાર લગ્નસમારંભમાં એ દ્રાક્ષારસનાં ખાલી થયેલાં પાત્રો પાણીથી ભરાવી તેનો દ્રાક્ષારસ બનાવી દે છે; તો બીજીવાર એની પાસે રોગમુક્ત કરવાની યાચના કરતા રોગીને એ નીરોગી બનાવી દે છે. અને આમ એની આસપાસ દીનપીડિતોનાં ટોળાં વળે છે. ઈશુ દીનનો નાથ ને પીડિતોનો તારણહાર બને છે. દીન, હીન ને પશ્ચાત્તાપ કરતા લોકોનો એ ઉદ્ધાર કરતો જાય છે. ઊંચનીચના ભેદ વગર સૌ સાથે હળીમળે છે, હસેખેલે છે, ખાયપીએ છે ને પરમેશ્વરના પુત્ર તરીકે જીવનવહેવાર કરે છે. જકાતદારો ને માછીમારોને યે શિષ્યોના સંઘમાં ભેળવે છે.

પણ પછી ઈશુ એક દિવસ પર્વત પર ચાલી જાય છે, કોઈ એકાંત સ્થળે રાત આખી પ્રાર્થનામાં ગાળે છે. અંતરને શુદ્ધ કરી અંતરતલને વધુ ને વધુ પ્રકાશ આપવા વીનવે છે. બીજે દિવસ ઊગતાં બાર શિષ્યોને બોલાવી પ્રવચન કરે છે. એ પ્રવચન 'પર્વતપરનું પ્રવચન' તરીકે પ્રસિદ્ધિ પામે છે. એમાં એ શું કહે છે? જીવનનું સર્વ રહસ્ય એમાં એ ઠાલવે છે. ધર્મરાજ્યના સાચા અધિકારીઓ કોણ, સુદૈવ એટલે શું, ખોટાં સુખો ક્યાં, જગતનો પ્રાણ કોણ, ઈશ્વરના અફર નિયમો કયા, અહિંસા, શ્રદ્ધાનું માહાત્મ્ય અને પ્રભુનો માર્ગ કયો, ઈશ્વર તથા સેતાન કોણ, અવ્યભિચાર, નિર્મત્સરતા, મનકર્મનો સંબંધ, અનાડંબર, ખોટા સોગંદ ને સાચું શિષ્યત્વ એટલે શું—સૌ પર એ નીતિમય, ધાર્મિક, ઉદાત્ત ઉપદેશ આપે છે ને શિષ્યોને પણ પ્રભુના દિવ્ય રાજ્યમાં પ્રવેશ કરાવે છે.

હૃદયને, વર્ષાની વાદળીની માફક ખાલી કરી નાખી એ પાછો નિત્યકર્મમાં પ્રવૃત્ત થાય છે. ફરી એ જ ચમત્કારો: ક્ષુબ્ધ

સમુદ્રો શાંત કરે છે, પાણી પર થઈ ચાલી જાય છે, હસ્તસ્પર્શે પીડિતોને પીડામુક્ત કરે છે, પરમ ભક્ત લાઝરસને મોતની ગોદમાંથી ઊંચકી લઈ જીવતદાન દે છે ગધેડા પર બેસી, યરુશાલેમ જઈ, લોકોનો આવભીનો ઉમંગ છલકતો સત્કાર ઝીલી, મંદિરમાં જઈ, ગુસ્સામાં જૂનું સાહિત્ય ફગાવી દઈ, પ્રભુની પ્રાર્થના માટેના મંદિરને પૂજારીએ લુટારુનો અડ્ડો બનાવ્યો છે કહી, જૂના દંભ ને ધર્મોધતા પર પ્રહાર કરે છે જૂના કરારને સ્થાને એ નવો કરાર રજૂ કરે છે એના વિરોધીઓ વળી ખળભળી ઊઠે છે. સંગઠન સધે છે. ઈશુના નાશની પેરવીઓ રચાય છે, ઈશુને કાને આ વાત પહોંચે છે—પણ એની નિત્યની શાંતિ એવી જ અકંપ છે; છતાં કાળના ઓળા એ દેખી શકે છે શિષ્યોને પાસે બોલાવે છે. અતીવ દીનતાથી એમના પગ પખાળી, આંખમાં પ્રેમ ને કરુણાનાં આંસુ સાથે એ કહે છે

'હે પ્રભો, અમે તારાથી કદી વિમુખ નહિ થઈએ વહાલા શિષ્યો! મારી ખાંડાની ધાર પર તમે નહિ ચાલી શકો તમારામાંનો જ એક જણ મારો દ્રોહ કરી મને શત્રુને સોંપશે પિટર' કાયનું વહાણું વાતાં તું મારો શિષ્ય મટી જશે ' એને ગળે ડૂમો ભરાય છે ને એના બોલથી શિષ્યોને માથે વીજળી તાટકે છે ઈશુને ભાવિ દર્શન થઈ ચૂક્યું છે

શહેર બહાર ઓલિવની ટેકરી પર એ રાત આખી પ્રાર્થનામાં ગાળે છે શિષ્યો આંખો ખેંચતાં ખેંચતાં અડધું જાગી, અડધું ઊંઘમાં ઢળે છે ઈશુ આશીર્વાદમાં હાથ ઊંચા કરે છે. એટલામાં યેહૂદા એક સશસ્ત્ર ટોળી સાથે ત્યાં આવી ચડ્યો. સંકેત મુજબ એણે ઈશુને ચુંબન કર્યું. મુખીએ ઈશુને પકડયો મરખડ મચી ગઈ. પિટરે તરવાર કાઢી ઈશુએ પ્રસન્ન મુખમુદ્રા સાથે કહ્યું 'તલવાર મ્યાનં કર, પિટર, જે તલવાર ઉગામશે તે તલવારથી જ મરશે મારું મરણ જ મારી સેવા છે '

ને પછી તો ઈશુ પર એકોતેરી સભા સમક્ષ મુકદ્દમો ચાલે છે. એના પર રાજદ્રોહ ને ઈશ્વરદ્રોહનો આરોપ મુકાય છે. સભા ફિટકાર વરસાવે છે, મો પર થૂંકે છે, તમાચા મારે છે, ઠેકડી કરે છે, 'મારી નાખો, મારી નાખો'ની બૂમો પાડે છે

પેસાહ પર્વની શરૂઆતને દિને પોતે નરહિંસા ન કરવાને બહાને તેઓ ઈશુને રોમન સૂબા પાસે મોકલી દે છે, ને રસ્તે પેં ઈશુ પર લોકની નફરત ઊતરે છે.

સૂબા પાસે તપાસ ચાલે છે સૂબો પૂછે છે

'તું યહૂદીઓનો રાજા કહેવડાવે છે એ સાચુ છે?'

'હું જે રાજ્ય વિશે કહું છું તે પ્રભુનું આધ્યાત્મિક રાજ્ય છે. હું સત્યનો સાથી છું, સત્ય માટે જન્મ્યો ને સત્ય ધર્મનો રાજા છું.' આ જ જાળમાંથી છૂટવા સૂબો એને હેરોદ પાસે મોકલે છે, પણ હેરોદ ઈશુની ઠેકડી કરવાના ઇરાદાથી એના દેહ પર જૂનો પોશાક ઓઢાડી એને બાંધીને પાછો સૂબા પાસે મોકલે છે સૂબો યહૂદીઓને વીનવે છે 'એને ફટકાની સજા કરો, માથે કાંટાનો તાજ પહેરાવો, તમારી સામે ઊભો રાખી એને તમાચા ને મુક્કા મારો બાકી તમારા રાજાને હું કેમ મારું?'

પણ લોક કહે છેઃ 'અમારો કોઈ બાદશાહ સિવાય બીજો રાજા નથી ઈશુને ક્રૂસ પર ટાંકી દો'

ને ઈશુ મારાઓના હાથમાં સોંપાય છે. ઈશુ જાય છે. લાકડાંનો મોટો ક્રૂસ પોતાની ખાંધે ઉપાડી વધભૂમિ તરફ જાય છે. લોકોનું તોફાની ટોળું એની પાછળ એને કાંકરા મારતું, મશ્કરી કરતું, અપમાન કરતું, થૂંકતું એની પાછળ જાય છે. બે હાથ અને પગ પર લાંબા ખીલા ઠોકાય છે ને ક્રૂસ ઊભો થાય છે. મારાઓને ઈશુનાં કપડાં ખુશબખ્તીમાં 'મળે છે. એઓ ભગવાનને પ્રાર્થે છે કે આવી તક એમને અનેકવાર મળે!

એ ક્રૂસ પાસે કોણ હતું ? ઈશુની મા, માશી ને બીજી બે સ્ત્રીઓ ને બાર શિષ્યોમાંનો નાનો યોહાન. હજી પ્રાણ ટકી રહ્યો છે, ત્યારે ઈશુ લાગણીથી છલકાતી વાણીમાં યોહાનને કહે છે: 'યોહાન ! મારી માની સંભાળ લેજે. એને બહુ દુઃખ થશે. ઈશ્વર સૌનું કલ્યાણ કરો.'

ઈશુની વેદના અપાર છે. કલાકો વીતે છે પણ પ્રાણ જતો નથી. છેવટ એક ચીસ પાડી દેવાય છે, ને અસ્ફુટ વાણી નીકળે છે: 'મારા પ્રભુ, મારા પ્રભુ, તેં મને આમ કેમ છોડી દીધો ?'

બાજુમાં ઊભેલી સ્ત્રીઓ ડૂસકાં મૂકી રડી પડે છે. યોહાન આંખો ઢાંકી દે છે. પણ હિંમત ધરી તેઓ ઊંચે ચડી એના સુકાતા ગળામાં દ્રાક્ષારસ રેડે છે. થોડી વારે ઈશુ વળી પોકાર કરે છે: 'ભગવાન! મારો આત્મા હવે તને સોંપું છું' ને એમ બોલી એના પ્રાણ એ તજી દે છે.

એ નમતો પહોર હતો. પેસાહ પર્વ શરૂ થવાની તૈયારી હતી. વિધિપૂર્વકની દફનક્રિયા માટે સમય નહોતો. એક ભક્તે એના શબનો કબજો મેળવ્યો ને એક તૈયાર કબરમાં તેને સુવાડી, કબરના મોં પર એક પથ્થર ઢાંકી દીધો.

બીજાં પ્રાણીઓનાં અજ્ઞાન ને દુઃખનું નિવારણ કરવા માટે ધર્માત્મા ઈશુએ પ્રાણાર્પણ કર્યું. એના શરીરનો નહિ પણ જ્ઞાન તથા શ્રદ્ધા દ્વારા એના આત્માનો પુનર્જન્મ પૃથ્વી પર થયો હશે ને પૃથ્વી તેથી જ સમૃદ્ધ છે એમાં શંકા નથી.

વળી પચાસ દાયકાઓ વીતે છે.

ભગવાન બુદ્ધ અને મહાવીરની માફક સમકાલીન નહિ, પણ ઈશુ પછી પાંચ દાયકે અવતરેલા હજરત મહંમદનાં તેજ પશ્ચિમ પડખાની પૃથ્વી પર પથરાતાં દેખાય છે. એ નવા ધર્મના ઉદયના બ્રાહ્મ મુહૂર્તની ઝાલરો ઝણઝણે છે......

[ ૬ ]

# મહંમદ પયગંબર

ઇ. સ. ૫૭૦માં અરબસ્તાનનું મક્કા ધન્ય બન્યું. ત્યાં લગી હાસિમ વંશમાં હાસિમ મહંમદ પરદાદા અબ્દુલ્લાની નેક ઓરત અમીનાને પેટે પુત્ર જન્મે છે. એના જન્મ વેળા ચારે પાસ દિવ્ય તેજ પથરાય છે. ત્રણ ફિરસ્તાઓ આસમાનના ઘુમ્મટમાંથી ઊતરી આવી રૂપાના કળશમાં ભરેલા દૈવી જળથી પુત્રને સ્નાન કરાવે છે ને આશીર્વાદ દઈ અલોપ થાય છે. આ બાળક તે મહંમદ. જન્મ પૂર્વે પિતા મૃત્યુ પામે છે, ને પછી માતા મહંમદના ઉછેરનું કામ ડુંગરાળ મુલકમાં વસતી દાસી હલિમાને માથે આવે છે.

હલિમા તો મહંમદને પોતાને ઘરે લાવીને ન્યાલ થઈ જાય છે. એના ઝૂંપડાની

આસપાસનો ખીણ ખીલી ઊઠે છે, ઝરા ને કૂવા પાણીથી છલકી ઊઠે છે, એના ઘેટાના ટોળા ઊભરાઈ જાય છે પણ એકવાર ચમત્કાર બને છે હલિમાના પુત્ર સાથે મહંમદ રમતોરમતો ફરે છે, ત્યાં આસમાનમાંથી દેવદૂત જેબ્રાઇલ ઊતરી આવે છે. મહંમદને ઘાસ પર સુવાડે છે, એનું હૃદય બહાર કાઢે છે. એમાંથી જે કાંઈ બૂરાઈ છે તે લઈ લે છે ને એને બદલે જ્ઞાન, તેજ ને શ્રદ્ધા ભરે છે, ને હૃદય પાછું ગોઠવી દે છે હલિમાનો પુત્ર આ જોઈ ગભરાઈ જાય છે. એ જઈ માને વાત કરે છે, મા આવા બાળકને સંઘરવામાં મુશ્કેલી આને છે મક્કા પાછું લઈ જાય છે, પણ મક્કાની હવા મહંમદને મોફક નથી આવતી, એટલે જેમતેમ પાછી પોતાની સાથે લાવે છે

આમ છ વર્ષ વીત્યાં. મહંમદની માતા અવસાન પામે છે દાદાને માથે ઉછેરનો ભાર આવે છે, પણ એ જૈફ છે ને ટૂંક સમયમાં મૃત્યુ પામે છે. જતા જતા પોતાના ભાઈ અબુતાલિબના હાથમાં મહંમદને સોંપતા જાય છે. કાકા ગરીબ છે એટલે મહંમદ ગુજરાન માટે પ્રમાણિક શ્રમ શરૂ કરે છે ઢોર ચારે છે ને મોટો થઈ વેપાર-રોજગાર માંડે છે સીરિયા ને યેમેનની મુસાફરી ખેડે છે. મુસાફરીના સંકટો હસતે મુખે દાઉદ ને મુસાની માફક સહી લે છે ને એને ખુદાના સાક્ષાત્કારની પૂર્વ તૈયારીઓ માને છે. આ પ્રવાસ એમને આરબોની સ્થિતિની ભાળ આપે છે.

ને એ શું જુએ છે? આરબો જંગલી દશામાં છે એમનામાં તડ છે દરેક તડનો ઇષ્ટદેવ જુદો છે બેઉ તડ એકમેકને તિરસ્કારે છે બેઉ તડને કોઈ ખાસ ધર્મ, સંસ્કાર કે સંસ્કૃતિ નથી. સ્ત્રીની દશા હીન હતી પતિ ને પિતાની મિલકતમાં તેનો જરા ય અધિકાર ન હતો છોકરીઓને જીવતી દાટવામાં આવે છે જિંદગીનો ઉલ્લાસ, દારૂ પી, લૂંટ કરી, જુગાર રમી તેઓ માણી રહે છે એમના જીવન સુધારવાની એમને તાલાવેલી લાગે છે

મહંમદ પ્રમાણિક છે એટલે લોકો એને અલઅમિન કહે છે. મક્કાની ખાદીજા નામની બાઈ પચ્ચીસ વર્ષના જુવાનને પોતાને ત્યાં નોકરીએ રાખે છે ધંધો ખીલે છે, પ્રતિષ્ઠા જામે છે, ને એ સૌના કારણરૂપ ખાદીજા મહંમદને માને છે. એના રૂપગુણ પર મુગ્ધ થઈ એની સાથે શાદી કરવા એ તૈયાર થાય છે ખાદીજા ઉંમરે પંદર વર્ષ મોટી છે, પણ મહંમદ શાદી કબૂલે છે. એમની ગરીબાઈ ફીટે છે. પણ ગરીબોના ઉદ્ધાર માટે ઝંખતુ હૃદય તો એટલું જ નમ્ર, એટલું જ દયાળુ રહે છે સાદાઈ એનો મુદ્રાલેખ છે. મનન ને ચિંતન એનો દૈનિક કાર્યક્રમ છે.

ચાર જાતના આરબોમાં એકવાર કાળા મંદિરના પાક પથ્થર માટે ઝઘડો જામે છે એ પથ્થરને ત્યાંથી ખસેડી બીજે લઈ જવાનો છે એ માટે કોણ હકદાર? નક્કી થાય છે કે સવારે જે માણસ સૌથી પહેલો મંદિરમાં આવે તે પથ્થર ઉપાડે. ને તે માણસ નસીબજોગે મહંમદ નીકળે છે. મહંમદ એક ચાદર પાથરી, એના ચાર છેડા, ચારે જાતના ચાર અગ્રણીઓ પાસે પકડાવે છે ને યુક્તિપૂર્વક સમાધાન કરે છે.

મહંમદની કાયા પર ત્રીસ વસંત એનો બહાર ખિલાવી ગઈ છે હવે એ એકાંતમાં જઈ ઉપવાસ, તપ, પ્રાર્થના ને ચિંતનમાં રત થાય છે યહૂદીઓ અને ખ્રિસ્તીઓ પાસેથી એમના ધર્મની કલ્પનાનું જ્ઞાન મેળવે છે, ને પછી અંતઃસ્ફુરણા સાથે,

પરમેશ્વરી સ્વરૂપ પ્રગટ થતું જાય છે, પોતે એના પયગંબર છે એવી પ્રતીતિ થાય છે, પરમેશ્વરનો આદેશ એને સંભળાય છે, દેહનું ને મનનું ભાન ભૂલે છે, તંદ્રામાં કલાકો વીતી જાય છે. કોઈકનો સાદ સાંભળે છે, આંખ ઉઘાડે છે, જુએ છે તો એક તેજબિંબ એની સામે ઊભું છે, એ મૂર્છિત બને છે, પણ પળ પછી શુદ્ધિમાં આવે છે. તેજબિંબ દેવદૂત છે. એ રેશમી વસ્ત્ર પર અક્ષર પાડીને લાવેલો છે. એ અક્ષર મહંમદ વાંચે છે. એ જ કુરાને શરીફ છે. દેવદૂત જેબ્રાઈલ કહે છે: 'મહંમદ, તું જ પરમેશ્વરનો પયગામધારી છે,' ને એટલું કહી અદશ્ય થઈ જાય છે.

પ્રથમ કાંપતો પણ પછી જાતને સંભાળતો મહંમદ ખાદીજાને આ ચમત્કાર કહે છે. ખાદીજાના આનંદનો પાર નથી. એ જઈને વરાકાને ખબર આપે છે. વરાકા એના પર ચોક્કસતાની મહોર મારે છે. ખાદીજા મહંમદની દીક્ષા લે છે, ને નોકર ઝેક પણ એને પગલે ચાલે છે. મહંમદી ધર્મના આ બે પ્રથમ અનુયાયી.

મહંમદ હઝરતે પ્રથમ ખાનગી ઉપદેશ કરવા માંડ્યો ને પછી જાહેર રીતે એ કહેતા: 'ઈશ્વર એક છે ને હું તેનો પયગામ લાવ્યો છું. ઈશ્વર દરેક પ્રાણીનાં પાપ-પુણ્યની નોંધ રાખે છે. સદા સાચું બોલજો, નમ્ર રહેજો, સુકૃત્યોનું ભાથું બાંધીને સ્વર્ગે સંચરજો, ન્યાયનો દંડ ઝાલજો, બુદ્ધિનું શાસન સ્વીકારજો ને મિત્રતા તો સત્ય પ્રભુની જ બાંધજો.'

મક્કાની આસપાસ આરબોનાં ટોળાં ભાવિક ભાવે મંદિરોમાં મૂર્તિની પૂજા કરી, પૂજારીને દ્રવ્યદાન દેતા. હજરતે એની સામે બળવો કર્યો. પૂજારીઓએ પ્રથમ સમજાવટથી, પછી દાબથી, પછી ભેદથી ને પછી દંડથી કામ લીધું, પણ હજરતને ઈશ્વરદર્શન થાય છે.

અંધારી એવી રાત છે. શાંતિની ચાદર ઓઢી સૃષ્ટિ સૂતી છે. ત્યાં જેબ્રાઈલ આવે છે. કહે છે: 'હજરત ઊઠ, ચાલ મારી સાથે' હજરત ઊઠે છે. જેબ્રાઈલ એને સફેદ ઘોડા પર બેસાડી યરુશાલેમ લઈ જાય છે. ત્યાં અબ્રાહામ, મુસા ને ઈશુ મળે છે. ત્યાંથી એને સ્વર્ગમાં લઈ જાય છે. એક પછી એક છ સ્વર્ગો વિતાવે છે. છઠ્ઠા સ્વર્ગમાં મુસા બેઠા છે. હજરતને જોઈ એના હૈયામાં હેતની સરવાણી ફૂટી નીકળે છે, ત્યાંથી સાતમા સ્વર્ગમાં આવે છે. અહીં અબ્રાહામ બેઠા છે, ને અસંખ્ય ફિરસ્તાઓ નામ-સંકીર્તન કરે છે, પંખીઓ કુરાનની અયાત પઢે છે. અહીંથી એ ઈશ્વરી સિંહાસન પાસે આવે છે. ઈશ્વર હજરતના હૈયા પર હાથ મૂકી એને પચાસ પ્રાર્થનાઓ કહે છે. હજરત આનંદી થઈ આવ્યા હતા તે માર્ગે પૃથ્વી પર પધારે છે.

પૃથ્વી પર પધારી એ સ્વર્ગની વાત લોકોને કહે છે. એમના અનુયાયીઓ ઈશ્વરી કરુણાથી અશ્રુભીના બને છે. ને મક્કાના કુરેશીઓ આને કલ્પનાની બનાવટ કહે છે. હજરત પોતાનો ઉપદેશ પોતાની અલૌકિક મીઠી વાણીમાં વહાવ્યા જાય છે ને બીજી બાજુ કુરેશીઓ તેમનો જાન લેવાનું કાવતરું યોજે છે, ને એ માટે ઉંમર નામનો એક પહાડી આદમીને તેમનો શિષ્ય બનાવે છે. ઉપરથી સૌ ધ્રૂજતા પણ હજરતની પ્રેમમયી ઉદારચિત્ત મૂર્તિ જોઈ ઉંમર એના પગમાં ઢળી પડે છે.

ઉંમર એકવાર હજરતને કાબાના

મંદિરમાં લઈ ગયો ત્યાં ઇસ્લામની ક્રિયાઓ થઈ કુરેશીઓએ મનમાં વેર વસાવ્યું આ જ અરસામાં ખાદીજા ને કાકા અબુતાલિબનું અવસાન થયું.

હજરતે છેવટ અબુબકરને લઈ મક્કાથી હિજરત કરી કુરેશીના મારાઓ એમની પાછળ પડ્યા. હજરત મદીના તરફ નાઠા. ત્યાંથી એક ગુફામાં લપાયા, ને એ ગુફાના પ્રવેશદ્વાર પર એક ઝાડ ઊગ્યું, એની ડાળીઓ ફેલાઈ એના પર કબૂતરે માળો ને કરોળિયાએ જાળા બાંધ્યાં મારાઓને એ ગુફામાં કોઈ હોઈ શકે એવો અંદેશો પણ ન આવ્યો

મદીનાએ ધીરેધીરે હજરતનો અધિકાર સ્વીકાર્યો અહીં જ મઝજીદુ-ન-નબીનું મંદિર બાંધવામાં એમણે સાથ આપ્યો અહીં જ આયેશા સાથે ને બીજી સ્ત્રીઓ સાથે એમનું લગ્ન થયું અધિકાર મળવા છતાં એમણે સાદાઈ ત્યજી નહિ રોજ સમૂહપ્રાર્થના કરવાનો નિયમ પણ એમણે ચાલુ રાખ્યો ઇસ્લામનો પ્રચાર થતો ગયો તેમ તેમ કુરેશીઓ વધુ ક્રિન્નાતા ગયા છેવટ હજરતે ધર્મને ખાતર હાથમાં તલવાર પકડી સાધુ યોદ્ધો બન્યો એણે હાકલ કરી 'સત્ય ને ધર્મ માટે જે તલવાર પકડે છે તેમને સ્વર્ગ મળે છે જગતે મુસા, સોલોમન, ઇશુ જેવા અવતારીઓના જે હાલ કર્યા છે તે જોઈ પરમેશ્વરે તલવાર સાથે મને પૃથ્વી પર મોકલ્યો છે. ખોટા તર્કો, ખોટી ધમકીઓ ને ખોટી પંડિતાઈનો હુ પ્રતિકાર કરીશ '

ને હજરતે કુરેશીઓ સામે જેહાદ પો આ સામસામા યુદ્ધ ખેલાયા ખુદાના/રતમના જીત્યા, તે પછી હિજરાના આઠમે ફરકી એક લાખ મુસ્લામીઓ સાથે જીત્યું. ઇસ્લામનો પરચમ લહેરાવ્યો. કાબાની મૂર્તિઓ દૂર કરવાની આજ્ઞા કરી. કેદીઓને એ સમતાથી રાખતા. જેમનાં અંતઃકરણ પશ્ચાત્તાપ કરતાં તેમને ક્ષમા કરતા. વિદ્વેષીઓને પ્રેમભાવે જીતી પોતાના કરતા

એ અરબસ્તાન જીતે છે, ગ્રીસ, ઈરાનને ઇસ્લામ સ્વીકારવા લખે છે ગ્રીસ નમ્રતાથી ના પાડે છે ને ઈરાન સત્તાનો છાક બતાવે છે. કુદરત ઈરાન પર રૂઠે છે. હજરતની શાપવાણી ફળે છે ને ઈરાન છિન્નભિન્ન થઈ જાય છે ...

પણ હવે એક કારમો પ્રસંગ બને છે. હજરતનો પુત્ર મૃત્યુ પામે છે એનું મન ખિન્ન થઈ જાય છે ધર્મપ્રચારના અનેક યુદ્ધો સામી છાતીએ ખેલ્યા પછી હવે એનો દેહ નખાઈ ગયો છે લાગે છે કે જિંદગીનો અસ્ત હવે પાસે છે

ચાલો મક્કાની છેલ્લીવેલ્લી હજ કરવા ને એકલાખ ને સોળ હજારના સમૂહ સાથે એ ઊપડે છે ઉપદેશની છેલ્લી વાણી એ ત્યારે કાઢે છે, ને ન્યાય, દયા, સપ, પ્રમાણિકતા, પ્રેમ, માનવતાના મહામંત્રો બોધે છે

મક્કાથી મદીના પાછા ફરે છે, પણ હવે દેહે કૌવત ગુમાવી દીધુ છે, છતાં અનુયાયીઓને ભેગા કરી છેલ્લી પ્રાર્થના ગુજારે છે, ને પછી એની આંખો બિડાય છે. પોતાની પાછળ આ જગભેરૂ વારસામાં સાડાત્રણ રૂપિયા

આ ધર્મપ્રચાર વેળા કંઈક ચમત્કારો બને છે ગુસ્તાસ્પને ત્યાં જતાં એને બે સરદારો અટકાવે છે તુરત વંટોળ થાય છે, વૃક્ષો કડેડાટ કરતા તૂટી પડે છે, આકાશમાં ધૂળના ગોટા ચડે છે, દિશાઓ ધૂંધળી બને

# અવતારવાણી

## ધર્મગ્રંથોમાંથી વીણેલાં મોતી

જે અવતારી પુરુષોનાં જીવનચરિત્રોથી આપણે પાવન થયા, તેમણે પ્રબોધેલો ધર્મ થોડાંક શબ્દોમાં અહીં રજૂ કર્યો છે. એ પાંચ કે દસ હજાર વર્ષો પૂર્વે જે વાણી ઉચ્ચારવામાં આવી હતી તે આજના તમ જગત માટે પણ કેટલી ઉપયોગી છે? આજે પૂજ્ય ગાંધીજીની સ્મૃતિ સાથે આ ધર્મવાણીથી પાવન થઈએ.

[ ૧ ]

### મનની શાંતિનો ઉપાય

શ્રી વસિષ્ટ કહે છે: હે રામ! મન વાસનામય છે; માટે દ્વૈતવાસનાનો અત્યંત–પૂરેપૂરો ઉચ્છેદ, એ જ મનની શાંતિનો ઉપાય છે. ચિત્તનું ચૈત્ય–દૃશ્ય પદાર્થો તરફ ઉન્મુખપણું, એ જ અનર્થરૂપ મનનું બીજ છે; તે જ વાસનાનો પ્રથમ અંકુર છે. એક બાજુ જેમ ભાસમાન પદાર્થો ઘનતાને–દૃઢતાને પામ્યા, તેમ બીજી બાજુ ચિત્ પોતાની પૂર્ણતાને વીસરી જઈ, અસત્ મનોરૂપતાને પ્રાપ્ત થઈ. પછી બાલિકા જેમ વૈતાલોને કલ્પીકલ્પીને વિસ્તાર્યા કરે છે, તેમ હજારો તુચ્છ વાસનારૂપી દોષ વડે મલિન થયેલી મનોવૃત્તિ મિથ્યા દુઃખ વિસ્તાર્યા કરે છે. વાસનાવાળું મન સ્વપ્નની પેઠે જાગ્રતમાં પણ મિથ્યા ગંધર્વનગરને સત જેવું જુએ છે. આમ મનની ઉગ્ર વાસના જ જીવના મોહનું મૂળ કારણ છે; માટે મહાપ્રયત્ન વડે પણ વાસનાને ઉન્મૂલ કરવી. જેણે વિચાર વડે જીવની દ્વૈતવાસના ઉખાડી નાખી છે, તેનો આત્મા વાદળાંવિનાના સૂર્યની પેઠે પ્રકાશે છે. [૧૧૦/૧–૧૩]

હે રામ! તમને જ્યારે જ્ઞાનનો પરિપાક થશે, ત્યારે જગત પરિપૂર્ણ બ્રહ્મરૂપે પ્રતીત થશે. સર્ગ એ બ્રહ્મનું જ નામ છે, એવો તત્ત્વવેત્તાઓનો નિશ્ચય છે. મનોનાશ થવાથી સર્ગનો નાશ થાય છે. ચિત્તની શાંતિ થાય, ત્યારે સત જેવો જણાતો સર્ગ અસત થાય છે, ને ચિત્તનો ઉદય થાય, ત્યારે પોતાની મેળે અસત સર્ગ પણ સત જેવો જણાય છે. [૧૧૯/૨૯-૩૩]

હે રામ! આ મનને જ નર જાણો, દેહને નર ન જાણો. મને જે કર્યું તે જ કર્યું જાણવું, ને મને જે તજ્યું તે જ તજ્યું જાણવું. સર્વ જગત મનોમાત્ર છે. પૃથ્વીમંડળ મન છે, આકાશ મન છે અને વાયુ મન છે. જો મન તે તે પદાર્થ વિષે તે તે ભાવની યોજના ન કરે, તો પ્રત્યક્ષ સૂર્યાદિક પણ કદાપિ પ્રકાશે નહીં. મન જોવા માટે ચક્ષુ થાય છે અને સાંભળવા માટે શ્રવણ થાય છે. મન ટૂંકાને દીર્ઘ કરે છે, સતને અસત કરે છે, મધુરને કડવું કરે છે ને શત્રુને મિત્ર બનાવે છે. વૃત્તિને અનુસરતાં મનને જે પ્રતિભાસ (સંકલ્પ) થાય છે, તે જ પ્રત્યક્ષ જોવામાં આવે છે. અર્થની વિપરીત કલ્પના કરવામાં મનના સામર્થ્યનું અન્ય શું વર્ણન કરું? સ્વાદવગરના અને ઉચ્છિષ્ટ એવા સ્ત્રીના અધરોષ્ટ આદિને, રાગવશ થઈ, મન અમૃત જેવા સ્વાદુ અને ઉત્તમ માને છે; પરંતુ વિવેકજાગરૂક મન અમૃતને પણ અપ્રિય માને છે, 'સર્વ પદાર્થ બ્રહ્મરૂપ છે', એવી રીતે બ્રહ્મની પૂર્ણતાનો સાક્ષાત્કાર જેણે નથી કર્યો, એવા અજ્ઞજનોનું મન, પોતાની ઇચ્છા પ્રમાણે આકાર સજી પોતાનો ચમત્કાર તેમને દર્શાવે છે; પણ તત્ત્વવેત્તાને દર્શાવતું નથી. [૧૧૦/૧૪-૩૦]

માટે જે પુરુષ વિષયાનુસંધાનમાં મનને સ્વલ્પ

પણ અવસર આપતો નથી તેનુ મન, હાથી જેમ આલાન—બધનસ્થાનમાં સ્થિર થઈને રહે, તેમ વિલય પામે છે, એટલે કે સ્થિર થઈને રહે છે જેનું મન થોડુ પણ ચલાયમાન થતું નથી, તે જ પરમાર્થત પુરુષ છે, બાકીના પુરુષોને તો કાદવના કીડા જાણવા હે રામ! જેનું મન સ્થિર થઈ એકત્ર રહે છે, તે ધ્યાન વડે બ્રહ્મરૂપ થયો એમ જાણવુ. [૧૧૦/૧૨૪]

હે રામ! આ ચિત્તરૂપી મહાવ્યાધિની શાતિનું ઔષધ કહુ છુ. તે તમે સાભળો તે ઔષધ સ્વાધીન છે, ખાતરી કરી જોયેલું છે, ને અવશ્ય પુરુષાર્થને સિદ્ધ કરે તેવુ છે પોતાને પ્રિય એવા બાહ્ય વિષયને ત્યજી, પોતાની વૃત્તિઓના પ્રવાહને આત્માકાર કરી દેવારૂપ પુરુષાર્થ વડે ચિત્તરૂપી વેતાલ જિતાય છે. આમ મનોજયના ઉપાયની પૂર્વપીઠિકા 'પ્રિય વિષયનો ત્યાગ' છે માટે પ્રથમ તે પૂર્વપીઠિકા દઢ કરવી જોઈએ જે પુરુષ પ્રિય વસ્તુ ત્યજી, વિક્ષેપરહિત રહે છે, તે મનને જીતી શકે છે [૧૧૧/૧-૩]

હે રામ! અનુદ્વેગ (ધૈર્ય) લક્ષ્મીનું મૂળ છે. અનુદ્વેગથી જ મનોજય સિદ્ધ થાય છે, માટે ઉદ્વેગથી મનોજયનો પ્રયત્ન પડતો મૂકવો નહીં. જેમ પિતા પોતાના બાલક પુત્રને શ્રેયસ્કર માર્ગમા લગાડે છે, તેમ મનને પણ શ્રેયસ્કર પરમાત્મા વિષે લગાડવુ. સકલ્પ આદિ મનોવૃત્તિઓ જ ભ્રમજનક તથા દુખપ્રદ છે બળતા અગારાના તાપથી શાતિ ઇચ્છનાર પુરુષને કાષ્ઠ દૂર કરવાથી ક્રમે કરી જેમ અગાર ક્ષીણ થઈ ભસ્મરૂપે થયા બાદ તાપની શાતિપૂર્વક આનદ આપે છે, તેમ ક્રમે કરી ક્ષીણ થતું મન ક્ષય પામે છે ને પછી અક્ષય આનદ આપે છે માટે હે રામ! પરમ પુરુષાર્થ વડે ચિત્તનો નાશ કરી, બ્રહ્મપદને પ્રાપ્ત થાઓ અબાધ્ય અને વ્યાપક પરમાત્માનો હૃદયમા ઉદય થાય છે, ત્યારે મનોલય થાય છે ને ત્યારે મુક્તિ પ્રાપ્ત થાય છે' [૧૧૧/૨૨-૪૩]

શ્રીરામ પૂછે છે· 'હે મહારાજ! અતિ ચચળ મનની ચચળતા કે જે તેના તીવ્ર વેગનું કારણ છે, તે કેમ કરીને નિવારી શકાય?' [૧૧૨/૪]

શ્રી વસિષ્ઠ કહે છે· હે રામ! કોઈ સ્થળે ચચળતાવિનાનું મન જોવામા આવતું નથી. જેમ અગ્નિનો ધર્મ ઉષ્ણતા છે, તેમ મનનો ધર્મ ચચળતા છે. ચચળતાવગરનું મન મૃત જ જાણવુ અલબત્ત, તેવુ મૃત મન જ તપ તથા શાસ્ત્રના ફલરૂપ મોક્ષ કહેવાય છે, કારણ મનના ક્ષયથી જ દુખશાતિ થાય છે, અને મનના મનન વડે જ પરમ દુખ પ્રાપ્ત થાય છે. મનની જે ચચળતા છે, તે જ અવિદ્યા કહેવાય છે, તેનું જ બીજુ નામ વાસના છે વિચાર વડે તેનો નાશ કરો [૧૧૨/૫-૧૧]

હે રામ! દ્વૈત કે અદ્વૈત જેનું અનુસધાન દઢ થાય, તેમા મન વિશ્રાતિ પામે છે. સ્વાભાવિક રીતે અથવા શાસ્ત્રીય પ્રયત્નથી મનને જેમાં રાખીએ છીએ તેના દઢ અભ્યાસથી મન તે-રૂપ થઈ જાય છે. માટે તમે પુરુષાર્થનો આશ્રય લઈ, ચિત્ત વડે ચિત્તને વશ કરી, વિશોકપદ પામો અને શકારહિત થાઓ. સસારભાવના વડે સસારમાં ખૂચેલા મનને મન વડે જ બળાત્કારે બહાર કઢાય છે મનને સસારથી બહાર કાઢવાનો એ જ ઉપાય છે, બીજો નથી. મન જ મનના દઢ નિગ્રહમા સમર્થ છે રાજાના નિગ્રહમા રાજા વિના અન્ય કોણ સમર્થ થાય? સસારસમુદ્રમા તણાતા અને તૃષ્ણારૂપી મગર વડે પકડાયેલા જનોને તરવા માટે પોતાનું મન જ નૌકા છે જેણે મન વડે મનરૂપી દઢ બધનને છેદી, આત્મા મુક્ત કર્યો નથી, તે પુરુષનો આત્મા અન્ય વડે મુક્ત થતો નથી પહેલાના ભોગના સસ્કારવાળી બાહ્ય પદાર્થોની જે જે વાસના ઉત્પન્ન થાય, તેને તે તે પદાર્થોના વાસ્તવિક મિથ્યાપણાના અનુસધાનથી દૂર કરવી. એ રીતે

અવિદ્યાનો ક્ષય થાય છે. વાસના ક્ષીણ થવાથી મન તથા અવિદ્યા ક્ષીણ થાય છે; માટે સર્વ ભોગોની વાસના ત્યજીને; ભેદબુદ્ધિ તજો. દ્રષ્ટા–દૃશ્ય એવો ભેદ દૂર થતાં, બાહ્ય પદાર્થોની ભાવના ન ઊઠવી એને જ વાસનાક્ષય કહે છે, એને જ મનોનાશ કહે છે, અને એને જ અવિદ્યાનાશ કહે છે. [ ૧૧૨/૧૫–૨૪ ]

હે રામ! આ વાસના સર્વથા અસત્ય જ ઉત્પન્ન થઈ છે. તેથી એ ચંદ્રની ભ્રાંતિની પેઠે, તેનો ત્યાગ કરી શકાય છે. અવિદ્યા, અવિવેકી જનોમાં. પરમાર્થ સત્ય હોય તેમ, દઢ ચોંટેલી છે; પરંતુ તત્ત્વજ્ઞો તો તેને વંધ્યાપુત્ર જેવી જાણે છે. હે રામ! તમે અજ્ઞાની ન થાઓ, પરંતુ વિચાર વડે તત્ત્વજ્ઞ થાઓ. આકાશમાં બે ચંદ્ર નથી જ, પણ ભ્રાન્તિ વડે મિથ્યા જોવામાં આવે છે. પરમાત્મા વિના જગતમાં વસ્તુ–અવસ્તુ કાંઈ પણ નથી. જ્યારે સંપૂર્ણ જગત ઇંદ્રજાળની પેઠે માયામય છે, તો પછી તેમાં આસ્થા કે રાગબુદ્ધિ શી? [ ૧૧૩/૧-૧૦ ]

હે રામ! જેમ સૂર્યના પ્રકાશથી ઝાકળ નાશ પામે છે, તેમ આત્મપ્રકાશથી આ અવિદ્યા તત્કાળ નાશ પામે છે. જ્યાં સુધી આત્મવિદ્યા ઉત્પન્ન નથી થઈ, ત્યાં સુધી દેહાભિમાની જીવને અવિદ્યા મહાદુઃખરૂપી કાંટાથી ભરેલા સંસારમાં પછાડે છે; પરંતુ સર્વવ્યાપી પરમાત્માનાં સાક્ષાત્ દર્શન થતાં એ અવિદ્યા પોતાની મેળે નાશ પામે છે. ઇચ્છા (કામ) માત્ર અવિદ્યા કહેવાય છે, તેનો નાશ મોક્ષ કહેવાય છે. ઇચ્છાનો નાશ અસંકલ્પ વડે સિદ્ધ થાય છે. જેમ આકાશમાં રાત્રિનો ક્ષય અને સૂર્યોદય એ બંને સાથે થતાં અંધારું નાશ પામે છે, તેમ વાસનાનો ક્ષય અને આત્માનો ઉદય એ બંને સાથે થતાં કામના–અવિદ્યા નાશ પામે છે.' [ ૧૧૪/૨-૧૦ ]

(શ્રી 'યોગવાસિષ્ઠ'માંથી)

(૨)

## યોગેશ્વરની વાણી

અર્જુન ભગવાનને પૂછે છે: 'સાકારને પૂજનારા અને નિરાકારને પૂજનારા ભક્તોમાં વધારે સારા કોણ?' આ પ્રશ્નનો જવાબ આપતાં ભગવાન કહે છે: 'જેઓ મારા સાકાર રૂપનું શ્રદ્ધાપૂર્વક મનન કરે છે, તેમાં લીન થાય છે, તે શ્રદ્ધાળુ મારા ભક્ત છે. પણ જેઓ નિરાકાર તત્ત્વને ભજે છે અને તેને ભજવા સારુ જેઓ ઇંદ્રિયોમાત્રનો સંયમ કરે છે, બધા જીવો પ્રત્યે સમભાવ રાખે છે, તેમની સેવા કરે છે, કોઈને ઊંચનીચ નથી ગણતા તેઓ પણ મને પામે છે; એટલે, બેમાં શ્રેષ્ઠ અમુક એમ ન કહેવાય. પણ નિરાકારની ભક્તિ શરીરધારીથી સંપૂર્ણ રીતે થવી અશક્ય ગણાય, નિરાકાર એ નિર્ગુણ છે. એટલે માણસની કલ્પનાથી પર છે. તેથી સહુ દેહધારી જાણે–અજાણે સાકારના જ ભક્ત છે. એટલે તું તો મારા સાકાર વિશ્વરૂપમાં જ તારું મન પરોવી દે, બધું તેની પાસે ધરી દે. પણ એ ન કરી શકાય તો ચિત્તના વિકારોને રોકવાનો અભ્યાસ પાડ, એટલે યમનિયમાદિનું પાલન કરી પ્રાણાયામઆસનાદિની મદદ લઈ મન ઉપર કાબૂ મેળવ. આમ પણ ન કરી શકતો હોય તો જે કંઈ કરે તે મારે જ સારુ કરે છે એવી ધારણાથી તારાં બધાં કામ કર; એટલે તારો મોહ, તારી મમતા મોળાં પડશે ને તેમ તેમ તું નિર્મળ–શુદ્ધ થતો જઈશ ને તારામાં ભક્તિરસ આવશે. આ પણ ન થઈ શકે તો કર્મમાત્રના ફળનો ત્યાગ કરી દે, એટલે કે ફળની ઇચ્છા છોડી દે. તારે ભાગે જે કામ આવી પડ્યું એ કર્યાં કર. ફળનો સ્વામી માણસ થઈ જ નથી શકતો. ફળ ઉપજાવવામાં ઘણાં અંગો ભેળાં થાય, ત્યારે તે ઊપજે છે, એટલે તું નિમિત્તમાત્ર જ થઈ જા. આ ચાર

રીત મે 'બતાવી તેમાં ચડતી-ઊતરતી કોઈ છે એમ ન સમજ. એમાંની જે ફાવે તેથી તું ભક્તિનો રસ લઈ લે એવું લાગે છે, કે ઉપર જે યમનિયમ-પ્રાણાયામ-આસનાદિનો માર્ગ બતાવ્યો તેના કરતા શ્રવણ, મનન આદિ જ્ઞાનમાર્ગ સહેલો હોય, તેના કરતા ઉપાસનારૂપ ધ્યાન સહેલું હોય, ને ધ્યાન કરતાં વળી કર્મ-ફળત્યાગ સહેલો હોય; બધાને સારુ એક જ વસ્તુ સરખી રીતે સહેલી નથી હોતી ને કોઈને તો બધા માર્ગો લેવા પડે છે, તે એકબીજામા ભળેલા તો છે જ. જ્યા ત્યાથી તારે તો ભક્ત થવુ છે જે માર્ગે ભક્તિ સધાય તે માર્ગે તે સાધી લે. ભક્ત કોને કહેવાય એ હું તો તને કહી દઉં ભક્ત કોઈનો દ્વેષ ન કરે, કોઈના પ્રત્યે વેરભાવ ન રાખે, જીવમાત્ર સાથે મૈત્રી રાખે, જીવમાત્ર પ્રત્યે કરુણા કેળવે, આમ કરવા સારુ મમતા મેલે. પોતે મટી શૂન્યવત્ થઈ જાય. દુખસુખ સરખા ગણે, કોઈ દોષ કરે તેને ક્ષમા આપે, (એમ જાણીને કે પોતે પોતાના દોષો સારુ જગત પાસે ક્ષમાનો ભૂખ્યો છે) સતોષી રહે, પોતાના શુભ નિશ્ચયોમાથી કદી ડગે નહિ, મનબુદ્ધિથી માડીને બધુ મને અર્પે એનાથી લોકોને ઉદ્વેગ ન થાય, તેઓ ન ડરે, તે પોતે લોકોથી ન દુખ માને કે ડરે, મારો ભક્ત હર્ષ, શોક, ભય વગેરેથી મુક્ત હોય, તેને કશા પ્રકારની ઇચ્છા ન હોય, તે પવિત્ર હોય, કુશળ હોય, તેણે મોટામોટા આરભો છોડ્યા હોય, નિશ્ચયમા દૃઢ રહેતો છતો શુભ અને અશુભ પરિણામ બનેનો તે ત્યાગ કરે, એટલે કે તેને વિષે નિશ્ચિંત રહે તેને શત્રુ કોણ ને મિત્ર કોણ? તેને માન શું? અપમાન શું? એ તો મૌન ધારણ કરી જે મળ્યુ તેથી સતોષ પામી એકલો હોય નહિ એમ રહી વિચરે અને બધી સ્થિતિમા સ્થિર થઈ રહે આ પ્રમાણે જે શ્રદ્ધાવાન થઈને વર્તે તે મારા પ્રિય ભક્ત છે.

**પ્રશ્ન:** 'ભક્ત આરભ નહિ કરે એટલે શું, તે એકાદ દૃષ્ટાંતથી સમજાવશો?'

**ઉત્તર:** ભક્ત આરભ નહિ કરે એટલે કે કોઈ પણ વ્યવસાયના તેણે ઘાટ નહિ ઘડ્યા હોય. વેપારી કોઈ આજે કાપડનો વેપાર કરે છે તો આવતી કાલે લાકડાંનો ઉમેરવાનો ઉદ્યમ કરે અથવા કાપડના વેપારમા જ આજે એક દુકાન છે, કાલે બીજી પાચ કાઢીને બેસે એનુ નામ આરભ. ભક્ત તેમાં ન પડે આ નિયમ સેવાકાર્યમા પણ લાગુ પડે છે. આજે ખાદી મારફતે કરે છે તો કાલે ગાય મારફતે, પરમ દિવસે ખેતી મારફતે ને ચોથે દિવસે દાક્તરી મારફતે, એમ સેવક પણ પછાડા ન મારે તેને ભાગે જે આવે તે પૂરી રીતે કરી છૂટે જ્યા 'હું' ગયો ત્યા 'મારે' શું કરવાનુ હોય? 'સૂતરને તાતણે મને હરજીએ બાધી, જેમ તાણે તેમ તેમની રે મને લાગી કટારી પ્રેમની.' ભક્તના સર્વ આરભ ભગવાન રચે છે તેના બધા કર્મ પ્રવાહપ્રાપ્ત હોય તેથી તે 'सतुष्टो येन केनचित्' રહે સર્વારભત્યાગનો પણ આ જ અર્થ છે સર્વારભ એટલે સર્વ પ્રવૃત્તિ કે કાર્ય નહિ પણ તે કરવાના વિચારો, ઘોડા ઘડવા. તેનો ત્યાગ એટલે તે આરભો ન કરવા, ઘોડા ઘડવાની ટેવ હોય તો છોડી દેવી 'इदमद्य मया लब्ध इम प्राप्स्ये मनोरथम्' આ આરભત્યાગથી ઊલટો છે આમાં મને લાગે છે, કે તમારે પૂછવાનું બધુ સમાઈ જાય છે બાકી રહ્યુ હોય તો પૂછજો'

('ગીતાબોધ'માંથી)

(૩)

## મહાવીર સ્વામીનો ધર્મોપદેશ

૧ હે ગૌતમ! ક્ષણમાત્ર પણ પ્રમાદ ન કર.

૨ કાદવમાં ખૂચી ગયેલો હાથી જેમ કિનારો જોવા છતા ઊઠી આવી શકતો નથી,

તેમ કામગુણમાં આસક્ત થયેલા અમે સત્ય માર્ગ દેખવા છતાં તેને અનુસરી શકતા નથી.

૩. દાભડાની ટોચ પર રહેલાં જળબિંદુ જેવા ચંચળ કામભોગો છે, તો ક્ષીણ થતા ટૂંકા આયુષ્ય કાળમાં શા માટે કલ્યાણમાર્ગને ન જાણવો ?

૪. પાંચ ઇંદ્રિયો, ક્રોધ, માન, માયા અને લોભ તથા દુર્જય એવા આત્માને જીતવો એ ઉત્તમ છે; કારણ કે આત્મા જીત્યો તેણે સર્વ જીત્યું.

૫. કૈલાસ પર્વત જેવડા સોના અને રૂપાના અસંખ્ય પર્વતો કદાચ આપવામાં આવે, તોપણ લોભીને પૂરતા નથી; કારણ કે લોભીની ઇચ્છાઓ આકાશ જેવી અનંત છે.

૬. કાળ ઉતાવળો થાય છે, અને રાત્રિઓ જલદી પસાર થતી જાય છે. મનુષ્યોના કામભોગો પણ નિત્ય નથી. પક્ષીઓ જેમ ફળ ખરી ગયા પછી વૃક્ષને તજી દે છે, તેમ પ્રાપ્ત થયેલા કામભોગો પણ પુરુષને તજી દે છે.

૭. મહિનેમહિને લાખો ગાયો દેનારાના દાન કરતાં, કાંઈ ન આપનારાનું સંયમાચરણ શ્રેષ્ઠ છે.

૮. 'આ મારું છે અને આ મારું નથી. આ મેં કર્યું, અને આ નથી કર્યું.' આ પ્રમાણે બબડતા જીવને રાત્રિ અને દિવસોરૂપી ચોરો ચોરી રહ્યા છે.

૯. આ લોકમાં જે શુદ્ધ અગ્નિની માફક પાપથી રહિત થઈ પૂજાયેલો છે, તેને જ કુશળ પુરુષો બ્રાહ્મણ કહે છે.

૧૦. જે ક્રોધથી, હાસ્યથી, લોભથી કે ભયથી અસત્ય બોલતો નથી, તેને બ્રાહ્મણ કહી શકાય.

૧૧. મસ્તકનું મૂંડન કરવાથી સાધુ થવાતું નથી. ૐકારના ઉચ્ચારણથી બ્રાહ્મણ થવાતું નથી તેમ અરણ્યવાસથી મુનિ થવાતું નથી કે ભગવાં વસ્ત્ર પહેર્યેથી સાધુ થવાતું નથી.

૧૨. સમભાવથી સાધુ થવાય છે; બ્રહ્મચર્યના પાલનથી બ્રાહ્મણ થવાય છે; જ્ઞાન હોય તે મુનિ અને તપસ્વી હોય તે તાપસ કહેવાય છે.

૧૩. વર્ણવ્યવસ્થા જન્મગત નથી, પણ કર્મગત છે. કર્મથી જ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર થવાય છે.

૧૪. કમળ પાણીમાં ઉત્પન્ન થવા છતાં પાણીથી લેપાતું નથી, તેમ વાસનાઓથી જે અલિપ્ત થાય તે જ સાચો બ્રાહ્મણ છે.

૧૫. જેમ ઈંડામાંથી પક્ષી અને પક્ષીમાંથી ઈંડું એમ પરસ્પર કાર્યકારણભાવ છે, તે જ પ્રમાણે મોહમાંથી તૃષ્ણા અને તૃષ્ણામાંથી મોહ એમ પરસ્પર જન્યજનકભાવ મહાપુરુષોએ કહ્યો છે.

૧૬. જેને મોહ થતો નથી તેનું દુઃખ હણાયું છે; જેના હૃદયમાંથી તૃષ્ણાનો દાવાનળ બૂઝયો છે તેનો મોહ હણાયો છે; અને જેનો લોભ હણાયો છે તેને આસક્તિ જેવું કશું નથી.

૧૭. જે માણસ પોતાનું દુઃખ જાણે છે, તે બહારનાનું દુઃખ જાણે છે અને જે બહારનાનું દુઃખ જાણે છે, તે પોતાનું દુઃખ જાણે છે. શાંતિને પામેલા સંયમીઓ બીજાની હિંસા કરી જીવવા નથી ઇચ્છતા.

૧૮. વિષયોના સ્વરૂપને જે બરાબર જાણે છે, તે સંસારને બરાબર જાણે છે; અને જે વિષયોનું સ્વરૂપ નથી જાણતો તે સંસારનું સ્વરૂપ પણ નથી જાણતો.

૧૯. હે ભાઈ! તારી જાત સાથે જ યુદ્ધ કર. બહાર યુદ્ધ કરવાથી શું? એના જેવી યુદ્ધને યોગ્ય બીજી વસ્તુ મળવી દુર્લભ છે.

૨૦. હે ભાઈ! તું જ તારો મિત્ર છે; બહાર ક્યાં મિત્ર શોધે છે? તારી પોતાની

જાતને જ નિગ્રહમા રાખ, તો બધા દુ ખોમાથી મુક્ત થઈ શકીશ.

૨૧. જગતમા જ્યા સાં આરામ છે એમ સમજીને, ત્યાથી ઇંદ્રિયો હઠાવીને, સંયમી પુરુષે જિતેન્દ્રિય થઈને વિચરવુ જે પોતાના કાર્યો સાધવા ઇચ્છે છે, તેવા વીર પુરુષે હમેશા જ્ઞાનીના કહ્યા પ્રમાણે પરાક્રમ કરવુ

૨૨. એકબીજાની શરમથી કે ભયથી પાપકર્મ ન કરનાર શુ મુનિ કહેવાય? ખરો મુનિ તો સમતાને બરાબર સમજીને, પોતાના આત્માને નિર્મળ કરનારો હોય છે.

૨૩. જે સરળ હોય, મુમુક્ષુ હોય અને અદંભી હોય, તે જ સાચો અનગાર છે. જે શ્રદ્ધાથી માણસ ગૃહત્યાગ કરે, તે જ શ્રદ્ધાને, શકાઓ અને આસક્તિ છોડી, હમેશા ટકાવી રાખવી જોઈએ વીર પુરુષો એ મહામાર્ગે જ ચાલેલા છે

૨૪ 'આ મારુ છે' એવો સકલ્પ જે છોડે છે તે મમતને છોડે છે જેને મમત્વ નથી, તે જ મુનિ સાચો માર્ગદ્રષ્ટા છે

૨૫ હે ભાઈ! વિવેકપૂર્વક ચાલો, વિવેકપૂર્વક ઊભા રહો, વિવેકપૂર્વક બેસો, વિવેકપૂર્વક સૂઓ, વિવેકપૂર્વક ભોજન કરો, અને વિવેકપૂર્વક બોલો કોઈ પણ પ્રકારનું પાપ વડે બંધન થશે નહિ.

૨૬ શરીરને નાવ, જીવને નાવિક અને આ સસારને સમુદ્ર કહ્યો છે. મહર્ષિજનો આ સંસારસમુદ્રને તરી જાય છે.

૨૭ દુર્જય સગ્રામમા લાખો યોદ્ધાઓને જીતનાર, જો માત્ર પોતાના આત્મા પર વિજય મેળવે, તો તે તેનો સર્વશ્રેષ્ઠ વિજય કહી શકાય.

૨૮. વિષયોના સ્વરૂપને જે બરાબર જાણે તે સંસારને બરાબર જાણે છે અને જે વિષયોનું સ્વરૂપ નથી જાણતો, તે સસારનું સ્વરૂપ પણ નથી જાણતો.

૨૯. પ્રમાદીને બધે પ્રકારે ભય છે, અપ્રમાદીને કોઈ પ્રકારે ભય નથી.

૩૦ જગતના લોકોની કામનાઓનો પાર નથી તેઓ ચાળણીમાં પાણી ભરવાનો પ્રયત્ન કરે છે

૩૧ પોતાને કે પરને માટે જે માણસ પાપકર્મો કરે છે, તેના ફળ તેને એકલાને જ ભોગવવા પડે છે તે વખતે બધુઓ બધુના દુઃખમાં ભાગ રાખવી શકતા નથી.

૩૨ પોતાની જાતને જીતવી જોઈએ. પોતાની જાત જીતવી જ મુશ્કેલ છે. જેણે પોતાની જાત જીતી છે, તે આલોક અને પરલોકમાં સુખી થાય છે.

૩૩. સૂતેલાઓની વચ્ચે જાગૃત રહેવુ. તીવ્ર બુદ્ધિવાળા પંડિતે આયુષ્યનો વિશ્વાસ ન કરવો કાળ નિર્દય છે અને શરીર અબળ છે, માટે ભારડ પક્ષીની પેઠે અપ્રમત્ત રહેવુ

૩૪ વાણીની ચતુરાઈ બચાવી શકતી નથી, વિદ્યાનું શિક્ષણ પણ શી રીતે બચાવે? પોતાને પંડિત માનતા મૂર્ખ લોકો પાપકર્મોમા ખૂચેલા રહે છે

૩૫ કોઈ અજ્ઞાની મનુષ્ય મહિનેમહિને દાભની અણી પર રહે તેટલું અન્ન ખાઈને, ઉગ્ર તપ કરે, તોપણ તે માણસ સત્પુરુષોએ બતાવેલા ધર્મને અનુસરનારા મનુષ્યના સોળમા હિસ્સાને ય ન પહોંચે

૩૬. જેને મૃત્યુ સાથે મિત્રતા છે, જે તેના હાથમાથી ભાગી શકે છે, અથવા 'હું મરવાનો નથી' એવુ જે જાણે છે તે એવો વિચાર કરી શકે, કે 'આ હુ આવતી કાલે કરીશ.'

('શ્રમણ ભગવાન મહાવીર'માંથી)

(૪)

## ધર્મનાં પદો

જાગનારાને રાત લાંબી લાગે છે, થાકેલાને જોજન જેટલું અંતર પણ લાંબું લાગે છે, સતધર્મને નહિ સમજતાં અજ્ઞાની માનવોને સંસાર લાંબો લાગે છે.

સાધકને પોતા કરતાં ઉત્તમ કે પોતાની સમાન સહચરસાથી ન મળે, તો તેણે દૃઢપણે એકલા જ જીવન વિતાવવું; પરંતુ મૂઢ મનુષ્યોને સાથી ન કરવા.

'પુત્રો મારા છે', 'ધન મારું છે' એમ કહીકહીને મૂઢ મનુષ્ય હેરાન થાય છે; પરંતુ પોતે જ પોતાનો નથી, ત્યાં પુત્રો કે ધન પોતાનું શાનું થઈ શકે?

જે મૂઢ મનુષ્ય પોતાની મૂઢતાને જાણે છે, તેને પંડિત કહી શકાય; અને જે મૂઢ પોતાને પંડિત માને છે, તેને મૂઢ કહી શકાય.

મૂઢ માનવી જીવતાં સુધી પણ પંડિતનો સમાગમ સેવે છતાં જેમ કડછી દાળના રસને જાણી શકતી નથી, તેમ તે ધર્મને જાણી શકતો નથી.

ડાહ્યો મનુષ્ય બે ઘડી પણ પંડિતનો સમાગમ સેવે એટલામાં જ જેમ જીભ દાળના રસને જાણે છે, તેમ તે ધર્મને સત્વર જાણી જાય છે.

દુષ્ટબુદ્ધિવાળા મનુષ્યો શત્રુની સાથે વર્તતા હોય તેમ પોતાના આત્મા સાથે વર્તે છે. તેઓ જેનાં ફળ કડવાં હોય છે, એવાં પાપકર્મો કરતા રહે છે.

જે કર્મ કર્યા પછી પસ્તાવું પડે અને જેનું પરિણામ આંસુવાળે મોઢે રોતાંરોતાં ભોગવવું પડે, તે કર્મ કરવું સારું નથી.

જે કર્મ કર્યા પછી પસ્તાવું ન પડે અને જેનું પરિણામ પ્રસન્ન ચિત્તે આનંદ સાથે ભોગવવાનું આવે, તે કર્મ કરવું સારું છે.

પાપનું ફળ જ્યાં સુધી પાકતું નથી, ત્યાં સુધી મૂઢ માણસ પાપને મધ જેવું મીઠું માને છે; પરંતુ જ્યારે પાપનું ફળ પાકી જાય છે, ત્યારે એ મૂઢ દુઃખ પામે છે.

કોઈ મૂઢ માનવ દર્ભની અણી ઉપર આવે તેટલું ભોજન પ્રતિ માસે લે છતાં તે ધર્મને સમજનારા લોકોની સોળમી કળાને પણ લાયક થઈ શકતો નથી, અર્થાત્ ગમે તેવું ઘોર તપ તપનાર પણ ધર્મને સમજનારાની તોલે આવી શકતો નથી.

તાજું દૂધ જેમ ઝટ દઈને દહીંરૂપને પામી શકતું નથી, તેમ તાજું કરેલું પાપકર્મ ઝટ દઈને પોતાનું ફળ આપી શકતું નથી; પરંતુ તે પાપકર્મ રાખથી ઢંકાયેલા અગ્નિની પેઠે મૂઢ માણસને નિરંતર દઝાડતું રહે છે.

મૂઢ માણસની પંડિતાઈ જ્યાં સુધી અનર્થકારી નીવડે છે, ત્યાં સુધી એ માથું ફોડતી પંડિતાઈ તેની પવિત્રતાનો નાશ કરે છે.

મૂઢ ભિક્ષુ જે ભાવના પોતાનામાં ન હોય તે પોતાનામાં છે એવું ઇચ્છે છે, બીજા ભિક્ષુઓમાં પોતાનો માનમરતબો ઇચ્છે છે, ગૃહસ્થોનાં ઘરોમાં પોતાનું ઐશ્વર્ય અને બીજાં કુલોમાં પોતાની પૂજા કે પ્રતિષ્ઠા ઇચ્છે છે.

તથા ગૃહસ્થો અને ભિક્ષુઓ બન્ને હું કરું તેને જ માને, મારું કહ્યું જ કરે, મારી 'હાએ હા પાડે' એમ ઇચ્છે છે, તેઓ કોઈ પણ વિધિ કે નિષેધના કાર્યમાં અથવા નાનાંમોટાં બધાં કાર્યોમાં મારે જ વશ રહે એમ ઇચ્છે છે. એ પ્રમાણેના એ મૂઢ ભિક્ષુના સંકલ્પોને લીધે તેનાં તૃષ્ણા અને અભિમાન વધે છે.

માન-પૂજા વગેરેના લાભનો માર્ગ જુદો છે અને નિર્વાણનો માર્ગ જુદો છે. એ પ્રમાણે

એને બરાબર સમજી લઈને બુદ્ધનો શ્રાવક એવો ભિક્ષુ સંસારના માન-પૂજાને ન વાંછે અને એકાન્તમાં રહીને અલિપ્ત રહેવાની વૃત્તિને કેળવે

દોષો બતાવનારને દાટેના ધનનો ભંડાર બતાવનાર જેવો સમજવો આપણને સુધારવા સારુ નિગ્રહના વચનો કહેનો હોય એવા બુદ્ધિમાન પંડિતનો સમાગમ રાખવો. એવાના સમાગમથી કલ્યાણ થાય છે, પાપ થતું નથી

ઠપકો આપે, શાસન કરે, અસભ્ય પ્રવૃત્તિથી અટકાવે—આવો મનુષ્ય સત્પુરુષોને પ્રિય લાગે છે અને અસત્પુરુષોને—પાપ પુરુષોને અપ્રિય લાગે છે.

પાપી મિત્રોની સોબત ન કરવી, અધમ પુરુષોનો સમાગમ ન રાખવો, કલ્યાણકર મિત્રોની સોબત કરવી અને ઉત્તમ પુરુષોનો સમાગમ રાખવો.

ધર્મમા પ્રીતિવાળો મનુષ્ય પ્રસન્ન ચિત્તથી સુખે સૂઈ શકે છે—રહી શકે છે પંડિત પુરુષ, આર્યોએ જણાવેલા માર્ગમા હમેશા રમણ કરે છે

પાણી વાળનારા પાણી વાળે છે, બાણને ઘડનારા બાણને નમાવે છે—સીધું કરે છે, સુતારો લાકડાને નમાવે છે એ જ પ્રમાણે, પંડિત-પુરુષો પોતાના આત્માનુ દમન કરે છે

નક્કર પર્વત જેમ પવનથી કંપતો નથી, તેમ પંડિત પુરુષ નિંદા અને પ્રશંસાથી કંપતો નથી, અર્થાત્ નિંદાથી ગભરાતો નથી અને પ્રશંસાથી ફુલાતો નથી.

('ધમ્મપદ-ધર્મ'ના પદોમાથી)

(૫)

## ઈશુની આર્ષવાણી

ઈશુએ વાપરેલા નીચેના સુભાષિતો અને દૃષ્ટાંતો યુરોપની ભાષાઓમા તુલસીદાસની ચોપાઈઓ અને દોહરાઓની જેમ પ્રસરી ગયા છે

જૂના કપડા પર નવા કપડાનુ થીગડું ન દેવાય, કારણ કે તેથી જૂના પર વધારે ખેંચ પડે અને વધારે ચિરાય.

તેમ જ જૂના (ચામડાના) ગાડવામા નવો દ્રાક્ષાસવ ન ભરાય; કારણ કે તેથી ગાડવો ફાટે અને આસવ ઢોળાઈ જાય.

ઈશ્વર જે જ્ઞાન મોટાઓથી સંતાડે છે, તે બાળકોને આપે છે.

રાજ્યમા ફૂટ હોય તો રાજ્ય નાશ પામે, નગરમા હોય તો નગર, કુટુંબમા હોય તો કુટુંબ.

સેતાન દ્વારા સેતાનિયતનો નાશ ન થઈ શકે.

જે ઈશ્વરનો નથી, તે તેનો વિરોધી જ કહેવાય જે સાથે રહી લણવામા ભળતો નથી, તે ધાન્યને રગદોળનારો જ ગણાય.

સંપત્તિવાનને પ્રભુના ધામમા પેસવા કરતા સોયના નાકામાથી ઊંટને પસાર થવું વધારે સહેલુ છે

દાંભિકનો ધર્મ ફીડી ગાળીને ઊંટ ગળી જવા જેવો છે, અથવા વાસણને બહારથી અજવાળીને અંદરથી ગંદુ રાખવા જેવો છે; અથવા બહારથી ધોળેલી અને અંદર હાડકાં માંસથી ભરેલી કબરો જેવો છે.

અને દાંભિકો તેમના પૂર્વજોએ મારી નાખેલા સંતોની કબરો હવે પૂજે છે, પણ પોતાના સમયના સંતોને તેમની જેમ જ મારી નાખે છે

દિન રાત્રિ પણ મારી નગળી

દીવો સળગાવી કોઈ તેને ખાટના નીચે સંતાડે નહિ, પણ બધે પ્રકાશ પડે તે રીતે વચ્ચે ગોઠવે. તેમ જ્ઞાન સંતાડી રાખવાનું ન હોય.

મીઠું જ મોળુ થાય તો તેને શાથી સુધારાય? તેમ મુખ્ય માણસો જ મોળા પડે તો શું કરી શકાય?

સંત પોતાના ઘરમાં પૂજાતો નથી.

ભગવાનની ઇચ્છા હોય તો નકામો ગણાયેલો પથરો. મંદિરને શિખરે જઈ ચડે છે.

સમૃદ્ધિમાંથી આપેલું દાન તંગીમાંથી આપેલા દાન આગળ નજીવું છે.

ઈશ્વરને ત્યાં તે શ્રેષ્ઠ અને તે જ આગેવાન, જેની પરિચર્યા અને સેવા સૌથી વધારે.

(એક માણસે પોતાના ઘરની વ્યવસ્થા કરી આવી પછી ઈશુના સાથી થવા ઇચ્છા દર્શાવી. તેને ઈશુએ કહ્યું:)

હળ પર હાથ મૂક્યા પછી જે પાછું વળીને જુએ, તે ઈશ્વરના ધામનો અધિકારી થઈ શકતો નથી.

ભણેલા અને ડાહ્યાઓથી ઈશ્વર જે સંતાડે છે, તે બાળકોને દેખાડે છે.

દીકરો રોટી માગે તો કયો બાપ તેને પથરો આપશે? અથવા માછલી માગે તો સાપ આપશે? અને ઈંડું માગે તો વિંછી? તો ભગવાન તેથી યે વધુ કરે તેમાં શી નવાઈ? તમે નાશવંત વસ્તુ માગશો તો યે તે અવિનાશી વસ્તુ આપશે.

જે તલવાર ઉગામશે તે તલવારથી જ મરશે.

કેટલા વાગ્યે ચોર આવશે એમ જો માલિક જાણતો હોય તો ચોરી થવા દે નહિ, અને અમુક વાગ્યે જ ચોરથી સાવધ રહેવું એમ કોઈ સમય બાંધી શકે નહિ.

ઈશ્વરનું ધામ આંખથી નિહાળી શકાય કે આંગળીથી ચીંધી શકાય એવું નથી. તે તમારી અંદર જ છે.

પુનર્જન્મ થયા વિના ઈશ્વરના ધામમાં જઈ શકાતું નથી. શરીરથી શરીર ઉત્પન્ન થાય છે. આત્માથી આત્મા. પુનર્જન્મ એટલે શરીરનો નહિ, પણ આત્માનો [જ્ઞાન તથા શ્રદ્ધા દ્વારા].

('ઈશુ ખ્રિસ્ત'માંથી)

(૧)

## મહમદ સાહેબનો ઉપદેશ

અમરૂ લખે છે, મેં પેગંબરને પૂછ્યું. 'ઇસ્લામ શી ચીજ છે?' તેમણે જવાબ આપ્યો, 'વાણી પવિત્ર રાખવી અને અતિથિનો સત્કાર કરવો.' મેં પૂછ્યું, 'ઈમાન શી વસ્તુ છે?' તેમણે કહ્યું, 'ધીરજ ધરવી અને બીજાઓનું ભલું કરવું.' —અહમદ

અબુ ઉમામા લખે છે, કોઈએ પૂછ્યું. 'હે પેગંબર! ઈમાન શી ચીજ છે?' તેમણે જવાબ આપ્યો, 'જ્યારે તને સત્કાર્ય કરતાં આનંદ થાય અને દુષ્કર્મ કરતાં દુઃખ થાય, ત્યારે તું ઈમાનદાર છે.' તેણે પૂછ્યું, 'અને પાપ શી વસ્તુ છે?' ઉત્તર મળ્યો, 'જે કોઈ કામ કરતાં તારા આત્માને આઘાત લાગે (તે પાપ છે) તે ન કરીશ.' —અહમદ

મહંમદ સાહેબે કહ્યું, 'ઈમાન માણસને દરેક પ્રકારનો જુલમ કરતાં અટકાવવા માટે છે. કોઈ મોમિન (ઈમાનદાર) કોઈ પર જુલમ ન કરી શકે.' —અબુ હુરેરા, અબુ દાઊદ

એક જણે પૂછ્યું, 'હે પેગંબર! ઇસ્લામની સૌથી મોટી પિછાન કઈ છે?' ઉત્તર મળ્યો, 'ભૂખ્યાંને ભોજન આપવું અને જાણીતા કે અજાણ્યા સૌને સલામ કરવી.' (અરબીમાં સલામનો અર્થ 'સલામતી' એટલે ભલું ઇચ્છવું એવો છે.) —મુસ્લિમ

મહંમદ સાહેબે કહ્યું, 'પોતાનો પાડોશી પાસે જ ભૂખ્યો પડ્યો હોય, ત્યારે પણ જે માણસ પોતે પેટ ભરીને ખાઈ લે છે તે મોમિન નથી.' —બૈહકી

'મોમિન તે છે જેના હાથમાં પોતાનો જાન અને માલ સોંપીને સૌ નિશ્ચિંત રહે.' —બુખારી, મુસ્લિમ

'મોમિન થવા માગતો હોય તો તારા પાડોશીનું ભલું કર, અને મુસ્લિમ થવા ઇચ્છતો હોય તો જે કંઈ તારે માટે સારુ માનતો હોય તે જ સૌને માટે સારુ માન અને બહુ હસીશ નહિ, કારણ કે ખરેખર, વધારે હસવાથી હૃદય કઠોર બની જાય છે.' —તિરમિઝી

'બળવાન તે નથી જે બીજાઓને નીચે પાડી નાખે, આપણામા બળવાન તે છે જે પોતાના ગુસ્સાને કાબૂમા રાખે છે.'

—બુખારી, મુસ્લિમ

'કોઈએ પેગમ્બરને કહ્યું, 'મુશરીકો(એક અલ્લા સાથે બીજા દેવોને પૂજનારા)ની વિરુદ્ધ અલ્લાને પ્રાર્થના કરો અને તેમને શાપ આપો.' પેગમ્બરે જવાબ આપ્યો, 'મને ફક્ત દયા કરવા મોકલવામા આવ્યો છે, શાપ દેવા નહિ.'

—મુસ્લિમ

'કોઈ પણ નશાની ચીજનો ઉપયોગ કરવો એ સૌ પાપોનું પાપ છે.' —રઝીન

મહંમદ સાહેબની તલવારની મૂઠ પર આ શબ્દો કોતરેલા હતા. 'જે તને અન્યાય કરે તેને તું ક્ષમા આપ, જે તને પોતાથી વિખૂટો કરે તેની સાથે મેળ કર, જે તારા પ્રત્યે બૂરાઈ કરે તેના પ્રત્યે તું ભલાઈ કર, અને હમેશા સત્ય બોલ, પછી ભલે તે તારી વિરુદ્ધ જતું હોય.' —રઝીન

સૌ પ્રાણીઓ પરમાત્માનું કુટુબ છે, અને જે આ પરમાત્માના કુટુબનું ભલુ કરે છે તે પમાત્માને સૌથી પ્રિય છે —બૈહકી

મહમદ સાહેબે એકવાર કહ્યું, 'મૃત્યુ પછી અલ્લા પૂછશે, 'હે માનવ સતાન, હું બીમાર હતો અને તું મને જોવા નહોતો આવ્યો.' માણસ કહેશે, 'હે મારા રબ, હું તને જોવા કેવી રીતે આવી શકું? તું તો આખી દુનિયાનો માલિક છે.' અલ્લા ફરી પૂછશે, 'હે માનવ સતાન' મે તારી પાસે ભોજન માગ્યુ હતું અને તેં મને ભોજન નહોતું આપ્યુ.' માણસ કહેશે, 'હે મારા રબ' તું તો આખી દુનિયાનો માલિક છે હું તને ભોજન કેવી રીતે આપી શકું?' અલ્લા પૂછશે, 'હે માનવ સતાન' મે તારી પાસે પાણી માગ્યુ હતું અને તેં મને પાણી નહોતું આપ્યુ.' માણસ કહેશે, 'હે મારા રબ' હું તને પાણી કેવી રીતે આપી શકુ? તુ તો આખી દુનિયાનો માલિક છે.' પછી અલ્લા જવાબ આપશે, 'શુ તને ખબર નહોતી કે મારો એક બંદો બીમાર હતો? તુ તેને જોવા ન ગયો તને ખબર નહોતી કે તું એને જોવા જાત તો જરૂર મને તેની પાસે જોત? શું તને ખબર નહોતી કે મારા એક બદાએ તારી પાસે ભોજન માગ્યુ હતુ અને તે એને ભોજન નહોતું આપ્યુ? શુ તને ખબર નહોતી કે તું એને ભોજન આપત તો મને એની સાથે પામત? મારા એક બદાએ તારી પાસે પાણી માગ્યુ અને તે એને પાણી ન આપ્યુ જો તું એને પાણી આપત તો ખરેખર તુ મને તેની સાથે મેળવત.' —મુસ્લિમ

('હજરત મહમદ અને ઇસ્લામ'માથી)

## (૭)

## અષો જરથુષ્ટ્રનું ધર્મનવનીત

૧. સર્વશક્તિમાન, સર્વજ્ઞ, વિશ્વનિર્માતા 'અહૂર મઝદ' એનું અમે પૂજન કરીએ છીએ.

૨ મઝદનો ધર્મ એ જ સત્ય ધર્મ છે. અમારુ ધર્મશાસ્ત્ર કહે છે, કે 'ધર્મમાર્ગ એક જ છે અને તે જ સત્યનો માર્ગ છે.'

૩ પરમેશ્વરના પ્રેરિત પુણ્યશીલ જરથુષ્ટ્રે આ સ્વર્ગીય ધર્મ જગત ઉપર આપ્યો

૪ સદ્વિચાર, સચ્છબ્દ, અને સત્કૃત્યો આ ત્રણ શબ્દોમા અમારા ધર્મતત્ત્વોનુ રહસ્ય સમાય છે.

૫. અમારા પૂજ્ય અવતારમાં અષો જરથુષ્ટ્રે કહ્યું છે:

(અ) માનવતાનું અને જગતનું ધ્યેય વિકાસ જ છે.

(આ) સત્યાસત્યનો નિર્ણય કરવાનો સ્ત્રી–પુરુષને સરખો જ અધિકાર છે.

(ઇ) બુદ્ધિ અને જ્ઞાનનાં કિરણોમાં સંચાર કરવાની સ્ત્રીપુરુષોને સરખી જ છૂટ છે.

(ઈ) બધા માણસો શ્રીમંત–ગરીબ, રાજા–પ્રજા એ સમાન દરજ્જાના હોઈ શાશ્વત જીવન ઉપર અને વિકાસ ઉપર તેમનો સરખો જ હક્ક છે, પણ જેને એ જીવન અને પરિણતિ પ્રાપ્ત કરી લેવી હશે તેને સદ્ધર્મનું આચરણ કરવું જોઈશે.

(ઉ) ધર્મશીલ માણસો સમતા, બંધુતા અને શાંતિ એ બધાં સ્વર્ગીય સામ્રાજ્યો આ જગતમાં સ્થાપન કરી શકશે.

અમે જરથુષ્ટ્રના અનુયાયીઓ પ્રાર્થના કરીએ છીએ કે જેમણે વિકાસ તરફ જગતની પ્રગતિ કરી છે, તેમની યોગ્યતા અમને આવો. પુણ્યશીલ જરથુષ્ટ્રે વિકાસનો માર્ગ પણ સ્પષ્ટ રીતે દેખાડી દીધો છે, તે નીચે પ્રમાણે છે:

(અ) સત્ય અને ધાર્મિકતા એ જ અમારા આયુષ્યનું અખંડ ધ્યેય હોવું જોઈએ. અમારે તેને સંપૂર્ણતાના શિખરે લઈ જવાને બનતો પ્રયત્ન કરવો જોઈએ. સવારે ઊઠ્યા પછી અને રાત્રે સૂતી વખતે અમે જે પ્રાર્થના બોલીએ છીએ તેમાં આજ તત્ત્વનું મંડન છે. 'ધાર્મિકતા એ સર્વશ્રેષ્ઠ પુણ્ય છે.' તે જ સૌખ્યનું નિધાન છે. અત્યંત ધાર્મિક કાર્યમાં શ્રેષ્ઠ સત્યની બાજુ પકડી ચાલનાર પુણ્યપુરુષ સુખ પામે છે.

(આ) મનમાં સદ્વૃત્તિ રાખવી જોઈએ. જ્ઞાનનો સાક્ષાત્કાર થતાં સુધી પરમેશ્વરે આપેલી બુદ્ધિને શિક્ષણથી પૂર્ણતા તરફ દોરી જવી. આપણું મન સદ્વ્રત થઈને અહૂર મઝદમાં શાંતિથી વિલીન થાય, ત્યારે પૂર્ણજ્ઞાનનું તેજ આપણને માર્ગદર્શક થશે. પછી સદ્વિચાર, સચ્છબ્દ અને સત્કૃત્યોના આચરણમાં જ આપણે તત્પર રહીશું.

(ઇ) દાન, નિષ્ઠા, પ્રેમ અને લોકસેવા એ આપણા વિકાસ માટે જરૂરી છે. આત્મોન્નતિ અને લોકસેવા એ એકરૂપ જ છે.

(ઈ) સમાજમાં ઊંચનીચ, શ્રેષ્ઠકનિષ્ઠ આવાં બધાંઓને કલ્યાણકારક થાય એવી રીતની શાસનસંસ્થા સ્થાપવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ. પરમેશ્વરનાં બધાં જ સંતાનોને સમતાથી રાખવાં એ જ ખરો ધર્મ છે. આથી જ દૈવી સામ્રાજ્ય પૃથ્વી પર ચાલુ થશે.

(ઉ) શરીર એ આદ્ય ધર્મસાધન છે, માટે તેની પૂર્ણપણે સંભાળ રાખવી, તેમ જ જનહિતની દૃષ્ટિથી આપણું ઘર, આપણો સમાજ, અને આપણો દેશ રોગવિનાનો કરવા ખરા દિલથી મહેનત કરવી જરૂરની છે.

(ઊ) ઉપરનાં તત્ત્વો પ્રમાણે ચાલી, જીવનનું સાર્થક કરવું એટલે આ જગતમાં માણસનો પૂર્ણવિકાસ થશે અને જડદેહનો ત્યાગ કર્યા પછી ગીતનિવાસમાં અહૂર મઝદની સાથે કાયમનો આનંદોપભોગ લેતાં તે પરમપદ મેળવશે.

('એશિયાના ધર્મદીપકો'માંથી)

✱

# સત્યવીર સૉક્રેટિસ

લેખક

શ્રી. રામનારાયણ ના પાઠક

શ્રી પાઠકે જ્યારે આ કથા લખી મોકલી, ત્યારે પૂજ્ય બાપુનો દેહ આપણી વચ્ચે હરતોફરતો હતો. આજે માટી માટીમા ભળી ગઈ છે અને આત્માનો પ્રકાશ વિશ્વમા વ્યાપી ગયો છે. આ સત્યવીરની કથા વર્ષો પહેલા પૂજ્ય બાપુએ લખી હતી એ કથાને અંતે, મૃત્યુ પહેલાના સૉક્રેટિસના નિવેદનને અંતે પૂજ્ય બાપુએ જે અભિલાષા સેવી હતી તે એમના શબ્દોમાં જ વાચીએ ૧૯૦૮માં પૂજ્ય બાપુએ એ કથાને છેડે લખ્યુ હતુ

'આ ઐતિહાસિક વાત છે, એટલે કે બનેલો બનાવ છે જેમ સૉક્રેટિસે અંત સુધી નીતિ જાળવી, અને મોતની ભેટ આશક જેમ માશૂકને મળે તેમ કરી, તેવુ નીતિબળ અમારા વાચનારને અને અમને પણ પ્રાપ્ત થાય એવુ અમે ખુદાની પાસે માગીએ છીએ ને વાચકો પણ તેમ માગે તેમ ઇચ્છીએ છીએ સૉક્રેટિસના વચન અને તેની રહેણીનો વારવાર વિચાર કરવા અમે બધાને સૂચવીએ છીએ '

'આ અતિ મહાપુરુષ, નીતિવાન, વીર સૉક્રેટિસ ઇ સ. પૂર્વે ૪૭૧ની સાલમા થઈ ગયો તે ગ્રીસ દેશમાં જન્મ્યો હતો અને તેની જિંદગી નીતિના ને પરોપકારનાં કામો કરવામા ગઈ હતી તેની નીતિ, તેના ગુણો કેટલાક અદેખા માણસો ન દેખી શક્યા, તેથી તેની ઉપર ખોટા તહોમતો મૂકવા લાગ્યા સૉક્રેટિસ ખુદાથી (ઈશ્વરથી) બહુ ડરીને ચાલનારો હતો, તેથી માણસોની ટીકાની દરકાર થોડી કરતો તેને મોતનો ભય ન હતો, પોતે સુધારક હતો અને ગ્રીસની રાજધાની–એથેન્સના લોકોમા જે સડો દાખલ થયો હતો તે કાઢવાને તે મથતો. તેમ કરતાં ઘણા લોકોના સંબધમા તે આવતો જુવાનિયાઓના મન ઉપર તેણે બહુ સારી અસર કરી હતી, અને તેઓના ટોળા તેની પાછળ ફરતા આથી કેટલાક લુટારાઓને લૂટવાનું મળતુ તે બધ થયુ માણસોને બગાડીને જેઓ પોતાની કમાણી કરતા તેઓની કમાણીમાં હરકત પહોચવા લાગી.'

'પરિણામે મહાજન મડળે તેને ઝેર પીને મરવાની સજા કરી '

'આ વીર પુરુષ પોતે ઝેર પીને મરણ પામ્યો અને જે દિવસે તે ઝેર પીવાનો હતો તે જ દહાડે તેણે શરીરના નાશવતપણા ઉપર અને જીવના અમરપણા ઉપર પોતાના મિત્ર–સાગરીત આગળ વ્યાખ્યાન કરેલુ એમ કહેવાય છે કે ઝેર લેવાની છેલ્લી ઘડી સુધી સૉક્રેટિસ જરાય ડગેલો નહિ. અને તેણે હસમુખે ચહેરે તે પીવેલું પોતાને જે વ્યાખ્યાન કરવાનું હતું તેનુ છેલ્લુ વાક્ય બોલીને, જેમ આપણે શરબતનો પ્યાલો રગથી પીએ તેમ તેણે ઝેરનો પ્યાલો રગથી પીધો '

'આજે દુનિયા સૉક્રેટિસને સભારે છે તેના શિક્ષણથી લાખો માણસને ફાયદો થયો છે તેની ઉપર તહોમત મૂકનારને અને તેને સજા આપનારને દુનિયા વખોડે છે. સૉક્રેટિસ તો અમર થઈ ગયો છે અને તેના નામથી ગ્રીસ પંકાયેલુ છે.' ગાંધીજી

[ સને ૧૯૦૮, ઇંડિયન ઓપિનીયન માટે લખાયેલ 'એક સત્યવીરની કથા' માથી ]

લગભગ અઢી હજાર વર્ષ પહેલાં ગ્રીસની રાજધાની ઍથેન્સમાં સૉક્રેટિસનો જન્મ થયો હતો. તેનો બાપ શિલ્પી હતો. સૉક્રેટિસ પણ મૂર્તિઓ ઘડવાનું કામ કરતો. પથ્થરમાં નાના અણીદાર ટાંકણા વડે એ મૂર્તિઓ કોતરતો તે જ પ્રમાણે સમાજના લોકોનાં મગજ ઉપર પોતાની સત્યશોધક, તીવ્ર બુદ્ધિથી ઘાટ ઘડતો. વૃદ્ધો સૉક્રેટિસની ઘડેલી મૂર્તિઓ ભારે કિંમત આપીને ખરીદતા અને જુવાનો સૉક્રેટિસના અનુભવની એરણ ઉપર ઘડાયેલા વિચારો વિનામૂલ્યે પોતાના અંતઃકરણમાં સંઘરતા. ધર્માધિકારીઓ, રાજકર્તાઓ અને પૈસાદારોનાં મહાલયો સૉક્રેટિસની શિલ્પકૃતિઓથી શોભતાં, જ્યારે જુવાનો અને આમવર્ગના લોકોનાં હૃદય-મંદિરમાં સૉક્રેટિસની વિચારમૂર્તિઓ વિરાજતી.

સૉક્રેટિસની ઉંમર વધતી ગઈ તેમ તેની શિલ્પકળા નમૂનેદાર બનવા લાગી અને શિલ્પકાર તરીકે એની ખ્યાતિ વધવા લાગી. સૉક્રેટિસનો ખરો રસ શિલ્પકળા નહીં પણ જીવનકળા ખીલવવાનો હોવાથી જોતજોતામાં એની નામના એક શિલ્પકાર કરતાં સમાજસુધારક તરીકે જામવા લાગી.

સવારમાં મૂર્તિઓ ઘડવા બેસતો હોય ત્યાં બારણે આવીને કોઈનો પોકાર પડે: 'સૉક્રેટિસ સાહેબ છે કે?' અને તરત જવાબમાં અવાજ આવે: 'આવો!' ટાંકણું નીચે મૂકીને સૉક્રેટિસ બહાર આવે અને તરત આવનાર સાથે વાતે વળગે. પથ્થરની મૂર્તિઓ ઘડવાનું બાજુએ રહે અને પેલાના ચિત્તમાં સૉક્રેટિસના સદ્વિચારની મૂર્તિ ઘડાવા લાગે.

આનો સૌથી પહેલો વિરોધ સૉક્રેટિસની સ્ત્રીએ ઉઠાવ્યો. આમ રોજ દિવસમાં દસ વાર, ગામના 'રખડુ' જુવાનિયા આવીને કામ પડતું મુકાવે એ એનાથી સહન થઈ શક્યું નહીં. ઘરમાં ખાવાના સાંસા પડવા લાગ્યા. એટલે એણે સૉક્રેટિસને અને જુવાનિયાને ઉધડા લેવાનું શરૂ કર્યું. સૉક્રેટિસ તો એ વિરોધને કાન દીધા વિના પોતાની વાતોમાં મશગૂલ રહેતો, પણ જુવાનિયાને એ અકરું લાગતું. એકવાર સૉક્રેટિસ હજી ટાંકણું લઈને મૂર્તિ ઘડવા બેસતો હતો ત્યાં ચારપાંચ જુવાનો આવ્યા અને પોતાનાં માબાપ વિરુદ્ધ ફરિયાદ કરવા લાગ્યા. સૉક્રેટિસ એમને સમજાવવા લાગ્યો કે 'માબાપ, સ્ત્રીપુત્ર અને પોતાના દેહ કરતાં ય સત્ય વિશિષ્ટ છે, માટે એને વફાદાર રહેવું...'

એટલામાં રસોડામાંથી એની સ્ત્રી વાઘણની પેઠે બહાર આવી અને તાડૂકી: 'તમને તે કોઈને શરમ છે કે નહિ? કેટલીવાર નાક વાઢવું? તમે તો નવરા છો પણ આને તો બાયડીછોકરાંનું પૂરું કરવું છે. જાઓ, બહાર નીકળો મારા ઘરમાંથી.' સૉક્રેટિસે શાંતિથી ઊંચે જોયું. એ દૃષ્ટિમાં કરુણા ભરી હતી. પોતાની સ્ત્રીનાં ક્રોધભર્યાં વચનોથી એને દુઃખ થતું હતું. એનું અજ્ઞાન ટાળવા એ અંતરમાં મૂક પ્રાર્થના કરતો હતો. પણ પેલા જુવાનિયાઓને આ હુમલો અસહ્ય થઈ પડયો. સૉક્રેટિસે કહ્યું: 'ચાલો આપણે સામા બગીચામાં જઈને બેસીએ.'

આગળ સૉક્રેટિસ અને પાછળ જુવાનો, જેવા ઘરની બહાર નીકળ્યા તેવું જ ઉપરથી ગંદું પાણી ઢોળાયું. સૉક્રેટિસે એવી જ પ્રેમળ દૃષ્ટિથી પાછું ફરી જોયું. એની સ્ત્રીએ ક્રોધાવેશમાં એઠું પાણી ફેંક્યું હતું! જુવાનો સામે જોઈને એ બોલ્યો: 'આટલી ગાજવીજ પછી વરસાદ તો થવો જ જોઈએ ને!'

તે દિવસે બગીચામાં જુવાનોએ સૉક્રેટિસના બોધવચનો સાંભળ્યાં તે કરતાં એમણે સ્ત્રીના ક્રોધ સામે જે ધૈર્ય બતાવ્યું, તેની અસર એમનાં અંતઃકરણ ઉપર વધારે થઈ

સૉક્રેટિસ પોતાની સ્ત્રીને સમજાવવા મથતો કે 'માણસ જો પ્રમાણિક શ્રમ કરે તો એને કદી ભૂખે પેટે સૂવું પડતું નથી' એનો સ્વાનુભવ સૉક્રેટિસને અનેકવાર થતો એકવાર સૉક્રેટિસ બજારમાં ચાલ્યો જતો હતો, ત્યાં બન્ને બાજુની દુકાનેથી દુકાનદારો કહી રહ્યા હતા 'કેમ ભાઈ, આપને શું જોઈએ?' 'કેમ સાહેબ શું આપું?' સાંભળીને સૉક્રેટિસ ઊભો રહી ગયો અને આકાશ સામે નજર કરી, બન્ને હાથ ઊંચા કરી ગદ્‌ગદ સ્વરે બોલી ઉઠ્યો 'હે પ્રભો! તેં આ દુનિયામાં માણસને જોઈએ તે કરતાંય કેટલી વધારે વસ્તુઓ નિપજાવી છે!' આવી અમર શ્રદ્ધા એ જુવાનોમાં પ્રેરતો

પોતાની સ્ત્રીનો વિરોધ સૉક્રેટિસ પ્રેમ અને શ્રદ્ધાથી શમાવતો પણ જુવાનોમાં સત્યપ્રીતિ વધવા લાગી અને સત્યાચરણનું બળ આવ્યું એટલે તેઓ પોતાનાં માબાપો આગળ ખરી વાત બેધડકપણે કહેવા લાગ્યા ધર્માધિકારીઓ ત્યાગ, તપ અને સંયમનો ઉપદેશ આપતા હોય એ વખતે મંદિરમાં જ તેમની સામે ઊભા થઈને જુવાનો કહેવા લાગ્યા 'તમે મોટા રાજમહેલમાં વસો છો, છત્રીપલંગમાં પોઢો છો, ગરીબગુરબાં પર સત્તા ચલાવો છો, એમાં ત્યાગ, તપ, સંયમ અને ભ્રાતૃભાવ ક્યાં આવ્યાં? તમે લોકો દંભી છો!'

એ જ પ્રમાણે અજ્ઞાન શ્રમજીવીઓને ગુલામ તરીકે રિબાવતા સત્તાધીશોને પણ એમણે આકરાં વેણ સંભળાવ્યાં

ભોળા અને થોડી બુદ્ધિવાળા લોકોને બુદ્ધિબળ અને ધનબળથી છેતરી તાલેવંત બનેલા ધર્માધ્યક્ષો, સત્તાધારીઓ અને ધનવાનોને તેમના જ દીકરાઓએ ખરા શબ્દો કહેવા માંડ્યા એ અસહ્ય થઈ પડ્યાં દુનિયામાં સાચી વાત કોઈથી સહન થતી નથી આંધળાને આંધળો ન કહેવાય એને 'સૂરદાસ' કહેવું પડે, નહિતર કહેશે: 'તારો બાપ આંધળો!' જુવાનોને ફટવનાર સૉક્રેટિસ છે એમ જાણી એ લોકોનો રોષ સૉક્રેટિસ પર ઊતર્યો. સૉક્રેટિસને છડેચોક ગાળો દેવાનું એમણે શરૂ કર્યું સૉક્રેટિસને તો ગાળો કે ખુશામત, સ્તુતિ કે નિંદા બધું સરખું હતું એ તો અપમાનને હસી કાઢતો અને ગાળોને ગળી જતો

સામાન્ય જનસમૂહ બીક અને સ્વાર્થને લીધે સત્તાધીશો સામે જાહેરમાં કશું બોલી ન શકે, પણ સાચી વાત તો તેઓ મનમાં સમજતા હોય છે અને ધીમેધીમે એનો અમલ કરવાનું બળ પણ પ્રાપ્ત કરે છે. સૉક્રેટિસની વાત આમવર્ગને ખરી લાગતી, તેથી તેમના મનમાંથી ધર્માધિકારીઓ, રાજકર્તાઓ અને ધનવાનો તરફનું માન અને પ્રેમ ઓછા થવા લાગ્યા. તેમની નાગચૂડમાંથી તેઓ એક પછી એક છૂટવા લાગ્યા જમરાજાના દંડ, ભૂતપ્રેતના વહેમ, જંતરમંતર, સ્વર્ગ, નરક એ બધું સ્વાર્થસાધુઓએ ઊભું કરેલું તૂત છે એમ તેઓ સમજવા લાગ્યા એટલે ધર્માધિકારીઓ અને રાજકર્તાઓને ઘેર જે ટંકશાળ પડતી તે બંધ થઈ, એટલું જ નહિ તેમની સત્તાનો પણ કેટલાક જુવાનો ઇન્કાર કરવા લાગ્યા

શાસ્ત્રીઓએ સૉક્રેટિસને ચર્ચા માટે આહ્‌વાન આપ્યું શાસ્ત્રચર્ચા કરવાનો સૉક્રેટિસને શોખ ન હતો છતાં તે શાસ્ત્રીઓ

સાથે ચર્ચામાં ઊતર્યો અને ખરો ધર્મ સચ્ચાઈ, પ્રમાણિકતા, ભ્રાતૃભાવ, ભૂતદયા છે, કર્મકાંડ નથી એમ બતાવી આપ્યું. આમ ચર્ચામાં હાર થવાથી ધર્માધિકારીઓ વધુ છંછેડાયા.

એ જમાનામાં રાજકર્તાઓ કરતાં ધર્માધિકારીની સત્તા વિશેષ હતી. ચાલુ સંપ્રદાયથી વિરુદ્ધ જનારને ધર્માધિકારીઓ દેહાંતદંડ સુધીની શિક્ષા કરાવતા. સાક્રેટિસને પકડીને પૂરી દેવો જોઈએ એમ એ લોકોને લાગતું હતું, પણ એકદમ તેમની હિંમત ચાલતી ન હતી. જુવાનો અને સામાન્ય જનતા સૉક્રેટિસને દિલથી ચાહતાં હતાં; એટલે એની ઉપર હાથ ઉપાડતાં વિચાર થઈ પડ્યો.

સૉક્રેટિસે સદ્‌વિચારોનો પ્રચાર કરી ધર્મની સેવા કરી હતી તે જ રીતે એક શહેરી તરીકે પણ એણે પોતાની ફરજ અદા કરી હતી.

એથેન્સમાં પ્રજાતંત્ર રાજ્યસત્તા પર હતું, ત્યારે સૉક્રેટિસ રાજ્યની નોકરીમાં જોડાયો હતો. સૂબાઓના હુકમનું એ બરાબર પાલન કરતો. એકવાર સૂબાએ એને એવી જગ્યાએ નીમ્યો કે જ્યાં મોતનો ભય હતો. છતાં સૉક્રેટિસ કશો વિરોધ ન ઉઠાવતાં એ જગ્યા પર ગયો. કાળે કરીને એથેન્સમાં કેટલાક સ્વાર્થપટુ, સત્તાલોભી માણસોએ પ્રજાતંત્ર ઉખેડી નાખ્યું અને તેની જગ્યાએ મૂઠીભર માણસો સત્તા પર ચડી બેઠા. લીસન નામના એક સ્વાતંત્ર્યપ્રેમીએ એની સામે જેહાદ જગાવી. પેલા સત્તાધીશોએ લીસનને બળવાખોર ઠરાવી દેહાંતદંડની સજા ફરમાવી અને તેને પકડી લાવવા સૉક્રેટિસને આજ્ઞા કરી.

એ વખતે સત્તાધીશોનું જોર અને આપખુદી એટલાં પ્રબળ હતાં કે એમના હુકમનો ભંગ કરનારને મોતની સજા થતી. સૉક્રેટિસે તેની લેશમાત્ર પરવા ન કરતાં સાફ શબ્દોમાં કહી દીધું: 'લીસનને હું નિર્દોષ માનું છું. એને પકડવા મારાથી નહિ જઈ શકાય.'

આવો જવાબ સાંભળીને સત્તાધારીઓનાં મગજ ભમી ગયાં. સૉક્રેટિસને પકડીને ગોળીએ મારવાનો એમને વિચાર આવ્યો. પણ સૉક્રેટિસ ઉપર વૉરંટ નીકળે તે પહેલાં પ્રજાતંત્રવાદીઓનો વિજય થયો અને આપખુદ સત્તા તૂટી પડી.

ત્યારપછી સૉક્રેટિસનું મન રાજ્યકારભારમાંથી ઊઠી ગયું. પ્રજાતંત્ર આવવા છતાં ખટપટો ચાલુ જ હતી. અને સ્વાર્થનું જોર દિન પ્રતિદિન વધતું જ જતું હતું. એટલે સાક્રેટિસ એમાંથી નીકળી ગયો.

ફરી પાછું પુરાણુ મતવાદીઓનું જોર વધ્યું અને સ્વાર્થસાધુઓ સત્તા પર આવ્યા. આ વખતે તેમણે નવા વિચારો ફેલાવનાર સક્રેટિસને મૂળમાંથી ઉખેડીને ફેંકી દેવાનો વિચાર કર્યો. ધર્માધ્યક્ષો, રાજકર્તાઓ અને શ્રીમંતો સૌએ મળીને પોતાનો માર્ગ સાફ કરવાનો નિશ્ચય કર્યો.

સૉક્રેટિસની વિરુદ્ધ અનેક પ્રકારનાં તહોમતો ઊભાં કર્યાં અને એથેન્સના કાયદા પ્રમાણે મહાજનમંડળ આગળ એનો કેસ ચલાવવા એને પકડવાનું વૉરંટ કાઢ્યું.

સૉક્રેટિસ સામે ચાલીને કચેરીમાં હાજર થયો. સિત્તેર વર્ષમાં એણે કદી કચેરીનાં બારણાં જોયાં ન હતાં. ભલાભોળા ગામડિયા જેવો એ ફરિયાદીના પિંજરામાં જઈને ઊભો રહ્યો. કચેરી આખી પ્રેક્ષકોથી ચિક્કાર ભરાઈ ગઈ હતી. લોકોને એમ હતું કે સાક્રેટિસ કંઈક એવા અજબ

જવાબો આપશે જેથી મહાજનના સભ્યો નિરુત્તર બની એને છોડી મૂકશે પણ સામે ઊંચાં આસનો પર, મોટા ઝભ્ભા ચડાવી બેઠેલા ન્યાયાધીશો, ધર્માધિકારીઓ અને મહાજનના ગૃહસ્થોએ સૉક્રેટિસને પૂરો કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો કચેરી ભરાઈ ગઈ બધા સભ્યો આવી ગયા, એટલે ન્યાય કરનારનો આગેવાન મેલીટસ ઊભો થયો અને સૉક્રેટિસ ઉપર એકઠા કરેલાં તહોમતો છટાદાર ભાષામાં એણે રજૂ કર્યાં એની ઉપર સરકારી વકીલે કાયદાના આધાર ટાંકયા સાંભળનારના મન ઉપર પળવાર એવી છાપ પડે કે સૉક્રેટિસ એથેન્સવાસીઓ માટે મહાભયંકર ડાકુ સમાન જોખમી માણસ છે અને એને એક દિવસ પણ જીવતો રહેવા દેવો ન જોઈએ સૉક્રેટિસ ઉપર તહોમતો મુકાઈ ગયા પછી બચાવમાં કંઈ કહેવું હોય તો કહેવા સૉક્રેટિસને ફરમાન થયું. પોતાના બચાવમાં સૉક્રેટિસે જે અમર વચનો ઉચ્ચાર્યાં તે એના સાથી પ્લેટોએ નોંધી લીધેલાં આજે જગત આખું એ વચનો યાદ કરે છે એમાંથી પ્રેરણા મેળવે છે આપણે એમાંથી થોડાં મોતીબિંદુઓ અહીં ઉતારશું

'હે એથેન્સના લોકો! મારી ઉપર તહોમત મૂકનારાના બોલથી તમે કેટલા દોરવાઈ ગયા છો તેની મને ખબર નથી, પણ તેમનાં વચન એવાં મરમવાળાં અને સાચા દેખાતા હતાં કે હું પોતે મારું ભાન ભૂલી ગયેલો છતાં હું કહીશ કે તેઓ જે બોલ્યા છે તે જુઠાણું છે, તેઓ કહે છે કે તમારે મારા છટાદાર ભાષણથી ભોળવાઈ ન જવું છટા તો તેઓ વાપરે છે મને છટા આવડતી નથી. પણ જો સત્યને તેઓ છટા કહેતા હોય તો તે મારામાં છે એ હું કબૂલ કરું છું '

'આપણામાં જે સૌથી વધારે જ્ઞાની કહેવાય છે તેવા લોકોને હું મળ્યો. તેમને કેટલાક સવાલો પૂછ્યા, તે ઉપરથી મને લાગ્યું કે તેઓ જ્ઞાની નથી પણ જ્ઞાનનો ડોળ જ કરે છે, આ વસ્તુ મેં તેમને બતાવી તેથી તેઓ મારી ઉપર ચિડાયા ને મારા વેરી બન્યા સાચી વાત કહેવાથી હું કડવો થયો છું; છતાં તેમને મેં કહેલું ને તમને પણ કહું છું, કે આપણે અંતર્યામી વિષે બહુ ઓછું જાણીએ છીએ. તેનું ભાન થવું એ જ ખરું જ્ઞાન છે.

'હું ઘણા કવિઓને-લેખકોને મળ્યો છું પણ તેઓ પોતાનું લખાણ મને ખરા અર્થમાં સમજાવી શકયા નથી કલાકારો ને હુન્નરી લોકોની મેં મુલાકાત લીધી છે, તેઓ હુન્નરકળામાં નિપુણ છે ખરા; પરંતુ તેમને પોતાની એ કળાનું ગુમાન હોવાથી તેઓ ખરું સત્ય પામી શકતા નથી. આ વાત મે તેમને ખુલ્લી રીતે કહી, તેથી તેઓ પણ મારા પર ગુસ્સે થયા હવે તમે સમજી શકશો કે મારી ઉપર તહોમત મૂકનારની સંખ્યા કેમ વધી કેટલાકે તો બીજું કશું તહોમત ન મળ્યું તેથી 'આ માણસ દરેક બાબતમાં ઊંડા ઊતરે છે એમ કહીને ફરિયાદ નોંધાવી '

સૌથી મોટો વિરોધી મેલીટસ હતો તેથી સૉક્રેટિસે ભરી સભા વચ્ચે મેલીટસને કેટલાક પ્રશ્નો પૂછ્યા .

સૉક્રેટિસ 'મેલીટસ, તમને નથી લાગતું કે જુવાનિયાઓને બને તેટલા સદ્ગુણી બનાવવા જોઈએ ?'

મેલીટસ 'મને તેમ લાગે છે'

સૉક્રેટિસ: 'જુવાનોને સદ્ગુણી કોણ બનાવે છે ?'

મેલીટસ: 'કાયદાઓ.'

સોક્રેટિસ: 'તેઓને કોણ સારા કરે છે?'

મેલીટસ: 'ન્યાયાધીશો.'

સોક્રેટિસ: 'શું ન્યાયની ગાદીએ બેઠેલા સદ્‌ગુણ શીખવી શકે?'

મેલીટસ: 'જરૂર.'

સોક્રેટિસ: 'બધાં કે તેમનામાંના થોડા એક?'

મેલીટસ: 'બધા.'

સોક્રેટિસ: 'ઠીક, આ અહીં સાંભળવા આવ્યા છે તેઓ એવું શિક્ષણ આપી શકે ખરા?'

મેલીટસ: 'તેઓ પણ આપી શકે.'

સોક્રેટિસ: 'ત્યારે શું એથેન્સના સઘળા લોકો સદ્‌ગુણ શીખવી શકે અને માત્ર હું જ એક જુવાનોને બગાડું છું?'

મેલીટસ: 'મારું એમ જ કહેવું છે.'

આવા હડહડતા જુઠ્ઠા જવાબો સાંભળી સોક્રેટિસ તાજુબ બન્યો છતાં એણે મેલીટસને વધારે સવાલો પૂછયા:

સોક્રેટિસ: 'ખરાબની સોબતથી માણસ બગડે ખરો કે?'

મેલીટસ: 'હા.'

સોક્રેટિસ: 'કોઈ માણસ જાણી જોઈને ખરાબ થવાનું ઇચ્છે?'

મેલીટસ: 'એ હું કેમ કહી શકું?'

સોક્રેટિસ: 'ઠીક, હું જુવાનોને જાણી જોઈને બગાડું છું કે અજાણ્યે?'

મેલીટસ: 'તમે જાણી જોઈને બગાડો છો.'

સોક્રેટિસ: 'એમ તમારાથી કેમ કહી શકાય? તમે જુવાન છો, હું વૃદ્ધ છું. હું બીજાને બગાડું તો પોતે પણ બગડું એટલું ન સમજી શકું એમ તમે માનો છો?'

આમ કહીને સોક્રેટિસે મેલીટસની લૂલી પાંગળી દલીલને સાવ ઉડાડી મૂકી, તોપણ મેલીટસ પોતાની વાતને વળગી રહ્યો. તેથી સાક્રેટિસે કહ્યું: 'મેલીટસ અને તેના મિત્રોએ મારી ઉપર મૂકેલાં તહોમત ઊડી જાય છે. પણ તેઓ જોરાવર છે. ઝાઝા છે, એટલે અદેખાઈ કરીને મને ગુનેગાર ઠરાવશે, તો મને નવાઈ નહીં લાગે. ઘણા ભલા માણસો ઉપર એ રીતે વીતેલી છે તેમ મારી ઉપર વીતશે અને ભવિષ્યમાં બીજાઓ ઉપર પણ વીત્યા કરશે. એનું મને દુ:ખ નથી.'

'કદાચ તમે મને કહેશો કે સોક્રેટિસ, તમે તમારો આ ઉપદેશ આપવાનો ધંધો છોડી દો, તો અમે તમને સજા ન કરીએ. તો હું તમને કહીશ કે 'હે એથેન્સના લોકો! તમને હું માન આપું છું, તમને ચાહું છું પણ તમારે તાબે થવા કરતાં પ્રભુને તાબે થવાનું હું વધારે પસંદ કરીશ. અને મારા છેલ્લા શ્વાસ સુધી મને જે ખરું લાગે છે તે કહ્યા કરીશ'. આમ કહીને સોક્રેટિસ પળવાર શ્વાસ ખાવા અટક્યો અને પછી આગળ બોલ્યો:

'એથેન્સ નગરીના ઉત્તમ લોકો સાંભળો,' 'તમે પ્રખ્યાત શહેરમાં વસો છો, બળવાન ગણાઓ છો, ડાહ્યામાં ખપો છો; છતાં પૈસાદાર થવા માગો છો. પૈસા મેળવવા કંઈક કાળાંધોળાં કરો છો. તમે મોટા અધિકાર મેળવવાની, કીર્તિ મેળવવાની કાળજી રાખો છો, એમ કરતાં તમને શરમ નથી આવતી? તમને તમારા અગત્યની, તમારા સત્યની દરકાર નથી. તમારું જીવન કેમ ઉન્નત થાય તેનું તમને ભાન નથી.

હું તમને ફરીફરીને વીનવું છું કે તમે જાનમાલની દરકાર ઓછી રાખો, પણ તમારા આત્માની ખૂબ સંભાળ રાખો સદ્‌ગુણ દોલતમાંથી પેદા નહી થાય પણ સદ્‌ગુણ હશે, તો પૈસો અને દુન્યવી દરેક ચીજ મળી રહેશે

'હું બોલું છું તેથી તમે ચિડાતા નહી. મારા વચન ઈમાનપૂર્વક સાંભળજો. એમા તમને લાભ છે. મને તમે મોતની સજા કરશો તેથી મને કશું નુકસાન થવાનું નથી મને મેલીટસ કે બીજા કોઈ નુકસાન કરી શકનાર નથી મને નુકસાન કરવાની તેમનામાં તાકાત નથી સારા માણુસને તેનાથી ઊતરતો માણુસ નુકસાન કરી શકે જ નહી.'

'વળી મોતનો મને ભય નથી. મોત વિષે કઈ બીક રાખવા જેવુ છે એમ કોણે જાણ્યું ? મોત એ માણસને સૌથી વધારે લાભકારક વસ્તુ છે એમ કેમ ન માનવું ? માણસો મોતથી ડરે છે. કેમ જાણે મોત ખરાબ વસ્તુ છે એની તેમને ખબર હોય ! આપણે જે જાણતા નથી તે જાણવાનો ફાંકો રાખવો એથી મોટું અજ્ઞાન કયું ?'

આટલું આટલું કહેવા છતા સૉક્રેટિસને દેહાંતદંડની સજા કરવામાં આવી, એ સાંભળીને તે જ વખતે સૉક્રેટિસે બેધડકપણે કહ્યું

'તમે આવી સજા ન કરી હોત તોપણ મારે હવે વધારે વખત જીવવાનુ ન હતુ બહુ થોડો વખત માટે તમે એક નિર્દોષ માણસને મોતની સજા કરીને અપજશના ધણી થયા છો. કદાચ મેં તમારી આગળ હલકી દલીલો વાપરી હોત અને તમારી દયા માગી હોત તો હું છૂટી જાત, પણ મોતમાંથી બચવા માટે જેમે તેવા ઉપાયો લેવા એ માણસને છાજતું નથી લડાઈમાં હથિયાર મૂકી શત્રુને શરણુ જાય તે બચી જાય છે પણ તેને આપણે હીચકારો કહીએ છીએ તે જ પ્રમાણે મોતમાંથી બચવા અનીતિના ઉપાય લે તે નામર્દ ગણાય. અનીતિમાંથી બચવુ તે મોતમાંથી બચવા કરતાં મુશ્કેલ છે.'

'તમે મને મોતની સજા કરી છે હું હવે આ દુનિયા છોડીશ મારા સામા પક્ષે સત્ય છોડ્યું ગણાશે. મને દૂર કરીને તમે અનીતિના પગલા ભરી શકશો જ એમ માનતા નહિ તમને હવે કોઈ ઠપકો નહિ આપે એવું પણ ન માનશો.. હવે મને મરવાની જગ્યાએ લઈ જાય તે પહેલાં જેમને મારા બોલ ઉપર વિશ્વાસ છે તેમને બે શબ્દ કહીશ. એટલે જેમને મારા બોલ સાંભળવા હોય તે ઊભા રહે મોતનો અર્થ જેવો હું સમજ્યો છું તે તમને કહી સંભળાવુ જેઓ મોતને દુખરૂપ માને છે તેઓ ભૂલ કરે છે. મૃત્યુના બે પરિણામ આવી શકે એક તો માણસ મરી જાય પછી તેનો કંઈ ભાગ રહેતો નથી તેનુ ચેતન પણ નાશ પામે છે અથવા આત્મા એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય છે હવે જો પહેલું પરિણામ ખરું હોય ને ચેતનમાત્રનો નાશ થતો હોય, તો એ તો એક મહાનિદ્રા જેવુ થયું. નિદ્રાને આપણે સુખરૂપ માનીએ છીએ તો મૃત્યુ જે મોટી ઊંઘ છે તે વધારે સુખરૂપ જણાવી જોઈએ જો એમ માનીએ કે મર્યા પછી જીવ એક સ્થળેથી બીજે સ્થળે જાય છે, તો મારા પહેલા મૃત્યુ પામેલા જ્યાં ગયા છે ત્યા જ મારે જવાનુ થશે ત્યા મને શુદ્ધ ન્યાય મળશે જ્યાં મહાકવિ હોમર ગયેલ છે, બીજા સંત પુરુષો ગયા છે ત્યાં જવાનું થાય તે મોટું ભાગ્ય ગણાય '

'એટલુ તો તમે ચોક્કસ યાદ રાખજો કે નીતિવાન માણસને જીવતાં કે મરતાં

દુઃખ હોય જ નહીં. તેવા માણસને પ્રભુ કદી છોડતો જ નથી. સત્યાગ્રહીને સદા સુખી જાણવો. મરીને આ શરીરની જંજાળમાંથી છૂટવામાં મને કશું દુઃખ નથી. મને સજા કરનારા તરફ કે આરોપ મૂકનાર તરફ મને ગુસ્સો નથી.'

'હવે તમારી પાસે મારી છેલ્લી માગણી એ છે કે મારાં છોકરાં મોટાં થયા પછી જો નીતિનો માર્ગ ચૂકે અને સદ્‌ગુણ કરતાં ધનદોલત તથા બીજી દુન્યવી ચીજને વહાલી ગણે, જો તેમનામાં કંઈ ન હોય તે છતાં પોતાને મોટા માને તો જેમ મેં તમને એવાં કારણો સારુ ઠપકો આપ્યો છે અને ચેતવ્યા છે તેમ તમે પણ તેમને સજા કરજો. આમ કરશો તો તમે મારી ઉપર અને મારાં છોકરાં પર હાથ રાખ્યો એમ ગણીશ.'

'ચાલો હવે જવાનો વખત થયો છે, મારે મરવાનો અને તમારે આ દુનિયામાં રહેવાનો. પણ બેમાંથી કોની સ્થિતિ વધુ સારી ગણવી તે તો માત્ર ખુદા-ઈશ્વર જ કહી શકે.'

આટલું બોલીને મહાન સત્યાગ્રહી સૉક્રેટિસે ઝેરનો પ્યાલો હાથમાં લીધો અને આપણે શરબત પીએ તેમ લહેરથી ગટગટાવી ગયો અને અમર બન્યો.

સંસારનાં ઝેર પીવાં એ સંત સુધારકોના જીવનનું પરમ કર્તવ્ય છે. અઢી હજાર વર્ષ પહેલાં થયેલા વીર સૉક્રેટિસથી માંડીને આજે મહાત્મા ગાંધી સુધીના સમાજના મહાન શિક્ષકોએ ઝેરના ઘૂંટડા પીધા છે. સંત તુકારામ કહે છે તેમ **'तुका म्हणे तोचि संत सोपि जगाचें आघात।'**

એ જ પ્રમાણે ઝેરના ઘૂંટડા પીતાં-પીતાં ભક્ત કવિ મીરાંબાઈએ રંગથી ગાયું:

'ઝેર તો પીધાં જાણીજાણી રે,
મેવાડના રાણા, ઝેર તો પીધાં જાણીજાણી.'

જગતનાં રાગદ્વેષનાં ઝેર પીને પ્રેમનું સામ્રાજ્ય સ્થાપનાર સેંકડો સંતોમાં મહાન સૉક્રેટિસ અગ્રસ્થાને વિરાજે છે. **संतो भूमिं तपसा धार्यंते।** એ ઉપનિષદનું ઋષિવાક્ય પોતાના જીવનદ્વારા સિદ્ધ કરનાર સત્યાગ્રહી સૉક્રેટિસ, અઢી હજાર વર્ષ થયાં છતાં એના સત્યથી જગતને સન્માર્ગે દોરી રહ્યો છે, પ્રેરી રહ્યો છે, ટકાવી રહ્યો છે.

★

## આપનો ગ્રાહક નંબર

આ માસિકના રેપર ઉપર સરનામાની જે ચીઠ્ઠી ચોઢેલી છે તેના ઉપર આપેલા આપના **નવા ગ્રાહક નંબરની નોંધ** લેવાની અને પત્ર-વ્યવહારમાં એ નંબર જણાવવાની વિનતિ છે.

**વ્યવસ્થાપક**

# ગાંધીતીર્થની યાત્રાએ

લેખક

શ્રી. જી. રામચંદ્રન્

'અખંડ આનંદ'ના વાચકો ગાંધીતીર્થની યાત્રા તો એના પ્રથમ અંકથી જ કરે છે પહેલા અંકમાં શ્રી વાલજીભાઈએ 'પ્રેમપંથ'નું દર્શન કરાવ્યું હતું એ પછી શ્રી રામચંદ્રને આપેલા પ્રસંગોનું પાન આપણે કરીએ છીએ કોને ખબર હતી કે હજુ તો એકેય નવો પ્રસંગ આપણને પ્રાપ્ત થવાનો જ નથી અને આપણે જાતે જ એમના જીવનસૂત્રના એકાદ કિરણને ઝીલીને સાચો માનવધર્મ આચરવાનો છે? એ માનવધર્મ સમજવામાં આ પ્રસંગો આપણો દીવો બનો

[૫]

બીમારની શુશ્રૂષા તો ગાંધીજીની જ. ક્યાંથી એ વિદ્યા એમણે પ્રાપ્ત કરી એ એક રહસ્ય છે. એટલું સાચું કે કોઈ પણ 'નર્સિંગ સ્કૂલ'માં એમણે શિક્ષણ લીધું નથી છતાંયે અન્ય બાબતોની માફક, જીવનમાં નર્સિંગની જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ, પ્રત્યક્ષ અનુભવ લઈ, એમણે એનો અભ્યાસ કર્યો સાબરમતી આશ્રમમાં બીમાર સર્વે એમની સીધી દેખરેખ નીચે ને સંભાળ હેઠળ આવતા દાક્તરોની એ કે સલાહ લેવામાં આવતી ખરી, પરંતુ બીમારોની માવજત ગાંધીજી જાતે જ કરતા. એટલે જ તો ખાસ કરીને આશ્રમનો યુવાન વર્ગ મજાકમાં કહેતો'

'ભાઈ, રોજ ને રોજ બાપુજી જોવા હોય, એમના કંઈક વચનામૃતનું પાન કરવું હોય, થોડીક એમની રમૂજનો લાભ લેવો હોય તો બીમાર પડી, પથારીવશ બનો કે બેડો પાર!'

કારણ ગાંધીજી બીમારની પાસે રોજ જતા, પ્રત્યેક પથારી આગળ થોડી ક્ષણો ગાળતા, વસ્તુઓની કાળજીપૂર્વક દેખરેખ રાખતા, ને દર્દી પાસે એકાદ બે હાસ્યલહરી ઉડાવવાનું ચૂકતા નહિ ગમે તેવા મહત્ત્વના કાર્યમાં પણ બીમારની આ મુલાકાત લેવાનું એ ભૂલતા નહિ

આશ્રમના એક યુવાન વિદ્યાર્થીને સંગ્રહણી થઈ ગઈ કેમે કરતાં યે આશ્રમનો ખોરાક એને ભાવે જ નહિ. કોફીનું એને જબ્બર વ્યસન હતું. પણ આશ્રમમાં તો કોફી ક્યાંથી મળે? ત્યાં તો કોફીની સખ્ત મનાઈ!

દિવસો જતાં એની તબિયત ધીમેધીમે સુધરવા લાગી હતી રોગ હઠવા માંડ્યો હતો રોજના નિત્યનિયમ મુજબ ગાંધીજી આવીને એની ખબરઅંતર પૂછી જતા હતા. આ બેચાર મિનિટો દર્દી બિચારાને અખૂટ સંજીવની બક્ષી જતી.

માંદગીમાંથી સુધરતી જતી એ સ્થિતિ દરમિયાન પ્રમાણિકતાથી મળેલી એક કપ કોફીની એને અજબ તાલાવેલી લાગી. એક દિવસ એ પથારીમાં પડ્યો હતો, ત્યારે જૂની સ્મૃતિ જાગી. સાબરમતી આશ્રમથી સેંકડો માઈલ દૂર આવેલા દક્ષિણ હિંદના પોતાના એક ઘરમાં એ રહેતો હતો ત્યારે

હા, કેટલી બધી કૉફી પીતો! સ્વાદિષ્ટ, મિષ્ટ, મધુર એવી એ કૉફીનાં સ્વપ્નોમાં વિદ્યાર્થી ડૂબેલો હતો, ત્યાં જ ગાંધીજીની પાવડીઓનો આવકારદાયક ખટ્ખટ્ અવાજ એને કાને પડ્યો, થયું કે હમણાં બાપુ આવશે. અને એકાદ મિનિટમાં તો હંમેશની હસમુખી ને પ્રેરક ગાંધીજીની મૂર્તિ એની સમક્ષ હાજર થઈ ગઈ.

મદ્રાસી યુવાનને એમણે પ્રેમાળ નયને નિહાળ્યો. 'હવે તો તબિયત તદ્દન સુધારા પર લાગે છે. ભૂખભૂખ પણ ઠીક ઊભરી હશે. બોલ ત્યારે શું લઈશ? હં...હં... ગરમાગરમ ઉપમા કે ઢોંસા?'

આ બંને મદ્રાસી ખાદ્ય પદાર્થો યુવાનને અત્યંત પ્રિય હતા તે ગાંધીજી જાણતા હતા. ગાંધીજી હસતા હતા. યુવાનના મગજમાં ઝડપથી એક વિચાર ઝબકી ગયો. અત્યંત ઉતાવળે એના મુખમાંથી શબ્દો સરી પડ્યા!

'એકાદ કપ કૉફી મળી શકે ખરી?'

ખૂબ મોટેથી હાસ્ય વેરતા ગાંધીજી બોલ્યા: 'રે, પસ્તાવો નહિ કરનારા દુષ્ટ! એ જ તારે જો ' ગુ તરત જ પેલા વિદ્યાર્થીના મુખપર તરવરી રહેલો સાશંક મનોભાવ દેખી ગાંધીજીએ કહ્યું:

'બેલાશક, બેલાશક. તારી પ્રિય કૉફી તો મળશે જ. નરમ કૉફી તારા કોઠાને શાતા આપશે. પણ સાથે ખાવાનું શું લઈશ? માનું છું કે ઉપમા કે ઢોંસા કરતાં તો અહીં કોઈને ફાવશે નહિ. હાં... પણ કૉફી સાથે ગરમાગરમ ટોસ્ટ સરસ પડશે! હમણાં જ ટ્રે મોકલું છું હોં...'

તે પછી સ્નેહભર્યા વિદાયશબ્દો બાદ, ગાંધીજી ઓરડી છોડી ગયા.

છોકરો ઉત્સુકતાથી રાહ જોતો રહ્યો. આવું મોટું ભાગ્ય પોતાનું હોઈ શકે એમ માની જ ન શક્યો. સાબરમતી આશ્રમમાં કૉફી!—અબ્રહ્મણ્યમ્ અબ્રહ્મણ્યમ્ અને તે યે ખુદ ગાંધીજી જાતે જ મોકલવાના!

'વૃદ્ધ ગવર્નર' ધૂની નહોતા. પ્રેમાળ પણ ઘણા હતા એમ ઉપકારવશ ને ઉત્કંઠ પેલો છોકરો વિચારતો રહ્યો.

બીમારોની આ ઝૂંપડીઓથી ઠીકઠીક દૂર આશ્રમને પેલે છેડે ગાંધીજીની ઝૂંપડી હતી.

શું થશે એ સારી રીતે પેલો વિચારી શકતો હતો.

'બાપુજી કસ્તૂરબા પાસે રસોડામાં જશે ને...ને કૉફી ટોસ્ટ મોકલવાનું કહેશે... પણ આ તો કવખત હતો. રસોડું બંધ હશે...કામકાજથી પરવારી બા નિરાંતે આરામ કરતાં હશે...ગાંધીજીને વિનાકારણ વધારેપડતો એ ત્રાસ નહિ તો શું?'

વીસેક મિનિટ પસાર થઈ ગઈ.

સાંભળો! સાંભળો! શેનો છે પેલો અવાજ?

પુનશ્ચ ગાંધીજીની પાવડીઓ રણકી ઊઠી છે. શા માટે ગાંધીજી પાછા આવતા હતા? પાછળથી વિચાર કરી કૉફી પડતી તો નહિ મૂકવામાં આવી હોય?

બાપડો અત્યંત હતાશ થઈ ગયો.

પણ ખુદ ગાંધીજી એ પછી તો હાજર થયા! હાથમાં સફેદ ખાદીના નેપકીનથી ઢાંકેલી ટ્રે હતી!

મોટા મોટા ડોળા ફાડી છોકરો જોવા લાગ્યો. અરે, પણ ખરેખર બન્યું'તું શું?

ગાંધીજી બોલ્યા: 'ભાઈ, આ રહી કૉફી ને આ તારો ટોસ્ટ. જોજે હં, કૉફી

મેં જાતે જ બનાવી છે અચ્છા મદ્રાસીની માફક તુ મને યે સરસ કૉફી બનાવતા આવડે છે એવુ પ્રમાણપત્ર આપશે કે?'

'અરે, પણ બીજા કોઈ સાથે કૉફી કેમ ન મોકલી? મારે માટે આપને જાતે તસ્દી લેવી પડી એથી મને અત્યત દુખ થાય છે, બાપુજી!' બોલતી વખતે શરમથી વિદ્યાર્થીનો અવાજ એકદમ ધીમો પડી ગયો હતો.

'બસ બસ હવે કૉફી ઠડી થઈ કે પછી એમા ભલીવાર શો રહેવાનો? ઠડી કૉફી તને નુકસાન કરશે 'બા' આરામ કરતા હતાં એટલે એમને કેવી રીતે ઉઠાડુ?' અને પછી અત્યત ઝડપથી ઓચિંતુ ઉમેર્યું, 'ઠીક ત્યારે, જઈશ હવે ટ્રે લઈ જવા તો કોઈ પણ આવી જશે'

આમ બોલી ગાંધીજી ત્યાંથી બહાર નીકળી ગયા.

કૉફી વિશેષ કડક નહોતી-છતાં ય મધુર તો હતી જ અમૃતના પાનની માફક પ્રેમથી પેલો મદ્રાસી કૉફીને આસ્વાદી રહ્યો હતો, પણ એનું મન અસ્વસ્થ હતું

એનાં મન ચક્ષુ સમક્ષ ચિત્ર ખડું થઈ ગયું -

બાપુજીએ જાતે રસોડુ ખોલ્યું. એ સ્ટવ ચેતાવ્યો રે, રે આ કૉફી બનાવી ને ને. આ ટોસ્ટ પણ કવેળા બીજાને ત્રાસ નહિ દેવા! એ જાતે જ બધુ લઈને અહીં આ વ્યા વિચારો એને કચડી રહ્યા હતા!

આશ્રમમા ચા-કૉફીની બધી તો હતી જ છતા યે, મહેમાનો કાજે રસોડામા થોડાં ચા-કૉફી આણીને રાખી મૂકવાનું કસ્તૂરબા ભૂલતાં નહિ ચા બોઈએ દીન-બધુ એડ્રુઝને અને કૉફી, મદ્રાસના રાજાજીને!

## [ ૬ ]

ગાંધીજીનું દૃઢ નિશ્ચયીપણુ તો સર્વને વિદિત છે બાપુ આમ તો પ્રેમાળ પણ કડક યે ખરા એમની નજીક જેટલા રહીએ તેટલી વધુ કડક શિસ્ત • પાળવી પડે, એટલે જ કદાચ ગાંધીજી પોતાને કાજે આટલા બધા નિર્દય થઈ શકે છે અસહિષ્ણુ તો એ મુદ્દલે ન હતા 'કોઈ કદી યે મારો વિરોધ ન કરે' એવુ કદી યે એમને લાગ્યુ નથી, એટલું જ નહિ, ઊલટું વિરોધ કરનારને એ પ્રોત્સાહન આપે છે અને છતાં લોકો વિરોધ કરતા અચકાય છે. કારણ આવા વિરોધીઓને પોતાના કરતાં યે ગાંધીજી ઉપર વધુ વિશ્વાસ હોય છે પણ સત્યાગ્રહ આશ્રમમા આ નિયમનો એક જ અપવાદ હતો, એ હતી એમની અત્યંત નિકટની વ્યક્તિ-એમની સહધર્મચારિણ઼ી.

માતાના અર્થમા, આશ્રમમાં હંમેશ એમને 'બા' કહેવામા આવતા. સત્યાગ્રહ આશ્રમમાં બા ઠીંગણાં ને તોરી વૃદ્ધા લાગે. એવી જ હતી એમની તેજધાર આંખો, કર્કશ અવાજ ને સખ્તાઈથી બીડેલા હોઠ થવુ હોય ત્યારે બા અત્યત પ્રેમાળ બની શકતા, ક્વચિત્ સખત ને કડક પણ. ગાંધીજીની ઝૂપડીમા, તેમજ રસોડામાં પણ, એમના અતીવ કડક રાજ્યની આણ વરતતી પણ બિચારાને ઘણુ જ કામ રહેતું એમના મહાન પતિ તથા પૌત્રો ઉપરાંત આશ્રમના આશરે ૭૦ માણસોની એમને રસોઈ કરવી પડતી ને જમાડવા પડતા. આમ તો આશ્રમમા બસો'ક આદમી હશે. એમને જમવાની સગવડ જુદેજુદે રસોડે થતી.

એમાંથી આટલા બાને ભાગે આવ્યા હતા.

પોતાના રસોડામાં બા માત્ર દેખરેખ જ નહોતાં રાખતાં. એ મુખ્ય રાંધનારાં પણ હતાં. હા, બીજા મદદનીશ હતા ખરા, પણ મુખ્ય કાર્ય એમને જાતે જ સંભાળવાનું રહેતું. એ દિવસોમાં બા એટલે અખૂટ શક્તિ, ચપળતા ને ગણનાપાત્ર ગતિનો પ્રવાહ. જેમ એમની શક્તિ અદ્‌ભુત હતી, તેમ ક્વચિત્ એમનો ગુસ્સો પણ એવો જ; એટલે રસોડામાં એમના મદદનીશ તરીકે કાર્ય કરવું સહેલી વાત નહોતી. વધારેમાં વધારે એ કામ લેતાં. આળસ કે કંટાળા વિના એ જાતે પણ મિનિટે મિનિટનો સમય જાળવતાં. એમના આ ઉત્તમ દાખલા પ્રમાણે મદદનીશ કાર્યકરોને વર્તવાની ફરજ પાડતાં. કામમાં જરાક બેદરકારી યા સુસ્તી આવી કે આવી જ બન્યું સમજવું.

એક વખત ત્રાવણકોરના એક છોકરાને એમના મદદનીશ તરીકે નીમવામાં આવ્યો. રસોડાનું કાર્ય પ્રથમ તો એને ચિકાશવાળું ને એવું બધું લાગ્યું પણ પછી એણે સારી પ્રગતિ કરી, બાને ઘણો જ સંતોષ આપ્યો. રસોડામાં બા ને એ બંને આબાદ હળી ગયાં.

રસોડા વિભાગ પર ગાંધીજીની સતત બારીક નજર રહેતી. છોકરાના કાર્ય માટે અનેક વખત એમણે મુબારકબાદી આપી હતી. ભારતવર્ષના રાજકારણનો જાણનહાર રસોઈઘરનું રાજકારણ પણ આબાદ જાણતો હતો!

પણ એક જ વાતમાં બાને ગાંધીજી સાથે કોક કોક વખત અથડામણ જાગતી. એવે પ્રસંગે ગાંધીજી થોડાઘણા ગભરાતા, કારણ ન્યાય બાને પક્ષે હતો. થવાનું તો શું હતું પણ તે સમયના 'હિંદની રાજકીય રાજધાની' સમા આશ્રમમાં અણધાર્યા પુષ્કળ અતિથિઓ ઘણી વખત આવી ચઢતા. જુદાજુદા રસોડામાં એ અતિથિઓની વહેંચણી થઈ જતી. પણ બાને ભાગે વાજબી કરતાં હરહંમેશ મહેમાનોનો મોટો હિસ્સો આવતો. ઓચિંતા આટલા બધા અતિથિઓ, અને તે યે આગળથી કોઈ પણ જાતની વરધી આપ્યા વિનાના! બાને આવે વખત ક્વચિત્ ગુસ્સો ચઢતો-ખાનગીમાં હૈયાવરાળ એ ઠાલવતાં. એવે પ્રસંગે ગાંધીજી ઘણી જ નરમાશથી અને કળથી વર્તતા, બાની ત્યારે એમને થોડીઘણી બીક રહેતી!

એક દિવસ બપોરે જમ્યા બાદ, ધોયા-કર્યા પછી બા તથા એમના મદદનીશે રસોડું બંધ કર્યું ત્યારે આવું ફરીવાર બન્યું. બા ઘણાં જ થાકી ગયાં હતાં. અને આવા રગડબોરામાં તે કોણ ન થાકે? સંભવ છે એમની તબિયત પણ કદાચ સારી નહિ હોય. પોતાના ખંડમાં જઈ એ આડાં પડ્યાં હતાં. ગાંધીજી ઝડપથી રસોડે આવ્યા ને રસોડું છોડવાને તૈયાર પેલા ત્રાવણકોરી છોકરાને પાસે બોલાવ્યો. સૂતેલાં બાને ખલેલ ન પહોંચાડવા ધીમે અવાજે એ બોલ્યા:

'એકાદ કલાકમાં કેટલાક માનવંતા મહેમાનો આવનાર છે. પંડિત મોતીલાલ નહેરુ પણ એમાં છે. એ સૌ માટે રસોઈ જોઈએ!'

બાની ઓરડી તરફ દૃષ્ટિ નાખી, હોઠ પર આંગળી મૂકી એ બોલ્યા:

'એને ઉઠાડીશ નહિ. કુસુમને બોલાવજે. ચૂલો ચેતાવજે. શાકભાજી સમારજે. રોટલીનો લોટ બાંધજે. ને જરૂર પડે ત્યારે જ બાને બોલાવજે. ને ધ્યાન

રાખ, બાને રોષ ચઢે એવું કશું યે કરીશ નહિ બા મારા પર ગુસ્સે નહિ થાય તો ઈનામને પાત્ર ગણાઈશ સમજ્યો કે?'

કોઈ નિર્દોષ કાવતરાખોરનો ભાવ ગાંધીજીના મુખ પર ધસી આવ્યો અધવચ્ચે ઓચિંતા જ બા જાગે અને મારા પર પારવિનાનો ગુસ્સો કરે એવી એમને ગભરામણ હતી.

કુસુમ અને આ યુવાન મદદનીશે અવાજ ન થાય એવી હલકથી રસોડું ખોલ્યું. ચૂલો ચેત્યો શાકભાજી સમારાયા રોટલીની કણક પણ તૈયાર થઈ ગઈ પ . ણ રે, નમીખનુ કરવું ને, એવામાંજ એક થાળી જમીન પર પટકાઈ પડી અવાજથી બા સફાળા જાગી ગયાં એમને થયું રસોડામાં નક્કી આશ્રમની બિલ્લીએ ધાંધલ મચાવ્યું છે દોડતે પગે એ અંદર આવ્યાં ત્યાંની સર્વ તૈયારી જોઈને એ તો દિંગ જ થઈ ગયા. આ બધું શું હતું તે જાણવા એમણે પ્રશ્ન કર્યો અવાજમાં કઠોરતા હતી. કુસુમ અને પેલા યુવાને નમ્રતાથી વાત કહી સંભળાવી

'પણ મને કેમ ન બોલાવી?' બાએ પૂછ્યું, 'આ વધારાની વ્યવસ્થા હું ન કરી શકું એમ તમને લાગે છે?'

'ના રે બા ના, એવું તો કંઈ જ નથી' યુવાને પુનઃ સમજણ પાડવા માંડી, 'બધું તૈયાર થયા પછી જ તમને બોલાવવાની અમારી ઇચ્છા હતી'

બા અંગ્રેજી સારી રીતે જાણતાં નહિ ને પેલા છોકરાને ગુજરાતીનું પૂરું જ્ઞાન નહોતું મધુર હસતાં બાએ પોતાની ભાંગીતૂટી અંગ્રેજીમાં કહ્યું

'તું યે ઘણો જ થાકેલો. શા માટે તે બાપું-હું જ વધારે કામ કરી શકું ને હું વધારાનું નહિ?' ત્યારબાદ તો બધું બરાબર પાર ઊતર્યું.

એકાદ વિચાર કરતાં યે વધું ઊંડા ઊતરવાની બાની શક્તિ હતી એ તરત જ સમજી ગયાં કે આ સઘળી રચના ગાંધીજીને જ આભારી છે

રાત્રે પ્રાર્થના બાદ, બધા અતિથિઓ વિખેરાયા ત્યારે, એકદમ ઓચિંતા જ એ બાપુ સમક્ષ હાજર થઈ ગયા

કેડ પર બને હાથ ટેકવી, મસ્તીખોર આંખે બોલ્યાં:

'મારા વિના એ લોકોને જ કામ કરવાનું તમે કેમ કહ્યું વારુ? હું આળસુની પીર છું એવું શું તમને લાગ્યું?'

આંખની ચમક સાથે ગાંધીજીએ પ્રત્યુત્તર વાળ્યો

'આવી વખતે મને તમારી બહુ જ બીક લાગે છે એની શું તમને નથી ખબર બા?'

અને બા એકદમ માનવામાં ન આવે એટલે મોટેથી ખડખડાટ હસી પડ્યાં-જાણે કહેતા ન હોય શું તમે? અને તે યે મારાથી બીનારા?

પણ ખરું પૂછો તો એ જ વાત સાચી હતી ગાંધીજીને કદાચ કોઈની યે બીતિ નહિ હોય, પણ જો કોઇથી યે એ બીતા હોય તો, સંભવ છે, કે માત્ર બેઠી દડીની, આ કોઈનાથી યે ન દબામ એવી આ નારીથી જ, એમના પતિ થોડાઘણા યે ગભરાતા હતા!

[ ૭ ]

ગાંધીજી ચિદંબરમ્‌મા હતા. પ્રચંડ લોકસમૂહને અજબ કુનેહથી ત્યારે એમણે થાપ આપી–અને નિયત કાર્યક્રમ માટે પોતે પગપાળા જ ચાલી નીકળ્યા. એક રીતે જોઈએ તો ગાંધીજીના જીવનમાં લોકો

મોટા ત્રાસ સમાન છે. ગાંધીજીને એમણે કદીયે શાંતિથી જંપવા દીધા નથી. મહાત્માજી દેખાયા કે તુરત જનતાનો પ્રવાહ એમના તરફ એકસરખો વહ્યો જવાનો. મુદ્દલે સમજ પડતી નથી–આ તે ગણિતશાસ્ત્રનો કયો નિયમ છે ! કે ગુરુત્વાકર્ષણનું પરિણામ છે? કેટલીક વાર તો ઉત્સાહી લોકગંગાનું આ પૂર ભયંકર સ્વરૂપ પકડે છે. એમનાં દર્શન કાજે, એમને અર્ધ્ય દેવા જનતા ગાંડીઘેલી બની જાય છે. પરંતુ આવી ગિરદીના ત્રાસમાંથી યે ગાંધીજી અત્યંત સિફતથી આબાદ નીકળી ગયા છે.

ચિદંબરમ્માંનો એ દિવસ કંઈ ખાસ સારો નહોતો.

વિદ્યાર્થી મંડળ સમક્ષ પ્રવચન કરવાને ગાંધીજી મોટરમાં અન્નમલાઈ યુનિવર્સિટી તરફ હંકારી જતા હતા. મોટરમાં સાથે બેઠા હતા, ડૉ. ટી. એસ. રાજન્.

યુનિવર્સિટીથી અડધોક માઈલ દૂર, ગામની નાનકડી ખડકીના રસ્તા પર હજારો લોકોની ઠસોઠસ ગિરદી જામી હતી. માર્ગ રુંધાયો હતો. ગાંધીજીની રાહ જોતા લોકો ઊભા હતા. મંડળના બીજા સભ્યોવાળી બીજી બે મોટરો ગાંધીજીની મોટરને અનુસરતી હતી.

—અને લોકોએ ગાંધીજીની મોટર અટકાવી.

'શેની છે બધી ધમાલ?' ગાંધીજીએ પૂછ્યું.

લોકમેદનીનો નાયક પોતાનો કેસ રજૂ કરવા બહાર આવ્યો, કહ્યું:

'ઊંચ વર્ણના બ્રાહ્મણો હરિજનો સાથે એક પંગને બેસી જમે એવા એક ભોજન–સમારંભની મેં અને મારા મિત્રોએ યોજના કરી હતી. આપની ચિદંબરમ્ની મુલાકાતના માનમાં ગોઠવાયેલી આ મિજબાની, આને માટે જ બાંધેલા એક વિશિષ્ટ મંડપમાં અત્યારે પણ ચાલુ છે. સ્થાન અત્યંત નજીક છે. અમારી સૌને આપને અત્યંત નમ્ર વિનંતી છે કે એક ક્ષણ માટે મોટરમાંથી ઊતરો અને નજરોનજર આ પ્રસંગ નિહાળો.'

ગાંધીજી ડૉ. રાજન્ તરફ ફર્યા ને પૂછ્યું:

'યુનિવર્સિટીમાં ક્યારે પહોંચવું જોઈએ?'

'માત્ર દસ જ મિનિટ બાકી છે, બાપુ!'

'આજના દિવસના કાર્યક્રમમાં આ સહભોજન હતું કે નહિ?'

'જી. ના!'

ગાંધીજીએ ડૉ. રાજન્‌ને વિનંતી કરી:

'બાકીની દસ મિનિટમાં એક કાર્યક્રમમાં ભાગ લેવાનો છે. અને આ કાર્યક્રમ તો પાછળથી વધારાનો ઉમેરાયેલો છે, એવું લોકોને સમજાવીને કહો.'

પણ આવું કારણ જનતાએ સ્વીકાર્યું જ નહિ. અને એક મિનિટ માટે પણ મોટરમાંથી ઊતરી જવાનું એમણે દબાણ કર્યું.

બહાર ડૉ. રાજન્ લોકોને ચપળ દલીલોથી સમજાવી રહ્યા હતા. લોકમિજાજને ગાંધીજી પામી ગયા. તે દરમિયાન મોટરને બીજે બારણેથી બાપુ સરકી ગયા. યુનિવર્સિટીને માર્ગે અતીવ ઝડપથી જવા માટે એમણે આમ કર્યું હતું. શું થઈ રહ્યું હતું તેની કલ્પના સરખી યે ટોળાને આવી નહિ. પોતાનો દોષ તેઓ ડૉ. રાજન્ પર ઢોળતા હતા. ડૉ. રાજન્‌નો જ બધો વાંક હતો એમ એમનું માનવું હતું.

આ તક ગાંધીજીએ આબાદ ઝડપી એકદમ તે ટોળાની બહાર નીકળી ગયા પાછળમાની એક મોટર તુરત આગળ આવી, એમને અંદર લીધા અને યુનિવર્સિટી તરફ હંકારી ગઈ ઠીક ત્યારે જ લોકોના ધ્યાનમા આવ્યુ કે શિકાર તો હાથથી છટકી ગયો હતો. એટલે 'મહાત્માજીકી જય'ના પરિચિત જયઘોષ સાથે લોકો મોટર પાછળ દોડ્યા. પરંતુ ગાંધીજીને લઈ જનારી મોટર તો ઠીકઠીક દૂર નીકળી ગઈ હતી

ગાંધીજીએ પાછળ જોયૂં અને કોઈ મોટા વિકટ પ્રસંગમાથી મુક્ત થનાર આનંદી નિશાળિયાની માફક એ પોતાના હાથ હલાવતા હતા.

એમણે ડૉ. રાજનને દીઠા અહિંસાની દૃષ્ટિથી જોઈએ તો એમના પર વીતી રહેલો આ પ્રસંગ મુદ્દલે સમાધાનકારક નહોતો. કોપિત માનવસમુદાય પોતાનો રોષ ડૉ. રાજન્ પર ઠાલવનો હતો એમાથી બચવા માટે એ પોતાની મુઠ્ઠીનો જોરદાર ઉપયોગ કરતા હતા પરંતુ એ વખતે હિંસા અને અહિંસાના હકની માગણીનો નિવેડો લાવવાની બાપુજીને ફુરસદ નહોતી ધૂળના ગોટેગોટ ઉરાડતી એમની મોટર જતી હતી

યુનિવર્સિટી સંઘની સભામા પહોંચતા એમને માત્ર એકજ મિનિટનુ મોડું થયું હતું ભાષણની શરૂઆતમાંજ મોડુ થવા બદલ એમણે શ્રોતાઓની માફી માગી.

ગાંધીજી અને એમના ઘડિયાળની કોઈ અભેદ મૈત્રી છે સદ્ગુણોમાં નિયમિતતાને બાપુ સૌથી વધુ મહત્ત્વનુ સ્થાન આપે છે.

★

## પત્ર પ્રસાદ*

['પોતે નિર્દોષ છે ને પોલિસે પોતા ઉપર ખોટો આરોપ મૂક્યો છે એમ એક જણ કહે છે તો એનું શુ કરવુ? હિંસા ફાટી નીકળી છે, એટલે આપે ૧૨૫ થી ઓછા તો નહિ જ પણ ૧૫૦ વર્ષની જિજીવિષા રાખવી ઘટે' આમ લખ્યું હતું તેનો બાપુએ લખેલો જવાબ છે. એની જોડણી બાપુની છે એવી જ રાખી છે ]

ચિ. વાલજી, .નિરપરાધિને શિક્ષા તે ઈનામ સમાન છે, ને અપરાધી તો શિક્ષા માર્ફત કરેલુ કરજ થોડુક અદા કરે છે એટલે બેયે નિર્ભય થઈને વગર વકીલે અદાલત આગળ ઉભવાનુ છે. લખાણ તપાસીશ ઇશ્વરને ખપ હશે તો ૧૨૫ ના ૧૫૦ કરશે ને ખપ પૂરી ગયો હશે તો આજ પણ ઉપાડી જાય રામ રાખે તેમ રહીયે.

તા ૨૭-૭-૪૭ }
ન દિ }

બાપુના —
આશીર્વાદ

* બાપુએ પોતાના અંતેવાસી શ્રી વાલજી ગોવિંદજી દેસાઈ ઉપર લખેલા પત્ર: ઉપલી નોંધ શ્રી. વાલજીભાઈની પોતાની છે

# પારસમણિના સ્પર્શે

સંપાદક :

### શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ

સ્વ. મહાદેવભાઈ પછી ગાંધીજીના જીવનપ્રસંગો ગુજરાતની પાસે રજૂ કરવાનું પવિત્ર કાર્ય શ્રી. ચંદ્રશંકર શુકલે કર્યું છે. એમણે વીણીવીણીને મોતી એકઠાં કર્યાં છે. ગાંધીજી વિષે લખાયેલા ને વેરવિખેર પડેલા અનેક લેખો એમણે એકત્ર કર્યા છે. ગાંધીજી વિષે બીજી ભાષાઓમાં લખાયેલા લેખોનાં ભાષાંતરો કર્યાં છે અને ખાસ પરિશ્રમ લઈને ગાંધીજીના સહવાસમાં આવેલા ગુજરતના લોકસેવકોના અનુભવો પણ એમણે મેળવી ગ્રંથસ્થ કર્યા છે. અહીં એમના પરિશ્રમના ફળરૂપ થોડાક પ્રસંગો રજૂ કરીએ છીએ. આજે એ વાંચીએ ને એમાંથી બળ મેળવીએ.

આ પ્રસંગો 'ગાંધીજીનાં જીવનપ્રસંગ' અને 'ગાંધીજીના સમાગમ'માંથી લીધા છે.

*

**: મિસિસ મીલી ગ્રેહામ પોલાક :**

બીજે એક પ્રસંગે જમવાટાણે એક નાનકડો રમૂજી બનાવ બન્યો, તેની એ પ્રસંગ સાથે સંબંધ ધરાવનાર સહુની ઉપર ભારે અસર પડી. બાળકોની સાથે ગાંધીજી કેવી રીતે કામ લેતા, ને બાળકોને સંયમ શીખવવાની રીત વિષે એમનો કેવો ખ્યાલ હતો, એ પણ આ પ્રસંગ પરથી દેખાઈ આવ્યું.

ઘણાં નાનાં છોકરાં કરે છે એમ એક બાળકને ખાવા પરથી ઊઠવાનું ગમતું નહિ. જે ચીજ એને સૌથી વધારે ભાવી હોય તે એ વધારે ને વધારે માગ્યા જ કરે; અને તેમ કરતાં કોઈ ટોકવા જાય તો રિસાય કે તોફાન કરે. ગાંધીજી એને સમજાવવાનો પ્રયત્ન કરી ચૂકયા હતા. પણ સાવ નાનું બાળક રહ્યું; એટલે એની ભૂખ પર પિતાની દલીલ શાની અસર કરે? આખરે એક દિવસ સાંજે બાપુએ એને કહી દીધું કે, 'તારે જેટલું ખાવું હોય તેટલું ખા.' બીજાઓને કહ્યું કે 'કોઈએ એને ખાતો અટકાવવો કે ટોકવો નહિ.' જમણ તો ચાલ્યું. આ બાળક હંમેશની ઢબે બેઠો હતો. ખવાય એટલું ખાઈ રહ્યા પછી ટેબલ પર માથું મૂકીને ઊંઘી ગયો. અમે બધાં જમી રહ્યાં તો યે ટેબલ સાફ કરવામાં ન આવ્યું. એટલામાં બાળક ઊંઘી ઊઠ્યો. બાપુ કહે: 'હજુ કંઈ જોઈએ છે?' બાળકે હા પાડી, ને ફરી ખાવા માંડ્યું. અમે ટેબલ આગળ બેસી રહ્યાં. કોઈએ બાળકને ખાવામાં જરા પણ ઉતાવળ કરવાનું કહ્યું નહિ, ને વાતોમાં વખત પસાર કર્યો. છેવટે ભાઈસાહેબથી કશું ગળે ઉતારાય એવું રહ્યું નહિ. પેટ ઠાંસોઠાંસ ભરાયું હતું, એટલે રડવા માંડ્યું. ગાંધીજીએ એના તરફ જરા યે ધ્યાન ન આપ્યું. બા એને લેવા જતાં હતાં તેમને રોક્યાં. બાળક થોડીક વાર તો ધીરેધીરે રડ્યો, ને એણે ફરી ઊંઘી જવાનો પ્રયત્ન કર્યો; પણ પેટમાં બેચેની વધવા લાગી, ને છેવટે એને ઉપાડીને લઈ જવો પડ્યો. ગાંધીજીએ બહુ જ હેતથી, ધીરે રહીને એને પોતાના હાથમાં ઊચકી, મેડે લઈ જઈ પથારીમાં સુવાડ્યો; ને બાને સોંપ્યો. લગભગ આખી રાત એની બેચેની ચાલુ રહી. પણ તે દિવસનો 'પાઠ' એ કદી ભૂલ્યો નહિ. જમતી વેળા જે ચીજ

આપવાની ના પાડવામા આવે તે તેણે માગી હોય એવું ફરી કદી બન્યું નહિ

'ઇંડિયન ઓપીનિયન' પત્ર દર અઠવાડિયે પ્રસિદ્ધ થતું તેનો અંક છાપવા ને રવાના કરવાનો દિવસ આવે ત્યારે આશ્રમના એકેએક માણસને કામ કરવા બોલાવવામાં આવતુ. ગાંધીજી ને પોલાક છેક છેવટની ઘડીએ આપવાનાં લેખ કે નોંધ લખતા કે સુધારતા હોય છાપનારા છાપવામાં પડ્યા હોય અમે જે બાકી રહ્યાં તેમનાથી કશુ ખાસ કામ ન થઈ શકે એમ હોય, એટલે સંચા પરથી નકલો છપાઈને ઊતરે તેની ઘડી વાળવાનું ને તેના પર સરનામાના કાગળ વીંટાળવાનુ કામ અમે કરીએ.

છાપખાનામાં આ વેળા એંજિનથી ચાલનારો સંચો નહોતો. તેલયંત્ર (ઑઇલ-એંજિન) હતુ, પણ તે એકવાર ખરે વખતે ખોટકી પડ્યુ હતુ. પછી આગળ જતા એંજિન ચલાવવાનુ ઇરાદાપૂર્વક બંધ કરવામાં આવેલું હાથ વતી ચલાવવાનુ એક ચક્ર રાખેલું, ને તેના વડે મુદ્રણયંત્રને ગતિ આપી શકાય એવી ગોઠવણ કરેલી, ને હાથ-ચક્રનો હાથો ફેરવવાને બે ગધેડા રાખેલા.* પણ ગાંધીજી તો માણસે પોતાનુ કામ પોતે કરી લેવુ જોઈએ એમ માનનારા રહ્યા; એટલે તેમણે આ વ્યવસ્થા પણ થોડા વખતમાં બદલી, અને અંક છપાવાનો હોય તે દિવસે થોડા કલાકને માટે ચાર જબરી ઝુલુ બાઈઓને મજૂરણ તરીકે રોકવામા આવતી તેમાંની બબ્બેની જોડી વારાફરતી હાથો ફેરવતી, ને બીજી જોડી એટલો વખત આરામ લેતી આ ઉપરાંત દરેક સશક્ત આશ્રમવાસી—ગાંધીજી સુદ્ધા—વારાફરતી હાથો ફેરવતા, ને એ રીતે છાપાની નકલો છપાતી.

સંચો ફેરવનારા કામની સાથે આનંદ પણ કરતા દરેક જણને અંક વેળાસર કાઢવાની ભારે હોશ હોય એમ દેખાતું. એટલે રાતે અમે તેટલા મોડા સુધી કામ કરવું પડે, તોપણ કોઈ બબડતુ કે કચવાતું નહિ છેલ્લી નકલો છપાઈને વળાઈ રહેતાં મધરાત ન પડે એવુ તો ક્વચિત જ બને, ઘણીવાર તો એથી યે ઘણું મોડું થાય. કામ પૂરુ થયે અમે બધા ટોળે વળીને મુખ્ય ઘર તરફ જઈએ, ને ગાંધીજી અને બાને તેમના ઘરનાં બારણા સુધી પહોંચાડીએ ત્યા રાતને માટે વિદાયની આપલે થાય; ને દરેક જણ પોતપોતાના રહેઠાણ તરફ થાકથી લોથપોથ થયેલ, પણ મનમાં સંતોષ લઈને જાય

વકીલમંડળમા તેમજ અસીલવર્ગમા ગાંધીજીએ ઘણા કુશળ વકીલ તરીકે સારી નામના મેળવી હતી. ન્યાયાધીશોના મનમા પણ એમના પ્રત્યે ભારેમાં ભારે આદર હતો ઑફિસમાં ઘણું કામ હોય ત્યારે ગાંધીજી અને મારા પતિ સાંજે ઘેર કેસોની ચર્ચા ચલાવે કાયદાની ઘણી અટપટી ગૂંચોની ચર્ચા વખતે હું હાજર રહેતી કેટલીકવાર કોઈ કેસમા રહેલા કાયદાના મુદ્દાને લીધે નહીં, પણ ગાંધીજીના મન પર એને વિષે જે છાપ પડી હોય તેને લીધે, એમાં રસ પડતો એવો એક કેસ નીચે આપ્યો છે:

વસ્તુ નાની ને નજીવી હતી એક માણસ પર ચોરીનું તહોમત મુકાયું હતુ, ને તેણે ગાંધીજીને પોતાનો બચાવ કરવાની વિનતી કરી હાજર રહે એમ કહેવા તે આવેલો. ગાંધીજી પર કામનો હદપારનો બોજો પડતો

* ગાંધીજીની 'આત્મકથા'મા ઘોડા રાખ્યાનો ઉલ્લેખ છે —અનુવાદક

હતા એ મારા પતિની જાણમાં હતું. એટલે રવિવારે જ્યારે મન ને શરીરને આરામ આપી તેનો થાક ઉતારવો જોઈએ ત્યારે પણ ગાંધીજી અસીલને મળે એ સામે તેમણે રાવ ખાધી. ગાંધીજીના જવાબમાં હળવો પણ સોંસરો ઊતરી જાય એવો ઠપકો ભરેલો હતો:

'જે માણસ પર આફત આવી પડી હોય તેને રવિવારનો આરામ ન સૂઝે! આ માણસ દુ:ખી ને ચિંતાતુર છે. આ કેસમાં જેમ તે ગુનેગાર છે, તેમ ગુનેગાર હોય તોપણ હું એને મળવાની ના કેમ પાડી શકું?'

એકવાર અમુક વખત સુધી ઑફિસના હિસાબ સંભાળવાનું કામ મારા પતિને માથે હતું. તેમણે જોયું કે એક અસીલની પાસે ઘણીવાર ઉઘરાણી કરવામાં આવેલી, છતાં ગાંધીજીની ફીની ઘણી મોટી રકમ તેને માથે ચડી ગઈ હતી પેલાની બેપરવાઈ બહુ ભારે હતી. એટલે મારા પતિએ પૈસાની નોટિસ ઘડી કાઢી; દેવું જલદી ભરપાઈ ન થાય તો દાવો કરવાની ધમકી આપી, ને કાગળ ગાંધીજી પાસે સહી માટે મૂક્યો. પણ ગાંધીજીએ તો એમને બોલાવ્યા ને કહ્યું:

'અસીલોના કહેવાથી તેમની વતી હું ગમે તેમ કરતો હોઉં, પણ મારું પોતાનું લેણું વસૂલ કરવા હું કાયદાનો આશરો કદી લેતો નથી. એની તમને ખબર નથી? માણસને ધમકી આપીને કે બળજબરી વાપરીને પ્રામાણિક બનાવી શકાતો નથી. એટલે અસીલ જો રાજીખુશીથી પૈસા ન આપે તો, એની પાસેથી તતકાળ ફી ન લીધી ને લેણું ચડવા દીધું એમાં મેં કરેલી મૂર્ખાઈ ને અગમચેતીના અભાવ માટે મારે સહન કરવું રહ્યું.'

મિત્રાચારીમાં વિવેકને કેટલું સ્થાન છે ને તે કેટલે અંશે ઉપયોગી છે એની વાત અમારી વચ્ચે એક દિવસ ચાલતી હતી. મેં કહ્યું કે 'હું કોઈ માણસને પ્રિય છું એટલા માટે, કોઈ અજાણ્યા પ્રત્યે બતાવાય એટલો વિવેક મારી પ્રત્યે બતાવવાની જરૂર નથી, એ વિચાર મને તો રુચતો નથી.'

ગાંધીજી કહે: 'પણ પ્રેમ અને મિત્રતાનો વિશેષ અધિકાર જ એ છે કે તેને બહારનો વિવેક બતાવવાપણું રહેતું નથી.'

'બહારનો વિવેક બતાવવો એમ હું નથી કહેતી. પણ, દાખલા તરીકે કોઈ માણસ પોતાની પત્નીને માટે ઊઠીને બારણું ઉઘાડવા ન જતો હોય. છતાં તેણે પરાયા માણસને માટે એવી રીતે બારણું ઉઘાડવું એ યોગ્ય શા સારુ ગણાવું જોઈએ?'

'પણ માણસને પોતીકાંનો વિચાર હમેશાં કર્યા કરવો નથી પડતો. પોતીકાં માણસ એ તેનુ પોતાનું અંગ છે.'

મેં વાંધો લેતાં કહ્યું: 'એ દલીલ મારા હૃદયને રુચે છે પણ મગજને રુચતી નથી.'

ગાંધીજી કહે: 'તો તમારું મગજ બગડેલું કહેવાય. મેં તમને ઘણીવાર કહ્યું છે. તમારે એના પર વિશ્વાસ ન રાખવો જોઈએ.' કહીને ગાંધીજી હસ્યા.

મેં કહ્યું: 'હું મજાક નથી કરતી. તમારો ખરેખરો વિચાર શો છે તે હું જાણવા માગું છું.'

'માણસ પોતાના હાથનો વિચાર કરે છે ખરો? કે એના તરફ ખાસ ધ્યાન આપે છે? બેશક નહિ જ એ એનું પોતાનું અંગ છે, ને શરીરના બીજા ભાગોની સાથે એની સંભાળ લેવાય જ છે. આપણાં

નજીકમાં નજીકનાં સગાંની સ્થિતિ એના જેવી છે. તેઓ આપણા અંગ જ છે તેમને આપણે ભૂલી જઈએ છીએ એવો આભાસ કદાચ થાય, પણ વસ્તુતઃ તે નિરંતર આપણા ધ્યાનમાં હોય જ છે'

'મને લાગે છે, કોઈ સહેજ દૂરના માણસની પેઠે મારો પણ વિચાર રખાય એ મને કેટલીકવાર ગમે જેઓ મારે વિષે પ્રેમ ધરાવતા હોય તેઓ મને પોતાના શરીરનું અચેતન અંગ ગણી મને કોરે મૂકી દે એ મને ગમે નહિ!'

ગાંધીજી કહે. 'તો પછી તમારે શું જોઈએ છે?'

'પ્રેમીજનો મારા તરફ દુર્લક્ષ કરે એટલે સુધી એમના પ્રેમની કિંમત આપવી મને પસંદ નથી મને તો લાગે છે કે હું બીજા માણસને ચાહું છું એટલા માટે મારે એને મારી સારામાં સારી બાજુ બતાવવી જોઈએ, તેમ જ નાનીનાની વાતોમાં જે વિવેક ને વિનયની અપેક્ષા રાખવાનો પ્રેમ અને મિત્રતાને હક છે તે વિવેક ને વિનય બતાવવાની તકો માણસે ખોળવી જોઈએ'

'પણ તમે બીજાના હૃદયનો ભાવ જાણતાં હો, તો પછી એ વિષે તમને કહેવું કે તમને તે બતાવવું જોઈએ એમ તમે ઇચ્છો ખરાં?'

મેં કહ્યું. 'હા, ઇચ્છું છું'

'એને અભેદ કે તાદાત્મ્ય ન કહેવાય સાચા પ્રેમમાં એવાં અભેદ કે તાદાત્મ્ય હોવાં જ જોઈએ!'

મેં કહ્યું 'મને લાગે છે આપણે ઊંડા પાણીમાં ઊતરતાં જઈએ છીએ પાછા શરૂઆતથી જ આરંભ કરીએ મેં કહેલું, ને ફરી કહું છું, કે જેઓ આપણા વિવેકના પ્રથમ અધિકારી છે તેમના પ્રત્યે વિચારપૂર્વક વિવેક ને સંયમ દાખવવાની પરવા ન રાખવી, ને પરાયા માણસો જોડે જ હસીને બોલવું, એ અયોગ્ય છે. હું એમ બનતું જોઉં છું ને મને ખેદ થાય છે, કેમ કે હું એને વાજબી ગણતી નથી'

'તો પછી તેનો વિચાર કરીને અકળાવાનું મૂકી દો!' ગાંધીજીએ છેવટનો જવાબ આપતાં કહ્યું

• • •

એક દિવસ સાંજે જોહાનીસબર્ગના મેસોનિક હૉલમાં હિંદીઓ તથા તેમના પ્રત્યે સમભાવ ધરાવનારાઓની એક મોટી સભા ભરાઈ હતી હૉલ ચિકાર થઈ ગયો હતો, એક તસુ જગા ખાલી નહોતી, ને લોકોને બહાર બારણાંમાં ને ઓટલા પર ઊભા રહેવું પડેલું ગાંધીજી મુખ્ય વક્તા હતા. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં બધે તેમને સાંભળવા લોકોનું ટોળું ઊલટતું. સભા પૂરી થયે ગાંધીજી વ્યાસપીઠ પરથી ઊતર્યા, ને તેમણે થોડાક લોકો જોડે કંઈક વાતો કરી, પછી તેઓ ને હું સાથે બહાર નીકળ્યાં અમે બહારને દરવાજે પહોંચ્યાં ત્યાં અંધારામાં એક માણસને ઊભેલો મેં જોયો ગાંધીજીની નજર પણ તેના પર ખાસ પડી હોય એમ લાગ્યું, કેમ કે તેઓ સીધા પેલા માણસની પાસે ગયા, તેના હાથમાં પોતાનો હાથ ભેરવી લીધો, ને તેને શાંત, સ્વસ્થ ને ગંભીર અવાજે કંઈક કહેવા લાગ્યા પેલો ક્ષણભર ખંચકાયો, ને પછી વળીને ગાંધીજીની જોડે ચાલવા લાગ્યો હું એમની બીજી બાજુએ ચાલવા લાગી એ રીતે અમે આખો મહોલ્લો વટાવી ગયાં એ બે જણ શાની વાત કરતા હતા તે હું સાંભળી શકત તોયે મને તે સમજાત નહિ પણ હું તે સાંભળી જ શકતી નહોતી, કેમ કે બન્ને જણ બહુ જ ધીરે અવાજે

બોલતા હતા. મહોલ્લાનો છેડો આવ્યો ત્યાં પેલો માણસ ગાંધીજીના હાથમાં કશુંક આપીને ચાલતો થયો. આ આખા બનાવથી હું કંઈક મૂંઝવણમાં પડી હતી. પેલો ગયો એટલે મેં ગાંધીજીને પૂછ્યું: 'એને શું જોઈતું હતું—કંઈ ખાસ માગણી કરવા આવેલો શું?'

ગાંધીજી કહે: 'હા, એ મારો જીવ લેવા આવ્યો હતો.'

'તમારો જીવ લેવા?' હું બોલી ઊઠી. 'તમારો જીવ લેવા? કેવું ભયાનક! એ પાગલ છે શું?'

'ના, એ માને છે કે હું અમારા લોકોની જોડે દગો કરી રહ્યો છું, હું સરકાર જોડે ખટપટમાં ભળી હિંદીઓનું અહિત કરવા માગું છું, ને છતાં તેમનો મિત્ર ને નેતા હોવાનો ડોળ કરું છું.'

'પણ એમ માનવું એ નરી દુષ્ટતા છે, એ ભયાનક વાત છે,' હું જોરથી બોલી. 'એવો માણસ વિશ્વાસપાત્ર નથી. એને તો પોલીસ પાસે પકડાવવો જોઈએ. તમે એને આ રીતે જવા શા સારુ દીધો! પાગલ હોવો જોઈએ એ!'

ગાંધીજી કહે: 'ના, પાગલ નથી; માત્ર વહેમાયેલો જ છે. અને તમે જોયું કે મેં એની સાથે વાત કરી તે પછી એણે છરો મારા હાથમાં આપી દીધો. એ જ છરો એણે મારા પર ચલાવવા ધાર્યો હતો.'

'તેણે તમને અંધારામાં ઘા કર્યો હોત. હું......'

ગાંધીજી વચ્ચે જ બોલી ઊઠ્યા: 'એટલાં બધાં ગભરાઈ ન જાઓ. એના મનમાં તો એમ હતું, કે આને મારું; પણ એમ કરવાની ખરેખરી હિંમત એનામાં નહોતી: એણે મને માનેલો એટલો બૂરો હું હોઉં તો મરવાને જ લાયક ગણાઉં. હવે એ આ વિષે વધારે ફિકર નહિ કરે. આ કિસ્સો તો પૂરો થયો. હું નથી માનતો એ માણસ હવે ફરી મને ઘાયલ કરવાનો પ્રયત્ન કરે. મેં એને પોલીસ પાસે પકડાવ્યો હોત તો એ મારો શત્રુ બનત. પણ હવે તો એ મારો મિત્ર બનશે.'

*

**: અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કરઃ**

સને ૧૯૨૬ની સાલમાં એક વખત હું નિરાશાના સાણસામાં સપડાયો હતો. દેશની રાજકીય સ્થિતિ સુધરતી તો નહોતી, પણ ઊલટી બગડતી ચાલી હતી. રાજકીય નેતાઓ આપસઆપસમાં મતભેદ કરીને લડતા હતા. ભીલ સેવા મંડળનું કાર્ય, જેમાં હું ચારેક વરસથી પડ્યો હતો, તેમાં પણ ખાસ પ્રગતિ દેખાઈ આવતી નહોતી. આવી નિરાશાની ધૂનમાં હું એક રાત્રે ગાંધીજી પાસે ગયો, અને કહ્યું: 'મેં તો વિચાર કર્યો છે કે બધું જાહેર કામકાજ, ભીલસેવાનું કામ, ભારત સેવક સમાજ વગેરે મૂકી દઈને હરદ્વાર, બદરીકેદાર કે એવે કોઈ સ્થળે જઈને બેસી જાઉં, અને ધર્મધ્યાનમાં જ બાકીનાં વર્ષો કાઢું.' આમ કહીને મેં મારું હૈયું ઠાલવ્યું. ગાંધીજી થોડો વખત શાંત રહ્યા. પછી કહ્યું: 'ઠક્કરબાપા! (ત્યાં સુધીમાં તેમણે મને બાપા તરીકે છાપી દીધો હતો.) દેશમાં આટલું બધું કામ પડ્યું છે તે વખતે તમને આવું ક્યાંથી સૂઝ્યું? સાર્વજનિક કામના ઢગલા પડ્યા છે. તમે તો તે કામને વરેલા છો. તેથી તમારાથી ભીલોની, હરિજનોની વગેરે પ્રવૃત્તિ છોડાય જ કેમ? એ તો મર્યે જ છૂટે, તે પહેલાં નહિ.' હું તો

ટાઢાબોળ થઈ ગયો. ચાળીસેક વર્ષ પૂર્વે મારા પિતાને ઘરક્લેશને કે ગરીબાઈને કારણે આવી કલ્પના આવી હતી, અને તેથી ભાવનગરથી મથુરા-જઈને પાંચસાત દિવસમાં તેઓ પાછા આવ્યા હતા, એ પ્રસંગ નજર આગળ તરી આવ્યો આ વાતને આજે લગભગ વીસ વરસ થયાં છે. પણ ફરી મને આવો ગાંડો વિચાર કદી આવ્યો નથી.

પૂજ્ય કસ્તુરબા ૧૯૪૪ના ફેબ્રુઆરીની ૨૨મી તારીખે આગાખાન મહેલમાં—બંદીખાનામાં—ગુજરી ગયાં ભાઈ દેવદાસે તેમની બધી ક્રિયા પૂનામાં કરી. તેમના અસ્થિ લઈને પ્રયાગ જતા મુંબાઈ ઊતરીને થોડા જ મિત્રો પાસે તેમની યાદગીરીના ફંડની વાત કરી તે સહુએ ઉપાડી લીધી પછી દિલ્હી ગયા બાદ ધનિકો પાસે તે વાત મૂકતાં તેમણે ઠીક ટેકો આપ્યો પચોતેર લાખની મોટી રકમની વિનંતી આમજનતા પાસે મુકાઈ ઈશ્વરકૃપાએ ગાંધીજી તે જ વર્ષના મે માસમાં છૂટ્યા નિધિ એકઠો કરવાના કાર્યમાં મુશ્કેલીઓ હતી તે આથી ટળી ગઈ. નિધિનો ઉપયોગ 'સ્ત્રીબાળકો' માટે કરવાનો નિશ્ચય તો પ્રથમથી હતો, પણ હવે તે 'ગામડાંનાં જ સ્ત્રીબાળકો' માટે સીમિત થયો ગઈ રેંટિયાબારશે ૭૫ લાખની થેલીને બદલે ૮૦ લાખના ચેકો ગાંધીજી પાસે સેવાગ્રામમાં રજૂ થયા તે તેમણે સ્વીકાર્યા રકમ પૂરી થશે કે નહિ તે વિષેની અનેક આશંકાઓ દૂર થઈ, એટલું જ નહીં પણ નિધિ બંધ કરવામાં આવ્યો ત્યારે કુલ આંકડો ૧ કરોડ ૨૮ લાખનો થયો ઘણી વખત આદર્યાં અધૂરાં રહે છે; પણ આમાં તો હરિની મહેરથી માગ્યા કરતાં દોઢા ઉપરાંત-મળ્યા -

નિધિમાંથી કરવાનાં અનેક કાર્યોને અંગે અનેક ટ્રસ્ટીઓની તથા કાર્યકારિણી સમિતિની સભાઓમાં ચર્ચા થાય છે—થઈ. ગઈ કોઈ કોઈ વખત તો ગાંધીજી કહે: 'હું તો પૈસા દાબીને બેસી જાઉં એવો છું, પણ બગાડવા નહીં દઉં. એમ મારી પાસે તમે ઉતાવળે ઉતાવળે યોજનાઓ ન મંજૂર કરાવો ઑફિસખર્ચમાં ને ફરનીચરમાં પૈસા વેડફી નથી નાખવા ભલે શરૂઆતમાં જરા વાર લાગે' પણ કોઈ વખત કળે, કોઈ વખત કરગરીને, કોઈ વખત લાડકા દેવદાસની સહાયતા લઈને, અમે તો મંજૂરીઓ મેળવી લઈએ' એપ્રિલ ૧૯૪૫માં એક રાત્રે મુંબાઈના બિરલા હાઉસમાં થોડા મિત્રોની હાજરીમાં ગાંધીજીએ કહ્યું: 'જુઓ. ઠક્કરબાપા, આ પૈસા ગરીબ સ્ત્રીઓ માટે વાપરવાના છે જ; પણ તેનો વહીવટ પણ સ્ત્રીઓ કરતી થઈ જાય તો સારું સ્ત્રીઓનું દરદ સ્ત્રીઓ જ સમજે આપણે તેમને માર્ગ બતાવીએ, યોજના કરી દઈએ, અને તેમને કાર્ય કરતાં શીખવીએ શીખતાં તે ભૂલ કરે, કામ કદાચ બગાડે, પૈસા વધારે ખરચે, તો યે હરકત નહીં પણ આપણે બને બેઠા છીએ, હયાત છીએ, ત્યાં સુધીમાં, એટલે કે જતા પહેલાં, સ્ત્રીઓને સોંપવા શક્તિમાન થઈએ, તો ઘણું કામ થયું કહેવાય' આટલો ઊંચો આશય, મમતાનો ત્યાગ, અને સ્ત્રીજાતિનું સન્માન ક્યાંથી ભેગા થઈ જાય ? હું તો વિચાર કરતોકરતો ઘેર જઈ-સૂઈ ગયો. આ શબ્દો હજુ મારા કાનમાં અનેક વેળા ગુંજ્યા કરે છે.

: ડૉ. હરિપ્રસાદ દેસાઈ :

આશ્રમમાં એક પછી એક ચિત્રવિચિત્ર માનવીઓ આવ્યે જતાં હતાં. એક બપોરે એક નવા એમ. એ. એલ. એલ. બી ગયા, ને કહેવા લાગ્યા: 'સાહેબ, મારા લાયક કંઈ કામ બતાવો'. ગાંધીજી કહે: 'આવો, આ ઘઉં વીણો'. પોતે પણ તે વખતે ઘઉં વીણતા હતા, ને દળવા જવાની તૈયારીમાં હતા. પેલા એમ. એ. એલ. એલ. બી. તો ડઘાઈ જ ગયા. કૉલર, ટાઈ, પાટલૂન અને પાઘડી પહેરેલાં, એટલે એક તો પલાંઠી વાળીને બેસવાનું જ મુશ્કેલ હતું. તેમાં યે અરધો કલાક થયો છતાં ગાંધીજી એમને 'રહેવા દો' એમ પણ કહે નહીં. આખરે પરસેવાથી રેબઝેબ થયેલા ઊઠ્યા, ને કહ્યું: 'સાહેબ, હવે રજા લઉં છું!' ગાંધીજી કહે: 'પધારો'. આ વાતનો સાંજની પ્રાર્થનામાં ગાંધીજીએ ઉલ્લેખ કર્યો, ને કહ્યું: 'હું એ ભાઈનો દોષ કાઢતો નથી. નવી કેળવણીએ બધાને હાથકામની મહત્તા સમજતા અટકાવ્યા છે. આવા બહુ ભાઈઓ મારી પાસે આવે છે. હમણાં હું કંઈ રાજકીય મંડળ કાઢું કે છાપું કાઢું તો એવા મન્ત્રી થવા ઉત્સુક હોય છે. પણ હું એવું કંઈ કરતો નથી. કરું તો અહીં ઘોડાગાડીઓની હાર જામે, સભાઓ થાય, ચર્ચાઓ થાય, અને લોકો માને કે સ્વરાજ આવ્યું, સ્વરાજ આવ્યું. પણ મને એ પદ્ધતિએ કામ કરવું ગમતું નથી. હું બહુ નાનો માણસ છું, અને દેશ બહુ મોટો છે. પણ મારું માને તો હું એને સાચા કાર્યની દિશા સુઝાડું ખરો'.

*

: રવિશંકર મહારાજ :

૧૯૨૯માં ગાંધીજી કાચા અનાજનો પ્રયોગ કરતા હતા, ત્યારે મેં પણ તે પ્રયોગમાં ભાગ લીધેલો. ગાંધીજીએ થોડા દિવસ કાચું અનાજ ખાધું, અને મરડાનું દર્દ થયું તેથી શરીર સાવ લથડી ગયું. મને ખાસ હરકત નહોતી આવી. કાચું અનાજ ખાતાં એક મહિનો તો મને થયેલો. એ અરસામાં એક વખત કંઈક કામસર હું તેમની પાસે ગયો. તેમને બોલવાની શક્તિ નહોતી, એટલે કોઈએ તેમની સાથે વાત ન કરવી એવો નિયમ થયેલો. છતાં તેમણે મને પૂછ્યું: 'તમારું શરીર કેમ રહે છે?' મેં કહ્યું: 'બાપુજી, ઠીક છે.' (વાત ન કરવી જોઈએ, પણ પૂછે એટલે નિરુપાયે ઉત્તર આપવો પડે.) પછી કહે: 'વજન કેટલું ઘટ્યું?' મેં કહ્યું: 'પોણો શેર. પણ થોડી અશક્તિ દેખાય છે.' તેમણે પૂછ્યું: 'શું કામ કરવાનું હોય છે?' મેં કહ્યું: 'આખો દિવસ કાંતું છું. સફાઈનું કામ કરવાનું આવે છે તે કરું છું.' ગાંધીજી: 'એટલું કામ તો થાય છે ને?' મેં હા પાડી. ગાંધીજી: 'તો પછી વધારે બળની ઇચ્છા શા માટે રાખો છો? તમને ખબર છે કે બપવિનાનું બળ એકઠું થાય તો શરીરમાં વિકાર ઉત્પન્ન કરે છે ને આત્માનો નાશ કરે છે? હું તો આફ્રિકામાં રહેતો ત્યારે ૨૧ માઈલ ચાલીને વકીલાત કરવા જતો. અને શનિવારે તો ૪૨ માઈલ ચાલતો. સવારમાં વહેલો ઊઠીને, ભાખરી રાતે કરેલી હોય તે, ને સાથે લિંબુનો મુરબ્બો બાંધીને ચાલતો. રસ્તામાં પાણીનો ઝરો આવતો ત્યાં બારોબાર સ્નાન કરી, ઓફિસે જઈ, સાથે આણેલું ભાતું ખાઈને કામ કરતો. શનિવાર બાદ કરતાં બાકીના દિવસ સાંજના ગાડીમાં પાછો જતો. શનિવારે જવા–આવવાના મળી ૪૨ માઈલ ચાલવાનું થાય. એટલે શરીર પાસે જેટલું કામ લેવાનું હોય તેટલા જ બળની ઇચ્છા રાખવી.'

*

: પંડિત સુખલાલજી :

જલિયાંવાલા બાગના હત્યાકાંડ પછી તે વિષેની એક તપાસસમિતિ રાષ્ટ્રીય મહાસભા તરફથી નિમાયેલી, તેમાં ગાંધીજી હતા એનો રિપોર્ટ લખાયા પછી તેઓ—સ્મરણ પ્રમાણે—કાશીથી અમદાવાદ પાછા ફરેલા વાતાવરણ ગરમાગરમ હતું હું આગ્રેથી અમદાવાદ આવેલો, તે ગાંધીજીના દર્શન અર્થે આશ્રમમાં ગયો. હજી આશ્રમ સાબરમતી ભણી આવ્યો હતો માગી સાથે બે મિત્રો હતા તેમાંના એક જૈન પંડિત હતા. ગાંધીજી બેઠા હતા તે ઓરડામાં અમે ગયા શ્રી. મહાદેવભાઈ નજીકમાં પોતાનું કામ કરતા હતા ગાંધીજીએ શાંત સ્વરે પણ ખડખડાટ હાસ્ય સાથે 'આવો' એવા શબ્દોથી સ્વાગત કર્યું મેં કહ્યુ 'આપ તો બહુ જ થાકેલા છો લેવાઈ ગયા લાગો છો તો ક્યાંક મહિનો હોઢ મહિનો પૂરો આરામ કાં ન કરો ? આપે તો પંજાબના ભ્રમણમાં અને રિપોર્ટ લખવામાં બહુ શ્રમ અને ઉજાગરા કર્યા છે ' તેમણે તરત જ કહ્યું. 'એમ કંઈ અજગરની પેઠે પડ્યા રહી શરીર પંપાળ્યા કરાય છે ?' મે મારી સાથેના મિત્રની ઓળખાણ આપતાં કહ્યું 'તેઓ પંડિત છે ને જૈન સાધુઓને ભણાવે છે ' ગાંધીજી એમની લાક્ષણિક શૈલીએ હસીને કહે 'ત્યારે તો એ ભાઈ અગ્નિને બાળે છે, એમ ને ?' ઉપરના તેમના બને જવાબે મને વિચારમાં નાંખી જ દીધો હતો પણ તે વખતે શહેરમાંથી ગાંધીજી પાસે અનેક વિદ્યાર્થીઓ આવીને સરકાર સાથેની ભાવિ લડતમાં પોતાના સ્થાન વિષે પૂછી રહ્યા હતા એ ઉત્તેજક વાતાવરણમાં એક કોલેજિયન વિદ્યાર્થીને ગાંધીજીએ કહેલું તે હજી પણ મારા કાનમાં ગુંજતું હું સાંભળું છું તે વાક્ય એટલું જ હતું કે 'તમે જુવાન છો અને હું જુવાનીમાં નિર્દોષ આનંદ કેમ લેવો એનો રસ્તો તમને બતાવી રહ્યો છું.'

*

: દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર :

૧૯૧૫માં ગાંધીજી હિંદુસ્તાન આવ્યા પછી થોડા જ દિવસમાં શાંતિનિકેતન આવેલા, કેમ કે ફિનિક્સ આશ્રમથી આવેલી મંડળી ત્યાં હતી હું પણ તે વેળા-સ્વતંત્ર રીતે ત્યાં ગયેલો. ગાંધીજી આવ્યા તે દિવસે મોડી રાત સુધી અમે વાતો કરી સવારે ઊઠીને પ્રાર્થના પછી અમે મજૂરી કરવા ગયા ત્યાંથી પાછા આવીને જોઈએ તો અમારે માટે નાસ્તો, ફળ વગેરે બધુ કાપી કરીને જુદીજુદી થાળીઓમાં પીરસી રાખેલું. અમે તો બધા કામે ગયેલા; પછી માની પેઠે આ બધી મહેનત કોણે કરી ? મેં ગાંધીજીને પૂછયું (એ વખતે હું એમની સાથે અંગ્રેજીમાં જ બોલતો) 'આ બધું કોણે કર્યું ?' તેમણે કહ્યુ: 'કેમ ? મેં કર્યું છે ' મેં સંકોચથી કહ્યું. 'આપે કેમ કર્યું ? આપ બધી તૈયારી કરો, ને અમે બેઠાબેઠા ખાઈએ, એ મને સારું નથી લાગતું ' 'કેમ, એમાં શો વાંધો છે ?' મે કહ્યુ 'આપ જેવાની સેવા લેવા જેટલી લાયકાત અમારામાં હોવી જોઈએ ને !' એનો એમણે જે જવાબ આપ્યો તેને માટે હું તૈયાર ન હતો, મે અંગ્રેજીમાં કહેલું કે 'We must deserve it' એ સાંભળતા તેમણે સાવ સ્વાભાવિકપણે કહ્યું 'Which is a fact' (એટલે કે તમે એને માટે લાયક છો જ ) હું એમની સામે જોઈ રહ્યો. તેમણે હસતાહસતા કહ્યુ 'તમે બધા કામે ગયા હતા, ને નાસ્તો કરીને પાછા

કામે ચડી જશો. મારી પાસે ફુરસદ હતી. એટલે મેં તમારો વખત બચાવ્યો. એક કલાક કામ કરીને આવો નાસ્તો કરવાની લાયકાત તમે મેળવી જ છે.' મારો કહેવાનો ભાવ તો એ હતો કે આવા મોટા નેતા અને સત્પુરુષની સેવા લેવા જેટલી લાયકાત અમારામાં હોવી જોઈએ ને! એ ભાવ એમના મગજ સુધી પહોંચ્યો જ નહીં. તેઓ તો માણસમાત્ર પ્રત્યે સમદૃષ્ટિથી જોનારા રહ્યા. તેથી એમની નજરે તો મેં સેવા કરી એટલે હું એમની સેવા લેવાને હકદાર બની જ ગયો.

૧૯૧૮માં મજૂરોની હડતાળને અંગે ગાંધીજીએ ઉપવાસનો નિશ્ચય કર્યો એની વાત સાંભળી મહાદેવભાઈએ અને મેં એમની સાથે ઉપવાસ કરવાનો વિચાર કર્યો. મહાદેવભાઈએ ગાંધીજી પાસે જઈ પોતાનો વિચાર તેમને જણાવ્યો. ગાંધીજીએ એમને મનાવી જોયા, પણ મહાદેવભાઈએ માન્યું નહીં. ચર્ચા ને દલીલનો વખત નહોતો. ગાંધીજીએ કડકાઈથી કહ્યું: 'મહાદેવ, તમારો ધર્મ શો છે એ પણ હું જાણું છું. અત્યારે તમારે ખાવું જોઈએ. મારી વાત નહીં માનો તો હું તમારું મોં નહીં જોઉં.' મહાદેવભાઈ ગમગીન ચહેરે મારી પાસે આવ્યા ને કહેવા લાગ્યા: 'બાપુ, મારું મોં ન જુએ તો હું જીવું કેવી રીતે?' મેં કહ્યું: 'બાપુ તો આપણા અંતરાત્મા જેવા છે. તેઓ કહે કે ખાવું જોઈએ, તો આપણે ખાવું. ખાઈને જ આપણે આપણી કસોટી થવા દેવી.' મારું નામ પણ ગાંધીજી પાસે ગયું હતું. હું તેમની પાસે ગયો ને કહ્યું: 'મહાદેવભાઈએ મને બધું કહ્યું છે. અમે બંનેએ ખાવાનો નિશ્ચય કરી લીધો છે. માત્ર હું ખજૂર ને પાણી પર રહીશ. પણ એને આપના ઉપવાસની સાથે કશો સંબંધ નથી. એ મારો સ્વતંત્ર પ્રયોગ છે.' ગાંધીજીના મનમાં કદી શંકા નથી આવતી. તેમણે તરત જ કહ્યું: 'ઠીક છે, તમારો પ્રયોગ ભલે ચાલતો.' મેં સાચે જ એવો પ્રયોગ કરવાનો વિચાર રાખેલો. મને ડર હતો કે ગાંધીજી શંકા ઉઠાવશે કે આણે ચાલાકીથી નવો રસ્તો કાઢ્યો. પણ તેમણે જરા પણ શંકા ન ઉઠાવી એ જોઈ મને સંતોષ થયો. એ જ રીતે તેમણે અનસૂયાબહેનને પણ ઉપવાસ કરતાં રોકયાં. સાંજે પ્રાર્થનામાં કહ્યું: 'મારી સાથે તમે લોકો ઉપવાસ કરશો તો તેથી મારી શક્તિ વધવાની નથી પણ ઘટવાની છે. ઊલટી તમારી ચિન્તા મને થયા કરશે. એટલે તમારો ધર્મ તો એ છે કે સારી પેઠે ખાઈને મારી સાથે કામ કર્યા કરો. આ ઉપવાસમાં મારો દેહ પડે તો તમારે શોક કરવાનો નથી. આશ્રમ-જીવનમાં મિષ્ટાન્ન બનાવીને ખાવાનો અવકાશ હોય, તો તે દિવસે તમારે મિષ્ટાન્ન બનાવીને ખાવું જોઈએ. મારા સાથી મારી સાથે ઉપવાસ કરવા બેસે તો મારું બધું કામ અટકી જાય, ને હું કદી ઉપવાસ કરી જ ન શકું.'

મહાદેવભાઈ ગાંધીજી સાથે જોડાયા ત્યારબાદ થોડે દિવસે અમો વાતો કરતા હતા. મહાદેવભાઈ કહે: 'બાપુ એક જગ્યાએ મળવા ગએલા ત્યાં તેઓ ખુરસી પર બેઠા, ને હું ભોંય પર બેઠો. બાપુ કહે: 'આ બરાબર નથી. મારી પાસે આ બીજી ખુરસી પર બેસો.' મારી હિંમત ન ચાલી. એટલે બાપુ ઠપકો આપીને કહે: 'આ જમાનાની રીતભાત પણ તમારે શીખવી જોઈએ. માટે ઊઠો, ને ખુરસી પર બેસો.' હું શરમાતો શરમાતો બેસી ગયો. મેં કહ્યું: 'નવવધૂની

પેઠે ને!'

મહાદેવભાઈ પાસેથીજ સાંભળેલી એક બીજી વાત છે. ઉત્તર હિંદમાં મહાદેવભાઈ ગાંધીજી સાથે મુસાફરી કરતા હતા. ચાલતી ગાડીએ લખવાનો મહાવરો ગાંધીજીને છે, ને મહાદેવભાઈને પણ હતો. એક દિવસ રાતે મોડા સુધી મહાદેવભાઈએ લખ્યું, ને કામ પૂરું કરીનેજ સૂઈ ગયા. સવારે વહેલા ઊઠવું એમને માટે અશક્ય હતું. સવારે જાગ્યા ત્યારે જોયું કે ગાંધીજીએ સ્ટેશનની વેટિંગ રૂમમાં જઈને મહાદેવભાઈ માટે ચા, દૂધ, ખાંડ, પાઉંરોટી, માખણ વગેરે મગાવી તાસકમાં તૈયાર રાખ્યું છે. ગાંધીજી પોતે તો ચા નથી પીતા, પણ મહાદેવભાઈ ચા પીએ છે એની એમને ખબર હતી. એટલે તેઓ આ તૈયારી રાખીને મહાદેવભાઈના જાગવાની રાહ જોતા બેઠા હતા. મહાદેવભાઈ જાગ્યા ત્યારે આ જોઈને શરમાઈ ગયા. પોતે ચા પીએ છે એ ભેદ ગાંધીજી આગળ ખૂલી ગયો, એથી વધારે સંકોચ થયો. પણ ગાંધીજીએ મીઠીમીઠી વાતોથી એમનો સંકોચ દૂર કર્યો, ને કહ્યું કે 'રાતનો થાક પણ ઉતરવો જોઈએ ને!'*

*

: નરહરિ પરીખ.

આશ્રમમાં અમે રાષ્ટ્રીય શાળાની સ્થાપના કરી તે વખતે ગાંધીજી ચંપારણમાં હતા. સ્થાપના થયા પછી એકાદ મહિને તેઓ આશ્રમમાં આવ્યા તે વખતે બધા શિક્ષકો સાથે રાષ્ટ્રીય શિક્ષણના પોતાના મનોરથો વિષે તો વાતો કરીજ તે ઉપરાંત કેટલીક અંગત વાતો પણ કરી. કુટુંબના વડીલ કુટુંબનાં બાળકોને કોઈવાર ઘરના ઓરડાની વાત કરે તેમ તેમણે શરૂ કર્યું.

'તમે સૌ મારી સાથે જોડાયા છો, અને તમે દરેકે તમારા નિર્વાહખર્ચ માટે અમુક અમુક રકમ લેવાનું નક્કી કર્યું છે. તમે નક્કી કરેલી રકમો તો બરાબર છે; પણ એક વાત તમારે સમજી લેવી જોઈએ. એવો સમય પણ આવે કે હું એ પ્રમાણે તમને ન આપી શકું. કારણ હું સત્યાગ્રહી રહ્યો અને સત્યાગ્રહી એટલે ખડખોર. રાજ્યની સામેજ ખડ કરું એમ નહિ, સમાજ સામે પણ પ્રસંગ આવ્યે ખડ કરું. તે વખતે આ બધા મિત્રો મદદ કરે છે તે ન પણ કરે એટલું જ નહિ, પણ લોકો પથરા મારે અને મારી પર થૂંકવા પણ તૈયાર થાય. તોપણ મને તો સાચી વાત લાગી હોય તે હું ન જ છોડું, મિત્રો મદદ ન કરે તો મજૂરી કરીને ગુજરાન ચલાવવાનો વખત આવે. તે વખતે તમે પણ મારી સાથે મજૂરી કરવા તૈયાર થાઓ, તો જે મળે તે આપણે સૌ વહેંચી ખાઈએ. પણ તમે તે વખતે મને છોડી જાઓ, તો હું તમારો દોષ નહિ કાઢું. મારું દિલ પણ તમારી ટીકા નહિ કરે. હા, જો આવો પ્રસંગ અમુક વખત પછી આવે, અને તમે જઈને એમ કહો કે 'આ માણસ સાથે જવામાં અમારાં આટલાં વર્ષ બગડ્યાં, એટલાં અમે પાછળ પડી ગયા,' તો મારું દિલ તમારી ટીકા કરે ખરું. માટે એક વસ્તુ બરાબર સમજી લો. જે નિર્વાહખર્ચ તમે લેવાનું નક્કી કર્યું છે તે પ્રમાણે આપવા હું પ્રયત્ન કરીશ, પણ હમેશાં આપી જ શકીશ એમ ન માનશો. અત્યારે આપણી પાસે બેંકમાં અમુક રકમ જમા

* જેલનિવાસ દરમ્યાન હિંદુસ્તાનીમાં લખેલા ગાંધીજીના જીવનપ્રસંગોના અપ્રસિદ્ધ પુસ્તકમાંથી ઉદ્ધૃત

છે. તે ઉપરાંત, આફ્રિકાથી હું નીકળ્યો તે વખતે ભેટો મળેલી તે લગભગ વીસેક હજાર રૂપિયાની છે. આપણું માસિક ખર્ચ અત્યારે લગભગ પંદરસો રૂપિયા છે. એટલે આ રકમ તો થોડા વખતમાં પૂરી થઈ જશે. અને પછી કશી મદદ ન મળે તો કાં તો મારી સાથે મજૂર બનવું, અથવા તમને ઠીક લાગે તે રસ્તે જવું. હું તો માનું છું જ કે તમે બધા કાંઈ પડા પેપડાના ખાનારા નથી. એટલે તમે મને છોડી જશો તોપણ, કોઈ પણ વખતે સમાજમાં તમારી કિંમત છે જ. અહીં તમે લો છો તેના કરતાં વધારે તમને કોઈ પણ વખતે મળી જ શકે પણ મારી વાત સમજી લેવી ઠીક છે; કારણ આ ખંડખોરની સાથે તમે પાનાં પાડો છો.'

પછી અમારા બધાની પત્નીઓને બોલાવી. તેમનાં નામઠામ પૂછ્યાં, આડા-અવળો વિનોદ કર્યો. પછી પૂછ્યું કે 'તમે બધી તમારા પતિઓની પાછળ ઢસડાઈને આવી છો કે સમજીને આવી છો? તમને આ આશ્રમમાં રહેવું ન ગમતું હોય, અને તમારા પતિ આવ્યા છે એટલે પરાણે અહીં આવી હો, તો મને કહી દેજો. હું તમારા પતિને રજા આપી દઈશ, અને કહીશ કે 'તમારી પત્નીને સમજાવી, રાજી કરીને આવો. ત્યાં સુધી હું તમને નથી સંઘરવાનો.' જો કે હું તો એવું ઇચ્છું છું કે તમે પોતે જ આ આશ્રમને તમારું ઘર માનો. એટલે સુધી કે તમારા પતિ આશ્રમમાંથી જવાનું કહે, તોપણ તમે એમને કહી દો કે 'તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ. મારું ઘર તો આ આશ્રમ જ છે.' મારી એક બીજી વાત પણ તમારે સમજી લેવાની છે. હું લડવૈયો છું. હું તો સરકાર સામે લડું, અને લોકો સામે પણ લડું. અને મારી લડવાની રીત કેવી છે એ જાણો છો? સાધારણ લડાઈઓમાં તો દુશ્મન અથવા વિરોધી પક્ષના માણસોને મારવાના હોય; એટલે તેમની સ્ત્રીઓને વિધવા બનાવવાનું આવે. મારી લડાઈમાં દુશ્મન કે વિરોધી કોઈ નથી. એટલે કોઈને મારવાપણું છે જ નહિ; પોતે જ મરવાનું. આપણા પક્ષના માણસોની સ્ત્રીઓને વિધવા બનવું પડે ખરું. એવી મારી રીત છે. આવું ઝટઝટ મરવાનું કંઈ રેઢું નથી પડ્યું. પણ મારી સાથે જેલ તો નસીબમાં લખેલી જ માનજો. તમારા પતિઓ જ જેલમાં જાય એમ નહિ, પણ હું તમનેય મોકલું. આ બધું સમજી લઈને મને હા કહેજો. મારી આ વાત તમને ન ગમે તો અહીં ન રહેવું. તમારા પતિને લઈને અહીંથી ચાલ્યા જવું. એ જવાની ના પાડશે તો હું એને રજા આપી દઈશ અને તમારી સાથે મોકલી દઈશ.'

મહાદેવભાઈનો એક પ્રસંગ છે. તે ૧૯૧૭માં ચંપારણમાં તાજા જ ગાંધીજી પાસે આવેલા હતા. ત્યાં ગાંધીજીએ એકવાર એમને રોટલા બનાવવાનું કહ્યું. મહાદેવભાઈથી ના ન પડાઈ. વળી તે દિવસે મહાદેવભાઈની વરસગાંઠ હતી. વરસગાંઠને દિવસે પોતાના હાથની રોટલી ખવડાવવાનું અને એ સદ્‌ભાગ્ય, અને રોટલી બનાવતાં આવડે નહિ એની મૂંઝવણ. જિંદગીમાં કદી ચૂલા આગળ બેઠેલા નહિ. એટલે આંખમાંથી આંસુની ધારા ચાલી, ને થોડાંક આંસુ લોટમાં પણ ભળ્યાં. ત્યાં તો ગાંધીજીએ આવીને એમની આ દશા જોઈ, ને કહ્યું: 'ચાલો. હું તમને રોટલી બનાવતાં શીખવું.' કહી નાહીને આવ્યા, ને રોટલીની

કણક બનાવવાંથી માંડીને તે શેકવા સુધીની ક્રિયાઓ શીખવી (એટલું જ નહિ, પણ મગની દાળ કેમ ધોવાય, ટપાલની ટિકિટ પરબીડિયા પર અમુક જ જગ્યાએ કાળજી-પૂર્વક કેમ ચોડાય, વગેરે અનેક વસ્તુઓ ગાંધીજીએ એમને શીખવેલી)

પછી મહાદેવભાઈએ દુર્ગાબહેનને કાગળ લખ્યો પોતાને માથે રાખવાનું આવ્યું છે એ જણાવ્યું, અને દાળશાકમાં શો તથા કેટલો મસાલો નાખવો એ પુછાવ્યું એના જવાબમાં દુર્ગાબહેન જાતે જ ત્યાં જઈ પહોંચ્યાં. પણ ત્યારપછી મહાદેવભાઈ રોટલી બનાવવામાં પારંગત થયા ફૂલીને બરાબર ગોળ દડો થાય અને તેના ઉપર એક પણ કાળો ડાઘ ન હોય એવી રોટલીને અમારા મંડળમાં અમે 'ચાઈના સિલ્ક' કહીએ છીએ મહાદેવને એવાં ચાઈના સિલ્કનો બહુ શોખ હતો એમણે પોતે એવી ચાઈના સિલ્ક રોટલી બનાવવામાં સારી કુશળતા મેળવેલી

*

**: છગનલાલ નથુભાઈ જોશી :**

૧૯૨૮-૨૯માં હું સાબરમતી સત્યાગ્રહાશ્રમ—ઉદ્યોગ મંદિરનો મંત્રી હતો. તે દરમ્યાન ગાંધીજી સાથે અનેક પ્રસંગે થયેલી છૂટીછવાઈ વાતોમાંથી કેટલીક અહીં ઉતારી છે

શ્રી દેવદાસ એક વખત દિલ્હીની જામિયા મિલિયામાં કાંતણપીંજણના શિક્ષક તરીકે કામ કરતા હતા તે વખતે તેઓ તેમના ભત્રીજા—શ્રી હરિલાલના નાના દીકરા—રસિકને પણ સાથે લઈ ગયા હતા. તેને ટાઈફોઈડ થયો, તે જીવલેણ નીવડ્યો. તેના અવસાનના ખબર આશ્રમમાં આવ્યા, તેને બીજે દિવસે સવારે હું રાબેતા મુજબ ગાંધીજી સાથે ફરવા ગયો ત્યારે તેમણે અંગ્રેજી અને દેશી વૈદકને લગતી વાતો કરી આવા ટાઈફોઈડ તાવમાં પણ ઘણા ડૉક્ટરો દરદીને દૂધ આપવાનો આગ્રહ રાખે છે એ બરાબર નથી. નિસર્ગોપચાર પ્રમાણે આવા તાવમાં દૂધ તો અપાય જ નહિ થોડીક વાર પછી કહે: 'ઊલટા હડીએ હોજરી કામ કરતી બંધ થઈ ગઈ હોય ત્યારે પણ, ઇંજેક્ષન દ્વારા દરદીઓને ખોરાક આપવામાં ડૉક્ટરો માને છે.' એના એકબે દાખલા આપી પછી કહેવા લાગ્યા

'છગનલાલ, આટલી વસ્તુ તમે ઉદ્યોગ-મંદિરની રોજનીશીમાં નોંધી રાખજો હું બેશુદ્ધ થઈ ગયો હોઉં ને મરવા પડ્યો હોઉં ત્યારે, ગમે તેવા મોટા કુશળ વૈદો કે ડૉક્ટરો ભારપૂર્વક કહેતા હોય તોપણ કૃત્રિમ રીતે ખોરાક આપી મને જિવાડવાનો પ્રયત્ન કરવા દેશો નહિ ઇંજેક્ષન યા ગુદા વાટે મારા શરીરને ખોરાક ન અપાવા દેશો. આ વાત ઊપડી જ છે ત્યારે બીજી પણ બે વાત કહી લઉં. મને ભાનમાં લાવવા માટે કોઈ ડૉક્ટર બ્રાન્ડી કે બીજો દારૂ શરીરે ચોપડવાનું કહે તો તમે તેની સામે ઝૂઝજો તમને બાધા કે વૈદિયાનો શિરપાવ ડૉક્ટરો કે વૈદો આપે તોપણ-તમે મારા વારસ છો, નજીકના સગા છો, એ વધારે સમજો, એમ માની-મારા બેભાન થયેલા શરીરને દારૂ ન જ અડે તે માટે કાળજાતૂટ પ્રયત્ન કરજો અને ઊલટું, મારો દેહ જ્યાં પડે ત્યાં જ, એટલે કે તે જ ગામમાં, અગ્નિસંસ્કાર કરજો મારા શબને કોઈ પણ બીજે સ્થળે લઈ જવાનો આગ્રહ રાખવાનો નથી'

આ ત્રણેય વસ્તુ મારી તે દિવસની વાસરીમાં લખી રાખી હતી પણ ૧૯૩૩માં

આશ્રમ વીંખાઈ જતાં એ વાસરી રફેતફે થઈ ગઈ છે. એટલે ગાંધીજીના ચોક્કસ શબ્દો ટાંકી શકાયા નથી, પણ તેનો ભાવાર્થ આપ્યો છે.

ગાંધીજીના કેટલાક કાગળો મારી પાસે છે. તેમાંના એકમાં પોતાના આ ક્રોધને વિષે તેમણે જે લખ્યું છે તેનો ઉતારો અહીં આપવા જેવો છે: 'ખરી વાત જ એ છે કે સ્વસ્થતા કોઈની બતાવી મળતી નથી. પોતાની અંદરથી નીકળવી જોઈએ. હું પોતે અત્યારે ક્રોધરાક્ષસની સામે ઝૂઝી રહ્યો છું. નિકટવર્તી કોઈથી કંઈ ભૂલ થઈ કે મારી ઉપર ક્રોધરિપુએ સવારી કરી જ છે. એ શરીર અને મન બંનેની નબળાઈ સૂચવે છે. મન સાવ ઉદાસીન થયું હોય, તો શરીરની નિર્બળતા તેને શું કરે? બુદ્ધિ આ જાણે છે. હૃદયને તેનો સ્પર્શ નથી થયો. પણ કોક દહાડો એ ક્રોધને પણ ગયે છૂટકો છે......પણ જેમ મારી મેળે જ ઈશ્વરકૃપા મેળવવી રહી છે તેમ જ તમારે કરવું રહ્યું છે. આપણ બેમાં કશો ફેર ન જાણજો. બંનેને એક જ આત્મા છે. બંનેમાં પશુતા રહેલી છે. મૂર્છા જાય તો પશુતા જાય.—બાપુના આશીર્વાદ' (૧૬–૯–૨૯)

યરવડા જેલમાં મને કેમ મૂકવામાં આવેલો તે હું કહી ગયો. પણ હું તો સાવ અણઘડ માણસ રહ્યો. માલિસ કરતાં જન્મારામાં શીખેલો નહિ. ખોરાકના પ્રયોગને લીધે ગાંધીજીની તબિયત લથડી હતી. પગની પિંડીની માલિસ કરવાનું મને કહેવામાં આવ્યું. મેં ગરમ તેલ લીધું. આંગળાં વડે પિંડી પર તેલ ચોળ્યું; ને આંગળાંથી પગ ઘસવા ને દબાવવા લાગ્યો. ગાંધીજી કહે: 'છગનલાલ, માલિસ આમ ન થાય, હથેળીથી થાય.' એમ કહી મારી પિંડી પર હથેળીથી માલિસ કરી મને પદાર્થપાઠ આપ્યો. સરદાર સાહેબ બાજુમાં બેઠાબેઠા પરબીડિયાં બનાવતા હતા. હું તો શરમાઈને ભોંયભેગો થઈ ગયો. પાંચ મહિનામાં થોડુંક માલિસ કરતાં શીખ્યો. ગાંધીજીની છાતી પર માલિસ કરતાં તે પરના વાળ તણાતા. મારા કરતાં કેદી હજામ માલિસ કરવામાં અનેકગણો હોશિયાર. મારા જેવા અણઘડ કરતાં એ માલિસ કરે તો સારું, એમ સરદાર સાહેબને લાગે એ સ્વાભાવિક હતું. પણ ગાંધીજીએ મારો એ 'અધિકાર' બીજા કોઈને લેવા દીધો જ નહિ. એ વખતે મેં જોયું કે ગાંધીજી સાચે જ ગુડાકેશ છે. છાતી પર વીસ મિનિટ કે અડધો કલાક મેં માલિસ કર્યું છે; ને એ દરમ્યાન ઘણીયે વાર તેમને ઘસઘસાટ ઊંઘતા જોયા છે.÷

સાબરમતીમાં ગાંધીજી કકડતી ટાઢમાં પણ નદીકાંઠે 'હૃદયકુંજ'નાં× ફળિયામાં સૂઈ જતા. ૧૯૨૯ના શિયાળામાં એક રાતે હિમ પડ્યું. છતાં તેમણે ખાટલો ન

÷ સતત પ્રવાસના દિવસોમાં મોટરમાં ફરવાનું હોય ત્યારે ગાંધીજી મોટરની પાછલી બેઠક પર સૂઈ જાય, ને એક ગામથી બીજે ગામ પહોંચતાં વચગાળાનો વખત મળે તેટલામાં કકડે કકડે ઊંઘનું લેણું પૂરું કરે. ૧૯૩૪માં ત્રાવણકોરના આવા પ્રવાસ દરમ્યાન મોટરમાં શ્રી. ઠક્કરબાપા ને હું સાથે હતા. એકવાર પાછલે પહોરે ગાંધીજી ઊંઘમાંથી ઊઠ્યા, ને પાંચ મિનિટમાં ગામડું પસાર થયું એટલે પાછા સૂઈ જતાં કહે: 'મારા જેવો ઊંઘનારો કોઈ જોયો છે?'—સંપાદક

× સાબરમતી આશ્રમમાં ગાંધીજીના નિવાસ-સ્થાનને 'હૃદયકુંજ' એ નામ આપવામાં આવેલું.—સંપાદક

ખસેડાવ્યો પ્રાતઃકાળની પ્રાર્થના અમે અતિશય ઠંડી લાગવાથી ખુલ્લામાં ન કરતા ઓશરી પર કરી ગાંધીજી સવારમાં ગરમ પાણી પી, છ વાગે નિયમ પ્રમાણે ફરવા નીકળ્યા આશ્રમનો મંત્રી હોવાથી હું પણ તેમની સાથે ફરવા જતો ચંપલમાં ટાઢને લીધે પગ ન પેસે શરીર ઠંડીથી ધ્રૂજવા લાગ્યું પણ ગાંધીજી તો નિયમ પ્રમાણે સાબરમતી જેલના દરવાજાના થાંભલાને લાકડી અડાડ્યા બાદ જ પાછા ફર્યા આશ્રમમાં આવ્યા ત્યારે પપૈયાના ઝાડ હિમથી બળેલાં જોયાં કુંડીનું પાણી ઠરીને હિમ થઈ ગયેલું તે બરફના કકડા બાળકો એ બતાવ્યા ત્યારે ગાંધીજીને ખાતરી થઈ કે આશ્રમમાં રાતે ૩૪° કે તેથી નીચે પારો ઊતર્યો હશે એવી ટાઢમાં પણ તેઓ રાતે ખુલ્લામાં સૂઈ ગયેલા એ જ ખરા આશ્ચર્યની વાત હતી

*

### રાવજીભાઈ નાથાભાઈ પટેલ

૧૯૨૯ના ડિસેમ્બરમાં લાહોરમાં મહાસભાના અધિવેશન સાથે ચરખા સંઘ તરફથી ખાદી પ્રદર્શન પણ ભરાવાનું હતું પ્રદર્શનને અંગે મારે ચિત્રો, આલેખ અને આંકડા તૈયાર કરવાના હતા વાંચ્યા સિવાય પણ જોનાર તરત સમજી શકે તેવા ચિત્રો ને આલેખ તૈયાર કરવાનું નક્કી કર્યું આશ્રમમાં એવો ચિત્રકાર મળે નહિ, એટલે બહારના ચિત્રકારને કામ સોંપાયું ચિત્રો તૈયાર થઈને આવ્યાં, ને બાર ચિત્રોનું રૂા ૧૨૦ બિલ આવ્યું લાહોર જવા ઊપડતા પહેલાં હું ગાંધીજીને મળવા ગયો ચિત્રો, આલેખ, આંકડા વગેરે બધું તેમને બતાવ્યું બધી સામગ્રી જોઈ તેમને સંતોષ થયો 'ચિત્રો બહુ સારાં છે કોણે ચીતરી આપ્યાં? આશ્રમમાં આવો કોઈ ચિત્રકાર છે?' વગેરે પૂછપરછ કરી મેં કહ્યું 'અહીં તો કોઈ ચિત્રકાર નથી શહેરમાં તૈયાર કરાવ્યાં છે' ગાંધીજી 'શું ખરચ આવ્યું?' મેં કહ્યું 'દરેક ચિત્રના રૂા ૧૦ પ્રમાણે રૂા ૧૨૦ આપ્યા છે' મારો આ જવાબ સાંભળી તેમને દુઃખ થયાનું તેમના મોઢા પરથી હું જોઈ શક્યો તેમણે કહ્યું 'આ ચિત્રો તો કોઈ શ્રીમંતના ઘરમાં શોભે એવા છે શ્રીમંતો કલાકારો ને ચિત્રકારોને આટલા બધા નાણાં આપી શકે આપણે તો દરિદ્રનારાયણના પ્રતિનિધિ રહ્યા તેમને આટલું ભારે ખર્ચ કરીને ચિત્રો તૈયાર કરવાનું કેમ પોસાય? રેંટિયો એ તો દરિદ્રનારાયણની મૂર્તિ તે માટે તો ઓછામાં ઓછે ખરચે ચિત્રો તૈયાર કરાવવાં જોઈએ ખાદી પ્રદર્શન માટે તો કોઈને કહ્યું હોત કે 'આટલાં ચિત્રો દોરી આપવા તમારી સેવા આપો,' તો કોઈને કોઈ આપણને મળી રહેત' વચમાં તેમણે એક પ્રશ્ન પૂછ્યો કે 'કેટલા દિવસમાં આ ચિત્રો વગેરે તૈયાર કર્યાં?' મેં કહ્યું કે 'બારેક દિવસ થયા હશે' એટલે તો ગાંધીજીની વાગ્ધારા ચાલી 'આ તો રોજના રૂા ૧૦ મહેનતાણાના પડ્યા આજે હિંદુસ્તાનમાં કેટલા માણસોને રોજના રૂા ૧૦ મળે છે? કાંતનાર-પીંજનાર વણકરને કેટલું મહેનતાણું મળે છે? વણકરને રોજના કેટલા આના મહેનતાણાના મળે છે તે આપણા અહીંના વણકરોને પૂછ્યું છે? આ ગરીબ મુલકમાં તો કોઈ ભૂખે ન મરે એવી રીતે મજૂરીના દર ગોઠવવા જોઈએ' એટલામાં શ્રી રામજીભાઈ વણકર આવ્યા ગાંધીજીએ પૂછ્યું 'રામજી, રોજનું કેટલા વાર વણો છો, ને રોજ કેટલું મળે છે?' રામજીભાઈ કહે 'બાપુ, અહિને માંડમાંડ રૂા

૧૫-૨૦ મળે છે. સાથે એક કામ કરનાર હોય તો જ ૧૫-૨૦ મળે; નહીં તો તેથી પણ ઓછું મળે,' એટલે ગાંધીજીએ આગળ કહેવા માંડ્યું: 'જુઓ, આ રામજી આખો દિવસ કામ કરે તોયે તેને આઠ આના પણ પૂરા ન મળે; અને એક ચિત્રકારને રોજના રૂા. ૧૦ મળે; એ કેવો ઊંધો ન્યાય! મારું ચાલે તો હું કલાકના એક આનો પ્રમાણે સહુ કોઈના મજૂરીના દર ઠરાવું; પછી તે વકીલ હોય કે ડૉક્ટર હોય, મોટો સરકારી અમલદાર હોય કે પોલીસ હોય. આ દેશમાં દરેક જણે આઠ કલાક કામ કરવું જોઈએ. ઘરમાં કામ કરી શકે એવા દરેક જણે—પછી તે સ્ત્રી હોય કે પુરુષ—કામ કરવું જોઈએ.'

*

**: પરીક્ષિતલાલ મજમુદાર :**

૧૯૩૨ના ગાંધીજીના ઉપવાસ પછી યરવડા જેલના દરવાજા હરિજનસેવકો માટે ખુલ્લા થયા હતા. ગુજરાત-કાઠિયાવાડની હરિજનપ્રવૃત્તિને અંગે તેમની સલાહ લેવા શ્રી. નાનાભાઈ ભટ્ટ સાથે હું ગયો હતો. પ્રખ્યાત આંબાના ઝાડ નીચે વાતો ચાલતી હતી. તે વખતે જેલના એક અમલદાર પણ આવીને બેઠેલા હતા. પાસે નાની સગડી પર ગાંધીજી માટે એક કેદી બરદાસી પાણી ગરમ કરતો હતો. પાણી પૂરતું તપી રહેતાં તેણે સગડી પરથી વાસણ ઉતારી લીધું. પણ નાની સગડીમાં થોડાક જ કોલસા બળતા ગાંધીજીએ દીઠા; એટલે લાગલા વાતમાં વિક્ષેપ પાડી બરદાસીને સગડી હોલવી નાખવાની સૂચના કરી. જેલ અમલદારે મજાક કરીને કહ્યું: 'કોલસા સરકારી છે, આપ તેની આટલી ચિંતા શા માટે કરો છો?' ગાંધીજીએ તરત જ ઉત્તર આપ્યો: 'ના, એ તો જાહેર પ્રજાનાં નાણાંના કોલસા છે.'

૧૯૩૪માં હરિજનયાત્રા દરમ્યાન એકવાર ત્રીજા વર્ગના ડબામાં ગાંધીજીની સાથે ફરતી એક નાની બાળાએ મને પૂછ્યું: 'મારી કેટલી ટિકિટ લીધી છે?' મેં કહ્યું: 'અડધી.' બાળાની ઉંમર બાર વરસ ઉપરની હશે તે વાત મારા ધ્યાન બહાર ગઈ હતી. તરત જ ગાંધીજીએ સૂચના આપી: 'હવે પછીને સ્ટેશને બાકીની અડધી ટિકિટનાં નાણાં ચૂકવી દેજો.'

૧૯૪૪માં એક હરિજનભાઈના કેસને અંગે ગાંધીજીની સલાહ લેવાની મને તક મળી. મેં કહ્યું: 'શુદ્ધ સત્યને વળગી રહીએ તો કેસ આગળ ચલાવીને જિતાડવાની આશા વકીલો આપતા નથી.' ગાંધીજી કહે: 'ભાઈ, સત્યને ભોગે તો, આપણે ફાંસીએ લટકતા હોઈએ તેમાંથી પણ બચવાનો પ્રયત્ન ન કરીએ.'

હરિજનયાત્રાના દિવસોમાં ગાંધીજીને એકવાર માથાના વાળ કપાવવાના હતા. કપાતા વાળને પલાંઠી પર એકઠા કરવાના ઉદ્દેશથી મારી પાસે છાપું માગ્યું. મેં ભૂલથી એમ માન્યું કે હજામત ચાલુ હોય તે દરમ્યાન તાજા છાપા પર નજર નાખવાની તેમની ઇચ્છા હશે. તેથી મેં તે દિવસનું છાપું આપ્યું. ગાંધીજીને મૌન હતું, એટલે તે છાપા પર તેમણે વાળ પડવા તો દીધા. પણ હજામતને અંતે મને લેખી સૂચના આપી કે 'વાળ યોગ્ય જગ્યાએ નાખી દેવા, છાપું ખંખેરી નાખવું, અને પછી યોગ્ય જગ્યાએ મૂકી દેવું.'

*

**: કુમારી વનમાળા નરહરિ પરીખ :**

મહાબળેશ્વરમાં એક દિવસ બપોરે હું ગાંધીજીને પગે ઘી ઘસતી હતી તેઓ ઊંઘતા હતા એટલામાં એમણે જોરથી હાથ હલાવ્યો આંખ ઉઘાડીને પાછા સરણઘમાં પડી ગયા જાગ્યા એટલે મેં હાથ હલાવવાનું કારણ પૂછ્યું એમને સ્વપ્નું આવ્યું હતુ બપોરે તેઓ બોલતા નથી, એટલે એક પસ્તી ઉપર એમણે પોતાનુ સ્વપ્નુ લખી આપ્યું. પસ્તી હતી ટાઈપ કરવાના ઝીણા કાગળની. પાછળનું લખેલું બધું બીજી બાજુ ફૂટયું હતુ, એના ઉપર એમણે પેનસિલથી લખ્યુ. એટલુ વાચતાં મને બહુ મુશ્કેલી પડી હું કઈ પણ બોલ્યા વગર ત્યાથી ચાલી ગઈ પછી ટપાલમાં આવેલાં પરબીડિયાને ફાડીને કરેલી જાડી અને એકસરખી પસ્તી લઈ આવી ગાધીજી પાસે મૂકી, અને એમની જૂની પસ્તી લઈ લીધી તેમણે ઊંચુ જોયુ, અને હાથના ઇશારાથી પૂછ્યુ . 'કેમ?' મે કહ્યુ 'બાપુજી, તમે કાગળ બચાવો છો, પણ અમારી તો આંખો ફૂટે છે!' પેલી, ઝીણા કાગળની પસ્તી મારા હાથમા જ હતી ગાધીજી કહે 'એ મને પાછી આપ' મે કહ્યુ 'ના, આ હું નવી લાવી તેના પર તમે લખો' ગાધીજી કહે 'ના, તું પહેલી મારી પસ્તી પાછી લાવ. પછી તને કહુ' મારે નછૂટકે હાથમાની પસ્તી આપવી પડી એમાથી જ એક ઝીણો કાગળ લઈ એની ઉપર એમણે શાહીથી લખ્યુ 'હું જાણું છું કે મારે શાહીથી લખવું જોઈએ એને માટે આ પસ્તી જવાબદાર નથી પણ હું છું હવે હું શાહીથી લખીશ પણ આ પસ્તી તો હું રાખીશ જ' મે કહ્યુ : 'તમારે હવે આવી પસ્તી નહિ વાપરવાની. હું હમેશાં સારી આપી જઈશ.' આવુ તો ત્યારપછીલાં ઘણાએ કહ્યું હશે. પણ કોણ જાણે કયાથી ગાધીજી ખરાબ પસ્તી શોધી જ કાઢે છે કાં તો ખરાબ રીતે ફાડેલા પરબીડિયાની હોય, કાં તો પાતળા કાગળની હોય ગાધીજીની ઘણીયે અગત્યની વાતો આવી પંગતી ઉપર જ લખાય આપણે એની નકલ કરી લઈએ એ જુદી વાત પણ આપણને એમના જ હસ્તાક્ષરમાં એ રાખવાનું મન થાય એ તો તદ્દન સ્વાભાવિક છે.

નાનાં છોકરાને ભેટ આપવાની કાંઈ વાત નીકળે ત્યારે બહેન મનુએ કહેલો એક પ્રસંગ યાદ આવે છે એણે પ્યારેલાલજીના ભાઈની નાની બેબી માટે એક ચાદીનો ઘૂઘરો ને ચાદીનો પ્યાલો ભેટ મોકલ્યા. સુશીલાબહેને એ બને ચીજો ગાધીજીને બતાવી મનુ તો તે વખતે ત્યાં હાજર નહોતી એટલે ગાધીજીએ પ્યાલો ને ઘૂઘરો પાછાં મોકલ્યાં, અને એક ચિઠ્ઠી લખી કે 'હવે તને મનુડી કેમ કહેવાશે? તુ તો મનુબહેન બની ગઈ! હું તો આ જોઈને ઊકળી ઊઠ્યો છું ચાદીનો ઘૂઘરો અને પ્યાલો તને શોભે? તુ બેબીને બગાડવા માગે છે? પણ મારા દેખતાં તુ એને નહિ બગાડી શકે હું ઇચ્છું કે આ ઘૂઘરો ને પ્યાલો તું તારી પાસે જ રાખે એ તને યાદ રહેશે આપણને ગરીબને આવી ભેટ આપવી ન શોભે અને લેવી પણ ન શોભે'

*

**: નારાયણ મહાદેવ દેસાઈ :**

બાપુજી સાથેની અમારી ખરી દોસ્તી તો જામી જ્યારે તેઓ યરવડા જેલમાં હતા ત્યારે. દર અઠવાડિયે એકવાર આશ્રમના તેમના 'વહાલાં પંખીડાં'ને તેઓ અચૂક

કાગળ લખતા. અમને કાગળ લખતાં નહોતું આવડતું. શીખવાની કશી ખાસ ઇચ્છા યે નહોતી. અમારા સંગીતશિક્ષક અમારા વતી કાગળ લખી આપતા. એમાં પ્રશ્નોની પરંપરા ચાલે. અમારા લાંબાલાંબા કાગળો જાય અને બાપુજી અમને ટૂંકા ને ટચ જવાબો આપે તે અમને ગમતું નહિ. એક વખત મેં કાગળમાં પૂછ્યું: 'બાપુજી, ગીતામાં અર્જુન જ્યારે એક શ્લોક પૂછે છે ત્યારે કૃષ્ણ ભગવાન એનો લાંબો જવાબ આપે છે. પણ અમે તો બધાંયે તમને લાંબો કાગળ લખી પ્રશ્નો પૂછીએ છીએ. તેનો જવાબ તમે એક બે લીટીમાં કેમ પતાવી દો છો?'

આ પ્રશ્નની બુદ્ધિમત્તા વિષે મોટેરાંઓ પાસેથી અમે પ્રશંસા સાંભળી હતી. એટલે મને થયું કે ખરેખર જ મેં કંઈક ભારે પ્રશ્ન પૂછી દીધો છે. મારી સાથે બીજા કેટલા ય ગોઠિયા આ પ્રશ્નના જવાબની રાહ આતુરતાપૂર્વક જોઈ રહ્યા હતા.

આખરે અઠવાડિયું પૂરું થયું. બાપુજીનો કાગળ આવ્યો. બીજાંઓના કાગળથી આ વખતે મારા પર જુદો કાગળ હતો, તેમાં લખ્યું હતું: 'તારો પ્રશ્ન તો બરાબર છે, પણ કૃષ્ણ ભગવાનને એક અર્જુન હતો, અને મને તો તમે કેટલાય છો, તેનું શું?'

★

## દરિદ્રનારાયણ બાપુ

દરિદ્રનારાયણ બાપુનાં દર્શન દીનદુઃખિયાંના આંસુના બિંદુમાં થાય છે, બાપુ ત્યાં તો જીવતા જ છે ને?

નિશદિન દરશનકાજ ભમ્યો મંદિર, મસ્જિદ, અગિયારી,
ગગનચૂંબી મહોલાત, ઝરુખા, બાગબગીચા બારી;
ઢૂંઢી વળ્યો નદી, ખેત, ગ્રામ, તીરથ, ગિરિ, ગૌહર ઘેરાં,
પણ મળ્યા તમો નવ કહીં પ્રભુ ઓ પૃથ્વી કેરા.

ત્યાં વાજી ભજનની ભેર એક હરિજન ઝૂંપડીએ,
અંતર પુલકિત ભયું: ચાલ, મોહનને મળીએ;
પણ ભક્ત વદ્યા: નરસિંહ આજ નહિ અહીંઆં આવ્યા,
જો પણે રડી રહી વૃદ્ધા, નાથ અમ સ્વર્ગ સિધાવ્યા.

નેત્રશૂન્ય જે નયન વૃદ્ધાનાં દડદડ ભરખમ વહેતાં,
ને વહેન થકી એક વિશ્વપ્રેમીની કથા અનેરી કહેતાં;
તે અશ્રુબિંદુના તેજ મહીં તુજ તેજ મહાન નિહાળ્યું,
રે દરિદ્રનારાયણ બાપુ! તુજ સત્ય સ્વરૂપ મેં ભાળ્યું.

મધુભાઈ પટેલ

# બાપુની જીવનકલા

લેખક:

શ્રી. ઘનશ્યામદાસ બીરલા

પરમ પૂજ્ય બાપુએ ૭૯મા વર્ષમા પ્રવેશ કર્યો, ત્યારે શ્રી બીરલાજીએ એમના જીવન અને ઉપદેશ વિષે પોતાના અતરમા પડેલી છાપ 'બાપુ' નામના પુસ્તક દ્વારા પ્રસિદ્ધ કરી હતી સ્વ મહાદેવભાઈએ આ પુસ્તકની ભારે પ્રશસા કરેલી 'અખડ આનદ'ના વાચકો એ પુસ્તકના થોડાંક અવતરણો વાચીને એ પ્રશસામા ભક્તિભાવે સામેલ થશે એવો અમને વિશ્વાસ છે શ્રી બીરલાજીએ પરમ પૂજ્ય બાપુને બહુ નજીકથી જોયા છે, અને એમના જીવનનો મર્મ સાચી ને સારી રીતે સમજ્યા છે તેની પ્રતીતિ એ પુસ્તકમાંના આ પ્રસગોમાથી મળી રહે છે

મને યાદ આવે છે કે ગાધીજીના પ્રથમ દર્શને મારામાં સારી પેઠે કૌતૂહલ પેદા કર્યું. એક સાદું સફેદ અગરખુ, ધોતિયુ, માથે કાઠિયાવાડી ફેંટો, અડવાણા પગ, આ એમનો પોશાક હતો અમે લોકોએ બહુ ધામધૂમથી એમનુ સ્વાગત કર્યું, એમની ગાડી હાથે ખેચીને એમનુ સરઘસ કાઢ્યુ. પણ સ્વાંગતમાં યે એમની ઢબ અનોખી જ હતી હું એમની ગાડી પાછળ સાઈસની જગ્યાએ ઊભો રહીને, ઘાટા પાડીને 'કર્મવીર ગાધીની જય' પોકારતો હતો ગાંધીજીની પાસે બેઠેલા તેમના સાથીએ મને કહ્યુ· "उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत। (ઊઠો, જાગૃત થાઓ અને શ્રેષ્ઠ પુરુષો પાસે જઈને સમજી લો,) એમ પોકારો, ગાધીજી એથી પ્રસન્ન થશે.' મે પણ મારો બોલ બદલી નાખ્યો.

પણ ગાંધીજીને આ બધી વસ્તુઓમા કંઈ રસ નહોતો એમ જણાતું હતું. એમના વ્યાખ્યાનમાં પણ એક જાતની નીરસતા હતી. નહોતો એમાં જુસ્સો, નહોતી કંઈ અસાધારણતા કે નહોતી એમાં ઉપદેશ દેવાની વ્યાસ-વૃત્તિ. અવાજમાં નહોતો આરોહ કે નહોતો અવરોહ, બસ એક જ રાગ અને એક જ સૂર. પણ આ નીરસતા નીચે દબાયેલી એક ચમક હતી, જે શ્રોતાઓ પર છાપ પાડતી હતી.

૧૯૩૨ના સત્યાગ્રહની સમાપ્તિ પછી, ઘણું કરીને ૧૯૩૪ની વાત છે લોર્ડ વિલિંગ્ડન પર મે દબાણ કર્યું, કે આપ આ રીતે ગાંધીજીથી દૂર ન ભાગો, એમને મળો, એમને સમજવાનો પ્રયત્ન કરો, એમાં જ ભારત અને ઇંગ્લેંડ બનેનું કલ્યાણ છે. પણ વાઈસરોય પર એની કંઈ અસર ન થઈ. એમને ભય હતો, કે ગાંધીજી ક્યાંક તેમને ફસાવી તો ન દે! તે માનતા હતા કે ગાંધીજીનો વિશ્વાસ ન કરી શકાય. મને ખબર છે, કે હિંદી વજીરે પણ વાઈસરોય પર, ગાંધીજી સાથે મેળાપ રાખવા દબાણ કર્યું હતું, પણ એ બધું નિષ્ફળ ગયું હતું. મળવા કરવાનો સંબંધ અર્વિનના ગયા પછી જે તૂટ્યો તે

લિનલિથગોના આવતા સુધી સંધાઈ ન શક્યો.

મારી સમજ પ્રમાણે, જે ગાંધીજી પર નિર્ભય થઈને વિશ્વાસ રાખી શકાય, એમના પર વાઈસરૉય વિલિંગ્ડનનો વિશ્વાસ નહોતો! વાઈસરૉયે કહ્યું: 'એ એટલા ચતુર છે, બોલવામાં એટલા મીઠા છે, એમના શબ્દો એટલા દ્વિઅર્થી હોય છે, કે જ્યાં સુધી હું એમના શબ્દપાશમાં ફસાઈ ન જાઉં ત્યાં સુધી મને ખબર પણ ન પડે કે હું ફસાઈ ગયો છું. એટલે મારે માટે નિર્ભય માર્ગ તો એ જ છે કે હું એમને ન મળું, એમનાથી દૂર જ રહું.'

મેં એકવાર કુતૂહલથી ગાંધીજીને પૂછ્યું કે આપ આપના કયા કાર્ય વિષે કહી શકો, કે 'બસ, આ મારું કાર્ય મારાં બધાં કાર્યોના કળશરૂપ છે?'

ગાંધીજી તરત એનો ઉત્તર ન આપી શક્યા. એમને એક પળ—બસ એક જ પળ—અચકાવું પડ્યું, કેમ કે તેઓ ઝટપટ કશો ઉત્તર આપી શકે એમ નહોતું. સમુદ્રને પૂછો, કે કયું એવું ખાસ પાણી છે કે જેણે તને સાગર બનાવ્યો, તો સમુદ્ર શો ઉત્તર દેશે?

ગાંધીજીએ કહ્યું: 'સૌથી મોટું કામ કહેવું હોય તો ખાદી અને હરિજન કાર્ય.'

મને આ ઉત્તર કંઈ બહુ પસંદ ન પડ્યો, તેથી મેં સૂચવ્યું, 'અને અહિંસા? શું આપની સૌથી મોટી ભેટ અહિંસા નથી?'

'હા, છે જ. પણ એ તો મારા દરેક કામમાં ઓતપ્રોત છે. પણ જો સમષ્ટિ અહિંસાથી વ્યષ્ટિ કાર્ય જુદું પાડો તો હું કહીશ—ખાદી અને હરિજન—કાર્ય, એ મારાં શ્રેષ્ઠતમ કાર્ય છે. અહિંસા તો જાણે મારી માળાના મણકાઓનો દોરો છે; મારાં બધાં કામોમાં એ ઓતપ્રોત છે.'

કહે છે, કે બાળપણમાં ગાંધીજીને ભૂતનો ડર લાગતો, તેથી વેળાકવેળાએ અંધારામાં જતાં એ ડરતા. પણ એમની બાઈ નોકર રંભાએ એમને બતાવ્યું, કે રામનામની શક્તિ એવી છે કે એના ઉચ્ચારણથી ભૂત ભાગી જાય છે. બાળક ગાંધીને આ એક નવું શસ્ત્ર મળ્યું અને એમાં શ્રદ્ધા જામતી ગઈ. શરૂમાં જે શ્રદ્ધા અંધશ્રદ્ધા હતી, જ્ઞાનવિહીન હતી, એ ધીરે-ધીરે જ્ઞાનયુક્ત થવા લાગી અને પછીથી એ શ્રદ્ધાની પાછળ અનુભવ પણ એકઠો થવા લાગ્યો.

મેં જોયું છે, કે ગાંધીજી જ્યારે ઊઠે છે, બેસે છે, બગાસું ખાય છે કે આળસ મરડે છે, ત્યારે લાંબો શ્વાસ લઈને 'હે રામ, હે રામ' એમ બોલે છે. મેં ધ્યાનપૂર્વક અવલોકન કર્યું છે, કે એમના એ 'હે રામ, હે રામ'માં કંઈક આહ હોય છે, કંઈક કરુણા હોય છે, કંઈક થાક હોય છે. એ વિષે મેં મારા મનમાં વિચાર્યું છે કે શું એ એમ કહેતા હશે કે, 'હે રામ, હવે આ બુઢ્ઢાને ઘાંચીના બળદની માફક, શા માટે તે જોડી રાખ્યો છે? જે કરવું હોય તે જલદી કર. જે કામને માટે મને મોકલ્યો છે તેની પૂર્ણાહુતિમાં વિલંબ શા માટે?'

થોડાં વરસ પહેલાંની વાત છે ભક્ત ગણાતા એક સજ્જને ગાંધીજીને લખ્યું 'મને રાત્રે એક સ્વપ્ન આવ્યું, તેમાં મે શ્રીકૃષ્ણને જોયા. તેમણે મને કહ્યું' ગાંધીને કહે કે, હવે એનો અંત નજીક આવી ગયો છે, એટલે બધાં કામકાજ છોડીને હવે ઈશ્વરભજનમાં લાગી જવું જોઈએ ' ગાંધીજીએ એ મિત્રને લખ્યું, 'ભાઈ, હું તો એક પળ પણ ઈશ્વરભજનને નથી વીસરતો; મારે માટે લોકસેવા જ ઈશ્વરભજન છે. વળી અંત નજીક આવી જાય ત્યારે જ શું આપણે ઈશ્વરભજન કરીએ? હું તો માનું છું, કે આપણે જન્મીએ છીએ તે જ દિવસથી આપણી ગરદન યમરાજના હાથમાં છે તો ઈશ્વરભજન કરવા માટે આપણે ઘડપણ સુધી શું કામ થોભીએ? ઈશ્વરભજન તો દરેક અવસ્થામાં-આપણે કરવું જોઈએ.'

લંડનમા કામ કરતાં કરતાં રાતના બે સુધી વાગી જતા. સવારે ચાર વાગ્યે પ્રાર્થના કરીને, નવ વાગતામાં ફરીકરીને, જમીપરવારીને પાછુ કામે લાગવું પડતું. ચાર કલાકથી વધારે ઊંઘ ભાગ્યે જ કદી મળતી હતી. આથી ગાંધીજીએ પરિષદમાં જ, જ્યારે વ્યાખ્યાનો ચાલતા હોય ત્યારે, ખુરસી પર બેઠેબેઠે આંખો મીંચી લઈ ઊંઘ લેવાનુ શરૂ કર્યું મે ટોકયા, મોટા-મોટા લોકો બેઠા હોય, વ્યાખ્યાનો ચાલતા હોય, અને આપ ઊંઘતા હો, એ સારુ નથી લાગતું '

જવાબ મળ્યો, 'ત્યારે શું ઉજાગરો કરીને અહી જ બીમાર પડવું? અને એક પણ મહત્ત્વનુ વ્યાખ્યાન મે ન સાંભળ્યું હોય એવું તમે કદી જોયું છે?' આ વાત ખરી હતી

અહી પણ વિવેકનો એમનો ગજ કઈ જુદો જ હતો. કોણ જાણે કઈ વૃત્તિ કામ કરી રહી હતી? જ્યા કોઈ મહત્ત્વની વ્યક્તિ બોલવા ઊઠે કે ગાંધીજી ચટ આંખો ખોલી દેતા અને એ ભાષણ પૂરું થાય કે પાછા ઊંઘી લેતા.

ગાંધીજીને મે પ્રથમ જોયા ત્યારથી મારો એમનો સબંધ અતૂટ ચાલુ રહ્યો છે શરૂઆતનાં કેટલાક વરસ હુ એમની પાસે ટીકાવૃત્તિથી જતો, એમનાં છિદ્રો શોધવાની કોશિશ કરતો; કારણ કે નવજુવાનોના આરાધ્ય લોકમાન્યની ખ્યાતિને એમની ખ્યાતિ ટક્કર મારવા મડી હતી, એ મને ગમતું નહોતું. પણ છિદ્ર શોધવા માટે હું જેમ જેમ ઊંડો ઊતર્યો, તેમ તેમ મારે નિરાશ થવું પડયું. અને થોડા વખતમાં એ ટીકાવૃત્તિ આદરમાં પલટાઈ ગઈ, અને પછી આદરે ભક્તિનું રૂપ લઈ લીધુ વાત એમ છે, કે ગાંધીજીનો સ્વભાવ જ એવો છે કે કોઈ વિરલો જ એમના સંસર્ગથી પ્રભાવિત થયા વગર બચે.

જાગ્રત અવસ્થામા કદી ન કરીએ એવા, ન કરવા જેવા કામો આપણે સ્વપ્નાવસ્થામાં કરી બેસીએ છીએ. પરંતુ શરીરની જાગ્રત અવસ્થામા પણ મનની સુષુપ્તિની દશા રહે છે એટલે સૂક્ષ્મતાપૂર્વક નિહાળીને અધ્યયન કરનારા મનુષ્યને, આવી (મનની સુષુપ્તિની) આધ્યાત્મિક બેહોશીમા થતાં કામો ઉપરથી, તલમાં કેટલું તેલ છે એનું માપ મળી જાય છે.

ગાંધીજી સાથે મારો પચીસ વરસથી સંસર્ગ છે. મેં બહુ નજીકથી, સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા, એમનો અભ્યાસ કર્યો છે. ટીકાકાર બનીને એમનાં છિદ્ર શોધ્યાં છે. પણ એમને મેં કદી સૂતેલા જોયા નથી. જાણે તેઓ દરેક પળે જાગ્રત હોય એમ લાગે છે. એટલે જ્યારે તેઓ કહે છે, કે 'મારી દરેક પળ ઈશ્વરસેવામાં વ્યતીત થાય છે,' ત્યારે એમાં મને કંઈ અતિશયોક્તિ નથી દેખાતી. આવું કથન અભિમાનની નિશાની નથી; કારણ કે ગાંધીજી દ્રષ્ટા બનીને જ પોતાની સમાલોચના કરે છે. કોઈ જો દ્રષ્ટા બનીને પોતાની જાતને જુએ, તો પછી તે પારકાને વર્ણવતો હોય કે પોતાને, એમાં કંઈ ભેદ નથી રહેતો. અને તે પોતા વિષેનું વિવરણ પણ, પારકાનું વિવેચન કરતો હોય તેટલો જ સંકોચરહિત થઈને કરી શકે છે.

યરોડામાં જ્યારે તેમણે ઉપવાસ પર ઉપવાસ કરવા માંડ્યા, ત્યારે મને લાગ્યું કે કદાચ તેઓ એમ વિચાર કરતા હશે, કે, 'હું ઘરડો થઈને હવે જવાનો તો છું જ તો લડતોલડતો કેમ ન જાઉં?' મેં એમને એક રીતનો લગભગ ઠપકો આપતાં કહ્યું: 'આપે જીવીને દેશનું ભલું કર્યું, પણ હવે મરવાનું છે એટલે મૃત્યુથી પણ આપ દેશને ફાયદો કરવા માગો છો.' એમણે કહ્યું: 'એવી કલ્પનામાત્ર પણ અભિમાન છે; કેમ કે કરવું, કરાવવું, ન કરાવવું, એ ઈશ્વરનું ક્ષેત્ર છે. એ બાબતમાં આપણે મનમાં કશી યોજના ઘડીએ તો તેમાં ઈશ્વરના અસ્તિત્વની અવહેલના થાય અને આપણું અભિમાન પુરવાર થાય.' મને આ સાંભળીને આશ્ચર્ય થયું; અહંકારનો એમણે કેટલે સુધી નાશ કર્યો છે, એની મને ખબર પડી.

**'काछ दृढां कर बरसणा मन चंगा मुखमिट्ठ;
रणसूरा जगवल्लभा सो म विरला दिट्ठ।'***

અહંકારથી ગાંધીજી આટલા દૂર છે એની ખબર તો એમના અંતરમાં ડોકિયું કરીએ તો જ પડે.

હરિજન સેવક સંઘના દરેક કાર્યકર્તાએ એક પ્રકારની પ્રતિજ્ઞા લેવી પડે છે. એ પ્રતિજ્ઞાની મતલબ એવી છે, કે 'હું મારા જીવનમાં ઊંચનીચનો ભેદ નહિ માનું.' આ પ્રતિજ્ઞા લેવાનો સમય આવ્યો ત્યારે મેં તે લેવા ના પાડી. મેં કહ્યું: 'કેવળ જન્મના અકસ્માતને લીધે કોઈ ઊંચનીચ નથી એ તો હું સહેજે માની શકું. પણ એક માણસ ચોર છે, દુષ્ટ છે, પાપી છે, એનાં પાપકર્મ પ્રત્યક્ષ છે; અને મારામાં એ દુર્ગુણો નથી, તેનું અભિમાન હું ન કરું, તોપણ 'હું અમુકથી સારો છું' એવું જ્ઞાન થયા વગર તો મને કેમ રહી શકે? એનો અર્થ એ છે, કે હું દ્રષ્ટા થઈને પણ, અમુકથી હું ઊંચો છું, અમુકથી નીચો છું, એમ માની શકું છું.'

આ દલીલ એમણે મંજૂર ન કરી, એટલે મેં સુદાની દલીલ રજૂ કરી, 'આપનો જ દાખલો લો. આપ મારા કરતાં ઈશ્વરની વધારે નજીક છો. હવે

* નિશ્ચળ કચ્છવાળો, દાની હાથવાળો, નિર્મળ મનવાળો, મધુર વાણીવાળો, રણશૂરો અને જગવલ્લભ એવો તો મેં કોઈ વિરલ જ જોયો.

આપનામાં અભિમાન ન હોય તોયે આપ ઊંચા છો અને હું નીચો છું, એ વસ્તુ ભૂલી જશો?'

'પણ આ વાત જ ખરી નથી. જ્યાં સુધી આપણે મુકામ પર ન પહોંચીએ ત્યાં સુધી કોણ કહી શકે કે ઈશ્વરની નજીક કોણ છે અને દૂર કોણ છે? જે દૂર દેખાય છે તે નજીક હોઈ શકે, અને જે નજીક દેખાય છે તે દૂર પણ હોઈ શકે. હું એકવાર હિંદુસ્તાનથી આફ્રિકા જતો હતો. વખતસર સ્ટીમર પર ન પહોંચી શક્યો લંગર ઉઠાવી લેવામાં આવ્યું હતું, એટલે એક હોડીમાં બેસાડીને મને સ્ટીમર સુધી પહોંચાડવામાં આવ્યો પણ તોફાન એટલું હતું કે કેટલીયે વાર મારી હોડી સ્ટીમરને અથડાઈ ને દૂર ખસી ગઈ. અંતે જેમ તેમ કરીને મને સ્ટીમર પર ચડાવ્યો. પણ એવો સંભવે ય હતો, કે જેમ હોડી ઘણીવાર સ્ટીમર સાથે અથડાઈ અથડાઈને દૂર ખસી જતી, તેમ તે દૂર જ રહી જાત અને હું સ્ટીમર પર ન પણ ચડી શકત હોડી સ્ટીમરને અડી એટલા જ ઉપરથી શું આપણે કહી શકીએ કે આપણે સ્ટીમર પાસે પહોંચી ગયા? નજીક પહોંચીને પણ દૂર ચાલ્યા જઈ શકાય છે તો પછી, હું ઈશ્વરની વધારે નજીક છું અને અમુક માણસ મારાથી દૂર છે, એમ કેમ માની લઉં? એવી કલ્પના જ ભ્રમમૂલક છે અને અહંકારથી ભરેલી છે'

આ દલીલ મને સુંદર લાગી તેનાથી વધારે સુંદર તો એ લાગ્યું, કે ગાંધીજી કેટલી હદ સુધી જાગ્રત છે! રાજાનો વેશ લેનાર કળાકાર પોતાના વેશથી મોહિત નથી થતો ગાંધીજી પોતાની મોટાઈમાં બેભાન નથી અહંકાર મોહનું બીજું નામ છે જાગ્રત માણસને મોહ કેવો, અહંકાર કેવો? આથી જ ગાંધીજી કોઈ કોઈ વાર વગર સંકોચે આત્મશ્લાઘા પણ કરી બેસે છે 'હું પ્રચારશાસ્ત્રનો પંડિત છું, પત્રકારિત્વમાં હું નિપુણ છું, હું પાકો વાણિયો છું, હું શરીરશાસ્ત્રનો વિદ્યાર્થી છું; મારો દાવો છે કે હું આડત્રીસ વરસથી ગીતા અનુસાર આચરણ કરતો આવ્યો છું. (આ એમણે ઈ. સ. ૧૯૨૯માં લખ્યું હતું ) હું સત્યનો પૂજારી છું, મારું જીવન અહર્નિશ ઈશ્વરસેવામાં વીતે છે' બીજા કોઈના મોઢામાંથી આ શબ્દો નીકળે તો એમાં અહંકારની ગંધ આવે, પણ ગાંધીજીના શબ્દોમાં ન આવે, કારણ કે ગાંધીજી તટસ્થ થઈને પોતાની સમાલોચના કરે છે.

આશ્રમ પણ એક અજબ મંડળી છે એને શંભુમેળો કહેવો જોઈએ ત્યાં કેટલી જાતના તો દરદી છે, જેમની ચિકિત્સામાં ગાંધીજી ખાસ રસ લે છે પણ બધા જ બાપુ પાછળ પાગલ છે મેં એક દિવસ જોયું, કે એક દરદીને શિયાળામાં ઓઢવા સારુ રજાઈ બનતી હતી. બાની જૂની પુરાણી સાડીઓ લાવવામાં આવી ગાંધીજીએ તે પોતાને હાથે માપી, કેટલું કપડું જશે તેનો અંદાજ કાઢવામાં આવ્યો. રજાઈની અંદર રૂને બદલે જૂનાં છાપાંના એક પર એક થર પાથરીને કપડાં સાથે તે સિવાતા હતા ગાંધીજીએ બધું કામ તેમાં રસ

લઈને કરાવ્યું. મને કહ્યું કે, છાપાં રૂ કરતાં વધારે ગરમ છે.

મને થયું કે, શું એમનો અમૂલ્ય સમય આવાં કામોમાં જવો જોઈએ? મેં મજાકમાં કહ્યું: 'દેશના મોટામાં મોટા પ્રશ્નો કરતાં આશ્રમનાં આ કામોમાં આપને વધારે રસ હોય એમ જણાય છે.'

'વધારે તો નહિ, પણ એમ કહો કે, એટલો જ રસ છે.'

હું ચૂપ થઈ ગયો, કેમ કે ગાંધીજીએ ગંભીરતાથી જવાબ આપ્યો હતો, મજાકમાં નહિ. પણ વાત સાચી છે. એનું કારણ કદાચ એ પણ હોય, કે ગાંધીજી તદ્દિન ગંભીર પ્રશ્નો પર વિચાર કર્યા કરે તો પછી તેમને જરા પણ આરામ ન મળે. આશ્રમ એમને માટે કદાચ પરોપકાર અને ખેલની મિશ્રિત પ્રયોગશાળા છે. આશ્રમ ગાંધીજીનું કુટુંબ છે. મહાનમાં મહાન માણસને પણ કુટુંબસુખની ઇચ્છા હોય છે. એમ તો આખું વિશ્વ ગાંધીજીનું કુટુંબ છે, પણ આશ્રમકુટુંબની એમના પર વિશેષ જવાબદારી છે. એ જવાબદારી તેઓ મોહરહિત થઈને નિભાવે છે.

થોડા દિવસ પહેલાંની વાત છે. વાઈસરૉયને મળવા માટે ગાંધીજી દિલ્હી આવ્યા હતા. પણ સેવાગ્રામ પાછા ફરવાની તેમને તાલાવેલી લાગી હતી. પાછા પહોંચી જવા માટે એક પ્રકારની અધીરાઈ દેખાતી હતી. અંતે જ્યારે એમણે જોયું કે જલદી પાછા નહિ જવાય, ત્યારે તેમણે મહાદેવભાઈને ઝટ સેવાગ્રામ પાછા ફરવા કહ્યું: કામ તો ખૂબ પડેલું જ હતું. આટલો મોટો પ્રશ્ન સામે પડેલો હોવા છતાં તેઓ પોતે પાછા ફરવાની ઉતાવળ કેમ કરી શકે અથવા મહાદેવભાઈને એકાએક પાછા કેમ મોકલી શકે, એ મને ન સમજાયું. મેં કહ્યું: 'આટલું મોટું કામ હોવા છતાં મહાદેવભાઈને પાછા મોકલવાની આ ઉતાવળ મને બહુ ઠીક નથી લાગતી.'

'પણ મારી જવાબદારીનો તો ખ્યાલ કરો,' ગાંધીજીએ કહ્યું. 'હું તો સેવાગ્રામમાં એક ટોળું લઈને બેઠો છું. ત્યાં દરદીઓ તો છે જ, પણ ત્યાં ગાંડપણે ય છે. કોઈ કોઈ વાર તો મનમાં થાય છે, કે બસ હવે બધાંને છોડી દઉં અને કેવળ મહાદેવને જ પાસે રાખું: બા ઇચ્છે તો તે પણ રહે. પણ બધાંને છોડી દઉં તો તો જવાબદારીમાંથી હું હઠી જાઉં. પણ જ્યાં સુધી આ ટોળાની જવાબદારી લઈને બેઠો છું, ત્યાં સુધી તો મારે તે જવાબદારી નિભાવવી જોઈએ. આથી જ, મારું શરીર તો દિલ્હીમાં છે, પણ મારું મન સેવાગ્રામમાં છે.'

ગાંધીજીને ત્યાં એકેએક પૈસાનો હિસાબ રાખવામાં આવે છે. બચપણથી જ પૈસાનો હિસાબ ધ્યાનપૂર્વક રાખવાની એમને ટેવ છે. તેઓ વ્યવસ્થાપ્રિય છે. એ પણ એમની નાનપણની જ ટેવ છે. આથી એમની ઝૂંપડી સાફસૂફ, લીંપીગૂંપી અને વ્યવસ્થિત છે. કેડમાં કચ્છ છે તે પણ વ્યવસ્થિત. એક વાઈસરૉયે કહ્યું, કે ગાંધીજી બુઢ્ઢા તો છે, પણ એમની ચામડી યુવકોની ચામડી જેવી સુંવાળી છે.

તેઓ સ્વાસ્થ્યનું પૂરેપૂરું જતન કરે છે એ ખરી વાત છે. દરેક વસ્તુમાં કરકસર કરવામા આવે છે કાગળપત્રોમા ખોસેલી કોઈ ટાંકણી આવી તો તે કાઢીને રાખી લેવામાં આવે છે

ગાધીજી લંડન જતા હતા ત્યારે સ્ટીમર પર એક ગોરો તેમને રોજ કંઈ ને કંઈ ગાળો સભળાવી જતો એક દિવસ તેણે ગાંધીજી વિષે કંઈક વ્યંગપૂર્ણ કવિતા લખી, અને તે લઈને ગાધીજી પાસે આવ્યો તેણે ગાધીજીને તે પાનાં આપ્યા એટલે તેમણે ચૂપચાપ પાનાં ફાડીને કચરાની ટોપલીમા ફેકી દીધા અને તેમા ખોસેલી ટાકણી સાચવીને કાઢી લઈ પોતાની ડબ્બીમા મૂકી પેલા ગોરાએ કહ્યું 'ગાધી, વાચો તો ખરા, તેમા કંઈક તો સાર છે'

'હા, જે સાર હતો તે તો મેં ડબ્બીમા મૂકી દીધો છે' આ સાંભળીને બધા હસી પડ્યા અને પેલો અગ્રેજ ખસિયાણો પડી ગયો.

મે જોયું છે કે, જરૂરની નાનકડી વસ્તુ પણ ગાધીજી કદી ગુમાવતા નથી. એકેક બબ્બે વારના દોરીના કટકા સાચવીને રાખે છે, અને જરૂર પડતા મહિનાઓ પછી સાવધાનીથી કાઢે છે. એમના રેંટિયા નીચે રાખવાનો કાળા કપડાનો એક નાનકડો ટુકડો આજ લગભગ બાર વરસથી ચાલતો જોઉં છું. લોકોના આવેલા પત્રોમાથી કોરો ભાગ કાપીને તેના પરબીડિયા બનાવડાવીને તેનો ઉપયોગ કરે છે આ દૃશ્ય એક મોટામાં મોટા મખ્ખીચૂસને પણ ટપી જાય છે.

ગાંધીજીની દિનચર્યા પણ વ્યવસ્થિત છે. એકેએક મિનિટનો ઉપયોગ થાય છે. બહારથી બહુ ભારે ટપાલ આવે છે, તેના જવાબ આપવા પડે છે. ઘણુંખરું તેઓ ખાતાખાતા પણ વાચે છે. કોઈ કોઈ વાર ખાતી વખતે વાતચીતને માટે પણ કોઈને સમય આપે છે. ફરવાનો સમય પણ નકામો નથી જતો.

ગાધીજી ઘણુંખરુ ચાર વાગ્યે ઊઠે છે. ઊઠતા જ હાથ–મો ધોયા પછી પ્રાર્થના થાય છે પછી શૌચાદિથી પરવારીને સાત વાગ્યે કંઈક હલકો નાસ્તો હોય છે. ત્યાર પછી ફરવાનુ હોય છે. પછી તે કામે લાગે છે. લગભગ નવ વાગ્યે તેલ માલિશ કરાવે છે, પણ માલિશ વખતેય કામ ચાલુ રહે છે. પછી સ્નાનથી પરવારીને અગિયાર વાગ્યે જમે છે પછી એક વાગ્યા સુધી કામ કરીને જરા સૂએ છે લગભગ દોઢ વાગ્યે ઊઠીને ફરી શૌચ જાય છે. તે વખતે પણ કંઈક કામ તો ચાલુ જ હોય છે. શૌચ પછી પેટ પર માટીનો પાટો બાધીને થોડો આરામ લે છે, પણ સૂતા-સૂતા ય કામ ચાલતું હોય છે ચારેક વાગ્યે કાતવા બેસે છે પછી લખવાવાંચવાનું કામ હોય છે. પાચેક વાગ્યે સાજનું વાળુ હોય છે ત્યારપછી ફરવાનું, સાત વાગ્યે પ્રાર્થના, પછી કંઈક કામ, અને પછી નવ સાડાનવ વાગ્યે તે સૂઈ જાય છે

જરૂર હોય ત્યારે રાત્રે બે વાગ્યે પણ ઊઠીને કામ શરૂ કરે છે એમનો ખોરાક સીધોસાદો છે, પણ તેમા એકબે વરસે ફેરફાર થતો રહે છે એક સમયે તેઓ કેવળ મગફળી અને ગોળ ખાઈને રહેતા.

ઘણાં વરસો પહેલાં મેં જોયેલું, કે દૂધનો બિલકુલ ત્યાગ કરીને એને બદલે તેઓ રોજ એકસોથી વધારે બદામ ખાતા. થોડાં વરસ પહેલાં એકવાર રોટી છોડીને લગભગ એકસો પેશી ખજૂર ખાતા પણ જોયેલા. એજ રીતે એક જમાનામાં રોટી વધારે ખાતા, ફળ ઓછાં ખાતા. ખોરાકમાં આ જાતના પ્રયોગો અને ફેરફારો ચાલ્યા જ કરે છે. થોડાં જ વરસ પહેલાં લીમડાનાં કાચાં પાન અને આમલીનો પ્રયોગ બહુ જોરથી ચાલતો હતો. પણ પાછળથી તે છોડી દીધો. કાચા અનાજનો પ્રયોગ પણ બીમાર થઈને છોડ્યો.

આ બધા પ્રયોગો દરેક માણસને માટે ઇચ્છવા યોગ્ય નથી. આજકાલ ગાંધીજીનો ખોરાક ખૂબ શેકેલી પાતળી લૂખી રોટલી, ઉકાળેલું શાક, ગોળ, લસણ અને ફળ છે. દરેક વસ્તુમાં થોડો સોડા નાખે છે. સોડા સ્વાસ્થ્ય માટે સારી વસ્તુ છે, એવો એમનો અભિપ્રાય છે. એક દિવસમાં પાંચથી વધારે વસ્તુઓ ગાંધીજી નથી ખાતા. આ ગણતરીમાં મીઠાનો પણ સમાવેશ થાય છે.

જુવાનીમાં ગાંધીજી રોજના પચાસ પચાસ માઈલ પણ ચાલ્યા છે; પરંતુ ઘડપણમાં પણ એમણે ફરવાનો વ્યાયામ કદી છોડ્યો નથી. તેઓ કોઈ વાર કહે છે કે, 'ખાવાનું એક દિવસ ન મળે તો ભલે, ઊંઘ ઓછી મળે તો ફિકર નહિ, પણ ફરવાનું ન મળે તો બીમારી આવી જાણો.' રોજ એક કલાક સુધી પેટ પર માટીનો પાટો બાંધી રાખે છે, એનું પણ બહુ માહાત્મ્ય જણાવે છે.

ઊંઘનું એમ છે કે, જ્યારે તેઓ ઇચ્છે ત્યારે ઊંઘી શકે છે. ગાંધી–અર્વિન કરાર વખતનું મને સ્મરણ છે. કેટલાક અંગ્રેજોએ મારે ત્યાં ગાંધીજીને મળવાનું નક્કી કર્યું હતું. નિયત સમય પહેલાં પંદર મિનિટે ગાંધીજી આવ્યા અને કહેવા લાગ્યા:–'મને આજે ઊંઘની જરૂર છે. જરા ઊંઘી લઉં.' મેં કહ્યું: 'ઊંઘવાનો સમય ક્યાં છે? પંદર મિનિટ જ બાકી છે.' એમણે કહ્યું: 'પંદર મિનિટ તો ઘણી છે.' તરત જ, ખાટ પર સૂઈ ગયા અને એક મિનિટમાં જ ગાઢ નિદ્રામાં પડ્યા. સૌથી આશ્ચર્યની વાત એ હતી કે પંદર મિનિટ પછી પોતાની મેળે જ જાગી ઊઠ્યા. મેં એકવાર કહ્યું: 'આપનામાં ઊંઘવાની શક્તિ અદ્ભુત છે.' ગાંધીજીએ કહ્યું: 'જે દિવસે ઊંઘ પરથી મારો કાબૂ ગયો તે દિવસે એમ જાણો કે મારો દેહાંત થશે.'

થોડા જ દિવસ પહેલાં એક મોટા ચીની સજ્જને એમને પૂછ્યું: 'આપ આપના જીવતાં હિંદને આઝાદ થયેલું જોવાની આશા સેવો છો?' 'હા, સેવું તો છું. ઈશ્વરને મારી પાસે હજી વધારે કામ લેવું હશે તો જરૂર મારા જીવન-કાળમાં હિંદ સ્વતંત્ર થશે. પણ તે પહેલાં ઈશ્વર મને ઉઠાવી લે તો તેથી પણ મને દુઃખ નહિ પહોંચે.'

પણ ભવિષ્યના ગર્ભમાં શું હશે તે કોણ કહી શકે?

'કો જાને કલકી?'

*

# શબ્દો અધૂરા પડયા

[ ગુજરાતની કવિતાનું રુદન ]

પરમ પૂજ્ય બાપુના મૃત્યુસમાચારે તો પથ્થરો પણ પિગળાવ્યા છે, જ્યારે અહીં તો રડૂ થયાં છે દ્રવતા, ઝૂરતા, કંપતા કવિહૃદયો 'અખંડ આનંદ'ના કેટલાક વાચકોને આ કાવ્યોની કોઈ કોઈ પંક્તિઓ સમજવી અઘરી પડશે, છતા તેનું પ્રમાણ ઘણું ઓછું છે એટલે અર્થ આપી કાવ્યનું સંગીત ઓછું કરવાનું યોગ્ય નથી માન્યું આમ છતા કાવ્યનો મુખ્ય ભાવ થોડા શબ્દોમા સમજાવવાનો પ્રયત્ન કર્યો છે આ કવિઓ ગુજરાતના સુપ્રતિષ્ઠ કવિઓ છે અને એ સૌએ સરસ્વતીના ઉપાસકો સાથે પૂજ્ય બાપુને અંજલિ આપી છે.

## થંભો હવે નિષ્ફળ અશ્રુ મારાં

*પ્રથમ તો કવિનું હૃદય મૂંઝાઈ ઊઠે છે પણ ધીમેધીમે એને લાગવા માંડે છે કે બાપુને આવાં આંસુ ન ગમે, એ તો ચાહે છે પોતે પ્રગટાવેલા યજ્ઞની પૂર્ણાહુતિ, એ યજ્ઞ આપણે ચાલુ નહિ રાખીએ તો બીજું કોણ રાખશે?*

બહુ થયું!
થંભો હવે નિષ્ફળ અશ્રુ મારાં,
નિસ્તેજ આ લોચનના કિનારા
ભિંજાવીને સાધવું શું હવે છે?

અન્ધારી સૃષ્ટિ તણી કન્દરામાં
યુગો થકી આથડતા મનુષ્યને
કેડી પરમ સત્યની ચીંધવાને
એકેક જેણે પળ આયુ કેરી
ને જિંદગીની કણીએ કણીને
જલાવીને જાતની જ્યોત પાથરી,
તે દીપ માનવ્ય તણો અગ્નિસ્ત્રોતો,
ને આમ, આવી રીત, રામ ધાતા
ક્યાંથી હશે ધારવી ઉર સાતા!

એને હતું મંગલ સ્વપ્ન એક-
પાપો તણાં સૃષ્ટિપુરાણ થાણાં
ઉખેડીને આ પ્રભુની ધરામાં
પુણ્યો તણું નંદન નવ્ય રોપવું ...

ને કંસ ને રાવણ આદિ સૌએ
જેની કને સૌમ્ય હતાં દીસન્તા
એવાં મહાભીષણ આસુરી બળો
સામે હતાં, ત્હોય, સદાય એણે
આયુષ્યના આદિમ પ્હોરથી તે
છેલ્લી ક્ષણો સુધી અદમ્ય તેજે
ઝૂઝયા કર્યું સ્વપ્નની સિદ્ધિ અર્થે ...

ને હાય જ્યારે,–એ સાધનાના
દ્વારે ઉષાના કિરણો ગુલાબી
બાંધી રહ્યાં'તાં જય તોરણોને
લાગી રહેલી–યુગ કેરી મંગલ
નૌબતી તણા બાજી રહ્યા હતા સૂરો....

ત્યાં થંભો પરંતુ મુજ અશ્રુ હાવાં
નિસ્તેજ આ લોચનપે નકામાં
દૌર્બલ્યની આખપને ચઢાવતાં...

જો, એ તપસ્યા–દુબળાં શરીરને
ત્યાગી ઊભા યોગી તમારી સામે
ઉચ્ચારતા અમૃત-ધાર વાણી:
"લે ચાલ, અશ્રુ લૂછીને સવેળા–
મેં આદરેલો હજુ બાકી જંગ,
પૂરો કરી એહ તું રાખ રંગ!
કોને રડે, જો અહીં આ રહ્યો હું
પહેલાં હતો તેમ જ તારી સંગ!

જાણે તું, જગમાં સત ને અહિંસા
સંસ્થાપવા કાજ અનેક વાર
હૈયે ભરી વજ્ર, ધરી મુખે સ્મિત,
મેં ગટગટાવ્યા વખના કટોરા....
ને તું....નિહાળી મુજ ખોળિયાને
ભૂમિ ઢળેલું....ઢળી આમ જાયે....
તો સાધના મારી શું વ્યર્થ એ બધી!

ના ના મને અશ્રુની સસ્તી અંજલિ
આપી રખે છેતરતો તું આત્મને!

હું તો ચહું જીવનવીર એવા
લાખો, કરોડો, લૂછી અશ્રુને જે
હૈયે ધરી ધૈર્ય ધરિત્રી કેરું
ને શેષ કેરી સજીને સહિષ્ણુતા
સીંચી સિંચી શોણિત શુદ્ધ ઉરના
મેં આદરેલા રણ યજ્ઞકેરી
પૂર્ણાહુતિ પ્રાણપણે જ સાવ"

તેથી હવે નિષ્ફળ અશ્રુ મારાં,
થંભો શમો ઓ ડૂસકાં તમે સૌ:
ને વેદનાને ઉરમાં વહીને
ચાલો હવે આતમ રામ મારા.......

—કરસનદાસ માણેક

*

## વિજય માનવ્યનો

હૈયું ભાંગી પડે એવો આઘાત લાગ્યો છે. ગાંધી જતાં શું ગયું તેની કલ્પના કરતાં તો સર્વસ્વ ગયું એમ જ લાગે છે, ગાંધીજીની મહત્તાનાં દર્શન થાય છે અને તે પછી એમના બલિદાનનું રહસ્ય સમજાવા માંડે છે. માનવતાનો વિજય નીરખી ચિત્ત શાંતિ અનુભવે છે.

આજ નયનો! રડો!
હૃદય! ભાંગી પડો!
પૃથ્વી પેટાળના કાળના કોરડા શા
ધરાકમ્પ સૌ સામટા ગડગડો!
આજ આકાશના ઘૂમટ નીચે પડો!
સૂર્ય ને ચંદ્ર ને તારલા સૌ ટળો.

આજ ગાંધી ગયા!
જેહણે માટીથી મંજુલ મ્હેકાવિયા,
જેહણે પંકથી પંકજો ખીલવ્યાં,
જેહણે ત્રસ્ત વિધ્વસ્ત માનવઉરે
સ્નેહ ને સત્યનાં
અભય કારુણ્યનાં અમૃતો સીંચિયાં,
જેહનો કર અડયે
દીન, કંગાળ, એદી, અઘોરી, અમે જાગિયા
પામિયા મુક્તિની મંગળા,
તેહ ગાંધી ગયા.

આજના જગતમાં
દ્વેષ ને ક્લેશના
સ્વાર્થ ને અધમતાના બળી
સતત દાવાનળો જ્યાં રહ્યાં,
તેહ આ જગતમાં
ગાંધી તો અમૃતની એક વર્ષા હતા,

માનવી હૃદયની ભવ્ય આશા હતા,
સત્ય સશુદ્ધની અચલ શ્રદ્ધા હતા,
પ્રેમમય ચેતના દેહધારી હતા,

માનવીજગતનું હૃદય ગાંધી હતા,
હૃદયનુ સત્ય નવિવેક ગાંધી હતા,
અભય, કારુણ્ય ને કાવ્ય ગાંધી હતા,
સ્નેહનુ સારસર્વસ્વ ગાંધી હતા.
તેહને તેં હણ્યો, આજ ઓ માનવી!
માનવીહૃદયને મૂર્ખ! નાખ્યુ હણી!

શત્રુ જેવું ન'તુ વિશ્વમાં કોઈ યે,
શત્રુ તેને શુ રે તાહરો તુ ગણે?
દ્વેષ જેને ન'તો જગતમાં કોઈનો,
તેહનાં બુદ્ધ ને કુસ્ત કમલો સમા,
લોચને દ્વેષ તે દેશકેરો દીઠો?
મૂર્ખ રે માનવી! જાણુનો તું નથી
તે શુ નાખ્યું કરી?
ક્લેશકાયર, ઘવાયેલ, હીણાયલી
માનવીજાતિ રે! ક્યા જશે રાંકડી
પામવા પ્રાણની પુણ્ય સંજીવની
'રાંકડી'—મે કહ્યું?
ગાંધી શા પુરુષને જેહ પ્રકટાવીને
વર્તમાને બની પરમ મહિમામયી
તેહને મે કહી 'રાંકડી'?
ના, નહિ, રાંકડી ના.
તુ તો મૂર્તિ સૌભાગ્યની.
ગાંધી તો ભવ્ય કો વિજય તારો હતો,
ગાંધીનું મૃત્યુ યે વિજય તારો બનો!

વીરને મૃત્યુ શું આથી હો યે જુદુ?
કલ્પ્યું જાયે બીજું મૃત્યુ શું ગાંધીનું?
દ્વેષી કો હિંસની ગોળી હૈયે ઝીલી,
શાન્તિ ને ક્ષાન્તિની દિવ્યતા દાખવી,

રામ હે! રામ હે!
પોઢી ગાંધી ગયા!
અમર આજે ભયા!

પ્રેમ ને દ્વેષની, ક્ષાન્તિ ને વૈરની,
જ્ઞાન–અજ્ઞાનની, તેજ ને તિમિરની
આદિથી જગતમાં જામતી યાદવી.
તેમહીં આજ ફરીવાર ગાંધી વડે
વિજયગાથા રચાઈ શી માનવ્યની!

દ્વેષ ને વૈરની ચપલ છાયા તળે
પ્રેમમય સત્યની દીપ્તિ શાશ્વત ઝગે,
દીપ્તિ એ દૃષ્ટિમા સતત જે રાખતી
વૈષ્ણવી ભાવના આજ વિજયી બની.
દેહનું મૃત્યુ તે મૃત્યુ સાચુ નથી,
મૃત્યુ તે જીવનનો અન્ત સાચો નથી,
કોક દુર્બુદ્ધિએ મર્ત્ય જે મારખું
વીંધ્યુ તે હિંદનું હૃદય ગાંધી નથી.

ગાંધી તો ઓ રહ્યા! આર્ષ દ્રષ્ટા સમા
પ્રેમભર નયનમય કોઈ ઈશુના સમા,
શાઠ્ય ને સત્યથી,
દ્વેષ ને પ્રેમથી,
વૈરની જ્વાળને શાન્ત નિર્વૈરથી
શમવવા મંત્ર માનવ્યના ગુંજતા,
મૃત્યુના તિમિરથી અમર તેજે જતા!

નયન! તો ના રડો!
હૃદય! ધીરજ ધરો!
પૃથ્વીપેટાળના કોરડા શા
ધરાકમ્પ! શાન્તિ ધરો!
સૂર્ય ને ચન્દ્ર ને તારલા, સૌ ઝગો!
ગાંધીનું જીવન તે વિજય છે જીવનનો!
ગાંધીનું મૃત્યુ છે વિજય માનવ્યનો!

—મનસુખલાલ ઝવેરી

## ગયા બાપુ !

બાપુના જતાં આપણે કેવાં રંક બની ગયાં છીએ અને બાપુ જતાં શું શું ગયું છે તે કવિ આંસુભરી આંખે ગાય છે.

મોટા ઘરનો મોભ તૂટયો આ ? કે વ્હાણનો કૂવા-થંભ !
ફાટયો પ્હાડનો પ્હાડ હિમાલય ? કે આ કો ઘોર ભૂ-કંપ ?

બની ભોમ ગાંધી વિનાની !
તૂટી હાય ! દાંડી ધરાની !

સાગર આખો ઘોર ખેડીને નાથ્યા ઝંઝાવાત,
હાથવેંત જ્યાં આવ્યો કિનારો ત્યાં આ શો રે આઘાત !

ખરાબે લાવી પછાડી
મૃત્યુ, તેં નાવ અમારી !

ગયા બાપુ ! ઋત ગયું શું ? ગયા પ્રેમ ને ત્યાગ ?
ગયા ગાંધી ! સત્ય ગયું શું ? ગયા શીલ-સોહાગ ?

અનુકુળભાણુ ભુંસાયો ?
ધરાનો પ્રાણ હણાયો ?

મૃત્યુ, આજ હા ! જીતી ગયું'તું, સભર તારો અંક !
અમ પ્રતિ તું જીવે હવે શે ? આજ અમે સૌ રંક !—

નોધારાંને ગોદ કો લેશે ?
બાપુ વિના હૂંફ કો દેશે ?

—સ્નેહરશ્મિ

*

## રડો ન મુજ મૃત્યુને !

બાપુનો આત્મા બોલે તો આંસુ સારતા જગતને શું કહે તેની કલ્પના કરીને કવિ આપણને આશ્વાસન આપે છે ને બાપુને કહે છે કે અમે અમારી દીનતાને જ રડી રહ્યા છીએ, એવું જ હોય તો કેવું સારું !

"રડો ન મુજ મૃત્યુને ! હરખ માય આ છાતીમાં
ન રે !—કયમ તમેય તો હરખતાં ન હૈયામહીં ?
વીંધાયું ઉર તેથી કેવળ શું રક્તધારા છૂટી,
અને નહિ શું પ્રેમધાર ઊછળી અરે કે રડો ?
હતું શું બલિદાન આ મુજ પવિત્ર પૂરું ન કે ?
અધુરપ દિઠી શું કે મુજ અક્ષમ્ય તેથી રડો ?

તમે શું હરખાત જો ભય ધરી ભજી ભીરુતા
અવાક અસહાય હું હૃદયમાં રૂંધી સત્યને
શ્વસ્યાં કરત ભૂતલે! મરણથી છૂટ્યો સત્યને
ગળે વિષમ જે હતો કંઈક કાળ ડૂમો! થયું
સુણો પ્રગટ સત્ય: વૈર પ્રતિ પ્રેમ, પ્રેમ ને પ્રેમ જ!
હસે ઈશુ, હસે જુઓ સુકરુ, સૌમ્ય સંતો હસે."
"અમે ન રડીએ, પિતા, મરણ આપનું પાવન,
કલંકમય દૈન્યનું નિજ રડી રહ્યા જીવન."

—ઉમાશંકર જોશી

*

## બાપુકી બિદા

આ હિંદી કાવ્ય ગુજરાતી કવિએ રચ્યુ છે એમા ભારોભાર વેદના ભરી છે, બાપુ આપણને છોડીને ક્યા ગયા, એ કલ્પીને કવિએ કરોડોની વતી આંસુ સાર્યાં છે, ભાષા હિંદી છે પણ સરળ છે

(મુસદ્દસ)

કહાં ચલે બાપુજી હમસેં, મુહ મરોડ ચલે બાપુ!
આજ હમેં ઈસ હાલતમેં, કયા હમકો છોડ ચલે બાપુ!

જુગજુગકી નિરમલ જ્યોતિ સા જીવન ધન્ય તુમ્હારા થા,
જન્મ લિયા સમકાલ હમં, ફિર જીવન ધન્ય હમારા થા,
અજબ અલૌકિક આત્મ-તેજકા, અવનિ મેં ઉજિયારા થા,
હમ સે દીન દુ:ખીજનકા, સુખદાયક એક સહારા થા,

બિલખત ભારત માતા કે તનમન કો તોડ ચલે બાપુ!
આજ હમેં ઈસ હાલત મેં, કયા હમકો છોડ ચલે બાપુ!—૧

જીવનકી દરકાર નહિ, કુછ મૃત્યુકી પરવાહ નહિ,
સુખ—સંપત્ત કી ચાહ નહિ, કુછ દુ:ખદરદોં કી આહ નહિ,
દામ નહિ સુખ—ધામ નહિ આરામ—નામ હમરાહ નહિ,
રાહ નિરંતર રામનામકી, ઓર કિસીકી રાહ નહિ,

કાતિલ કી ગોલીકી સન્મુખ દો કર જોડ ચલે બાપુ!
આજ હમેં ઈસ હાલતમેં, કયા હમકો છોડ ચલે બાપુ!—૨

પતિત—પાવન આપ પધારે પતિત પાવન કરને કો,
દીન દુ:ખી દુરબલ દલિતોંકે દુ:ખ દરદોંકો હરને કો,
કર્મયોગ કા મર્મ બતાને, ધર્મ—ધ્વજા કો ધરને કો,
જગવ્યાપી ઝેરી પશુતા મેં, માનવતા કો ભરને કો,

આહા! હમારી આશાકે તારેંકો તોડ ચલે બાપુ!
આજ હમેં ઈસ હાલતમેં ક્યા, હમકો છોડ ચલે બાપુ!—૩

શાહ કહું પતશાહ કહું, ક્યા શાહનકે સરદાર કહું,
એક અકિંચન રંગ કહું, યા કુબેરકા ભંડાર કહું,
સૌમ્ય સુકોમલ પુષ્પ કહું, ક્યા ભીષણ વજ્ર પ્રહાર કહું,
સેવક સંત મહંત કહું, નર–નારાયણ અવતાર કહું,

કહા કહું અંધાર-પિછોડા અબ તો ઓઢ ચલે બાપુ!
આજ હમેં ઈસ હાલતમેં ક્યા હમકો છોડ ચલે બાપુ!—૪

આજ હમારા અમોલ મોતી કિસ પાગલને છીન લિયા?
ભારતકા સૌભાગ્ય-સિતારા, કિસ કાતિલને બીન લિયા?
પાંખ પસારી હમને તો ફિર, કિસને પાંખે હીન કિયા?
ઉન્નત શીશ હમારા કિસને; દુનિયાભરમેં દીન કિયા?

કિસ કારન મુખ મોડ લિયા, અબ કિસકી ઓર ચલે બાપુ!
આજ હમેં ઈસ હાલતમેં ક્યા હમકો છોડ ચલે બાપુ!—૫

પુણ્યશ્લોક પુણ્યાત્મા મેરે મહાત્મા મહેમાન ચલે,
અલ્પ સમયમેં આઝાદીકા, અપૂર્વ દે કર દાન ચલે,
આત્મ-ત્યાગ સે અમર શહીદોકે બનકર સુલ્તાન ચલે,
અવનિ-પટ સે અંતરીક્ષમેં હોકર અંતર ધ્યાન ચલે,

ઝુમ રહે જબ આફત કે બાદલ ઘનઘોર ચલે બાપુ!
આજ હમેં ઈસ હાલતમેં ક્યા હમકો છોડ ચલે બાપુ!—૬

રાજ ચલે મહારાજ ચલે, સબ રાજન કે અધિરાજ ચલે,
રણશૂરન શિરતાજ ચલે, સબ સ્વતંત્રતા કે સાજ ચલે,
પ્રેમ-ધર્મકી પાજ ચલે, તુમ સત્ય-અહિંસા કાજ ચલે,
આજ ગરીબનિવાજ ચલે, વહ જીવન-મુક્ત જહાજ ચલે,

માનવ કુલકે મુગટ મણિ, સુર કે સિર મોર ચલે બાપુ!
આજ હમેં ઈસ હાલતમેં ક્યા, હમકો છોડ ચલે બાપુ!—૭

કહાં ચલે બાપુજી નવયુગકે નિર્માતા કહાં ચલે?
કહાં ચલે ભારત કે પ્યારે ભાગ્યવિધાતા કહાં ચલે?
કહાં ચલે મોટે મહિપતિઓંકે માંધાતા કહાં ચલે?
કહાં ચલે મેરે મનમોહન મુક્તિદાતા કહાં ચલે?

હૃદય ભગ્ન માતા કો છોર, કલેજા કોર ચલે બાપુ!
આજ હમેં ઈસ હાલતમેં, ક્યા હમકો છોડ ચલે બાપુ!—૮

જીવનલીલા શાન્ત ભઈ અબ ચરખા પૂણી સૂત કહાં?
આપ અમર મૃત્યુંજય બાપુ આપ કહાં જમદૂત કહાં?
તુમ સે પ્રેમી પિતા કહાં, હમ પાગલ પૂત કપૂત કહાં?
વિષ વહુંસ કે કીટ કહાં, તુમ અવનિકે અવધૂત કહાં?
કૌન જગત કે જીવન સેં જીવનકો જોડ ચલે બાપૂ!
આજ હમેં ઈસ હાલતમે, ક્યા હમકો છોડ ચલે બાપુ!—૯

બીસર ગઈ સબ ભુલ હમારી, હમેં ન બીસરના બાપૂ!
આપ ક્ષમા કે સાગર પ્યારે, હમેં ક્ષમા કરના બાપુ!
ભારત માતા કી આરતકો, અંતરમેં ધરના બાપૂ!
બિદા આખરી બિદા દયામય, દયા મયા રખના બાપુ!
કહાં ચલે બાપૂજી હમ સે મુંહ મરોડ ચલે બાપુ!
આજ હમેં ઈસ હાલતમેં ક્યા હમકો છોડ ચલે બાપુ!—૧૦

—દુલેરાય કારાણી

*

## શરમ! શરમ!

આ કાવ્ય જુદા જ ભાવો પ્રગટ કરે છે કવિનું અંતર રોષથી ધગધગી ઊઠ્યું છે બાપુના પ્રાણને બચાવવા કુદરતના જડચેતન કોઈ તત્ત્વોએ પ્રયત્ન ન કર્યો? કિરતાર પણ સૂઈ ગયો? કરોડો જ દુખીઓને જિવાડનાર માનવશ્રેષ્ઠને ન સાચવી શક્યો? આ રોષની પાછળ આંસુઓના ધોધ વહે છે

(રોળાવૃત્ત)

શરમ શરમ કિરતાર કાળ ચક્કરના ધારી!
તું કરે કામ આ જગત વિષે અવિચારી;
કઈ ક્ષુલ્લક ક્ષણજીવ પશુપંખી, માનવ તું ધારે,
એ કીટ કોટિથી મહાન આત્મને તું ન ઉગારે?

શરમ શરમ બ્રહ્માંડ સર્જતા બ્રહ્મા તમને!
એક અમર પુરુષ છિન લિયો • લાજ ના લાગી તમને?
તે પંચતત્ત્વથી વધુ એક કદી શોધી જોયું?
રે જુગજુગ જૂનું જીવન વૃથા તે આખું ખોયું!

શરમ શરમ શિવશંકર! કંટક મારગ નાખ્યા,
તેં વિપ્લવમાં અપવાદ કદી નવ રાખ્યા;
શું યોગીજન તણી ખોટ સ્વર્ગમાં હતી.
આમંત્રણ દીધું અનન્ય લોક-વિભૂતિ?

શરમ શરમ રે વિશ્વ! વ્યોમ વાદળની નીચે
તું ઊભું રહ્યું મૂલહીન–જીવનઅમૃત નવ સીંચે
એક મૃતાત્મના તન ઉપર, જે હતો જગનો તારો?
અબ અંધકારમાં અથડાતા આદમને નથી સહારો.

શરમ શરમ રે સૃષ્ટિ! તાહરા નિયમો ખૂરા,
જીવ જીવને હણે, કરે કદી ક્ષણમાં પૂરા;
રે ધરધર કંઈ અપવાદ દે નહિ સહુને મરવા,
કંઈ સંજીવની સરજાવં મૃત્યુથી કદા ઊગરવા.

શરમ શરમ જગલોક! આજ સહુ અશ્રુ સારો,
તુજ બુદ્ધિ-સર્જ્યાં શસ્ત્ર: તીર, બંદૂક, કટારો;
જે થકી શત્રુ ને મિત્ર સ્વાર્થ લડતાં પરવાર્યાં,
રે મહાત્મન હણતાં પાપી હાથ નવ હાર્યાં!

શરમ શરમ ભૂમિ ભરતખંડ! તુજ નામ લજાયું,
તુજ મુક્તિતણા કંઈ પ્રથમ પૃષ્ઠ પર કલંક છાયું;
કંઈ સહસ્ર સાલ સુધીય સંત એવા નવ લાધે,
જે જગત પ્રેમને એક તાંતણે બાંધે.

શરમ શરમ હિમગિરિ! હિમાચલ નામ શેં રાખ્યું?
તેં પ્રલયકાળથી પ્રથમ જરી ના ભવિષે ભાખ્યું?
ક્યાંથી ભખે તું શ્વસુર શિવ–સંહારક કેરો!
રે ઊંચો વધ્યો અનર્થ, આવતો યમ નવ ઘેર્યો!

શરમ શરમ જમુનાજી! પતિત પાવન કરનારી;
તું બાલપ્રભુ લઈ જતા વસુને પંથ ધરનારી;
રે ધિક્ ધિક્ તુજને આજ કૃષ્ણ સમ 'મોહન' બાળ્યો
તુજ તટ પર, યમને જતાં જરી નવ ડાર્યો!

શરમ શરમ મહારાષ્ટ્ર! સરજિયા જ્યાંહી શિવાજી,
ત્યહીં ભૂત ભયાનક ભયો બગાડી ભારત બાજી!
રે શૂરવીરતા નવ સૂઝી ભોમનું રક્ષણ કરવા!
ધિક્ પ્રગટી પશુતા રાષ્ટ્રપિતાનું ભક્ષણ કરવા!

શરમ શરમ રે ધરમ હિંદુ! પાતક તેં વ્હોર્યું!
સજનજૂના તુજ સંસ્કૃતિ-તરુ પર વિષફળ મ્હોર્યું;
તુજ વેદ, પુરાણ ને કર્મ, ન્યાય, નીતિ–કયમ વિસરાયાં!
રે ભ્રષ્ટ! મહાત્મન હણ્યો, જાણુ બીજ–પતન વવાયાં!

શરમ શરમ ધિક્, કલમ! મરણની કથા ચીતરતી,
તુજ રેખરેખ નિત રહો હૃદયની વ્યથા નિતરતી,
રે તાત આજ મુજ ગયો, માત ભારત રહી રોઈ,
અમ અપગ સહુ સંતાન, સહારો અબ નવ કોઈ!

—ગોપાલન

## वन्दना

કવિએ બાપુના જીવનનું કીર્તન કર્યું છે આપણી પ્રાચીન પ્રણાલી અનુસાર મહા–આત્માને, પરમ–આત્માને પ્રણામ કર્યા છે.

सेवा येन कृता पितु श्रवणवद् बाल्ये स्वकीये मुदा
हिन्दूनां कृत आफ्रिकानिवसतां नीतं स्वमध्यं वय. ।
वार्धक्यं च तथैव सर्वजनताशुश्रूषणायार्पितं
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ १ ॥

**ભાવાર્થ:**—જેમણે બાલ્યાવસ્થામાં શ્રવણની માફક પોતાના પિતાશ્રીની સેવા કરી, જેમણે પોતાની યુવાવસ્થા દક્ષિણ આફ્રિકામાં રહેનારા હિંદીઓ માટે ખર્ચી, અને જેમણે પોતાની વૃદ્ધાવસ્થા મનુષ્યમાત્રની સેવા અર્થે અર્પી એવા મનુષ્યદેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરું છું. (૧)

हिंसायाः प्रतिमुच्य मार्गमशुभं मार्गो ह्यहिंसात्मको
दिव्यं चासहकाररूपमतुल शस्त्रं शिवं दर्शितम् ।
सत्याख्यस्य विभोर्य आयुरखिलं ह्याराधनायानयत्
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ २ ॥

**ભાવાર્થ:**—જેમણે હિંસાના અશુભ માર્ગનો ત્યાગ કરી જગતને અહિંસાત્મક માર્ગનું દર્શન કરાવ્યું, જેમણે માનવજાતને અસહકાર નામનું કલ્યાણકારી અનુપમ શસ્ત્ર દર્શાવ્યું અને જેમણે પોતાનું સમગ્ર જીવન 'સત્ય'ની આરાધના અર્થે જ વિતાવ્યું એવા મનુષ્ય-દેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરું છું. (૨)

त्यक्तं येन गृहं स्वबान्धवगणः स्निग्धं कुटुम्बं स्वकं
नो दृष्टा कृशदेहयष्टिरथवा स्वार्थोऽपि नो चिन्तितः।
इत्थं येन परार्थमर्पितमभूत् स्वस्याखिलं जीवितं
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ ३ ॥

**ભાવાર્થ:**—જેમણે (દેશોદ્ધાર માટે) ઘર છોડયું, સગાંવહાલાં છોડ્યાં, સ્નેહાળ કુટુંબનો ત્યાગ કર્યો, પોતાની સુકલકડી કાયાની પણ દરકાર ન કરી, કે પોતાના સ્વાર્થનો કદાપિ વિચાર સરખો પણ ન કર્યો—અને જેમણે આ પ્રમાણે પોતાનું આખું જીવન પરાર્થે અર્પણ કર્યું એવા મનુષ્યદેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરું છું. (૩)

दृष्ट्वा जन्मभुवं निजां निगडितां वैदेशिकैर्बन्धनै-
श्चेतोऽदूयत यस्य रात्रिदिवसं निद्रां न यः प्राप्तवान्।
मुक्तां तामकरोद् य एव सुसुतश्चित्रं विना विग्रहं
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ ४ ॥

**ભાવાર્થ:**—પોતાની માતૃભૂમિને પરદેશીઓની ગુલામીનાં બંધનોથી જકડાએલી જોઈને જેમનું ચિત્ત રાતદિવસ અસ્વસ્થ રહેતું અને તેથી જ સુખે નિદ્રા પણ લઈ શકતા નહોતા, એવા જે (હિંદ માતાના) સુપુત્રે તેને આશ્ચર્યપૂર્વક—યુદ્ધ કર્યા વિના કે લોહી રેડ્યાં વિના મુક્ત કરી, એવા મનુષ્યદેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરું છું. (૪)

ऐक्यं मुस्लिमहिन्दुजातिजनुषां नृणां कलिं कुर्वता-
मासीत्साधयितुं सदा प्रयतनं प्राणार्पणेनाप्यहो।
नीचोच्चाभिधकल्पनाऽपि हृदये नासीत्कदा यस्य वै
तं वन्दे मनुदेहधारिणमहं गान्ध्याख्यदेवं परम् ॥ ५ ॥

**ભાવાર્થ:**—પરસ્પર ઝઘડતી હિંદુ અને મુસ્લિમ જાતિમાં ઐક્ય સાધવા માટે હંમેશાં જેમના પ્રયાસો હતા, અને જેને માટે તેઓ પોતાનો પ્રાણ પણ આપવા તૈયાર હતા, તેમ જ જેમના હૃદયમાં આ નીચ (હરિજન) અને આ ઉચ્ચ (બ્રાહ્મણ) એ નામની કલ્પના પણ નહોતી એવા મનુષ્યદેહધારી ગાંધી નામના પરમાત્માને હું પ્રણામ કરું છું. (૫)

—પ્રો. અરુણોદય નટવરલાલ જાની.
એમ. એ (કાવ્યતીર્થ)

*

# નાવનો સુકાની

આ ગીતમાં પણ એ જ વેદના વ્યક્ત થઈ છે, જે આખી સૃષ્ટિએ તા. ૩૦મીની સાંજે ને રાતે અનુભવી છે આપણા પ્રાચીન ભજનોની યાદ આપે એવું આ ગીત કંઠે ચડી જાય એમ છે

નહોતાં જાણ્યાં રે બાપુ! તારા આવાં પ્રયાણ
　　　ઓ રે ભારતના પ્રાણ!
મધદરિયે નાવ થંભી, છોડી ચાલ્યો સુકાન—
　　　ઓ રે ભારતના પ્રાણ!
લાખો નયનોની આશ, કોટિ ઉરનો ઉજાસ,
બુઝાયો દીપ, આજે નીરખું હૈયાં હતાશ
થંભી અવની આઘાતે, ઝંખાતું આસમાન—ઓ રે૦

તારી હાકેથી બાપુ! દિગ્પાળો ડોલિયા ને
ડોલ્યા રે જુલ્મીઓના તાજ,
સતની સમશેર વીંઝી ચાલ્યો તું સત! તારો
આલમમાં ગાજિયો અવાજ—ઓ રે૦
તારા તપથી અહીં જાગ્યાં મોંઘેરાં મુક્તિગાન—ઓ રે૦

પ્રલયના પૂર સામે ઊભો તું પાળ બાંધી,
દુનિયા થઈ દંગ, બાપુ! ઊભો રોકીને આંધી.
તારા આતમના તેજે થભાવ્યા તે તુફાન—ઓ રે૦

ચાલ્યો રે તપસી કરીને કાયાનાં પિંજર ખાલી
ઓ રે ઓ રે એની કાયાના પિંજર ખાલી,
છેલ્લી આહુતિ થઈને હંસ મારો જાય હાલી.
શા શા સ્વપ્નો અધૂરાં મેલી કીધાં પ્રયાણ—ઓ રે૦

વિશ્વના તાત! હળવે ગાંધીને ગોદ લેજો,
જાણી ના જિંદગીમાં એણે તે શાંતિ દેજો.
આવે છે તારી પાસે ધરતીનો તારણહાર,
આવે છે રાષ્ટ્રની સ્વાધીનતાનો સરજનહાર,

સૃષ્ટિ સરજીને તેં ના દીઠાં આવાં બલિદાન—ઓ રે૦
મધદરિયે નાવ થંભી, છોડી ચાલ્યો સુકાન—ઓ રે૦

—નાથાલાલ દવે

*

# ધરિત્રીનું રુદન

તા. ૩૦મીની રાત્રિએ ધરિત્રીએ કેવું રુદન કર્યું હશે તેની કવિએ કરેલી કલ્પનામાં અતિશયોક્તિ નહિ પણ અલ્પોક્તિ જ હશે. એ રાતે ધરતી ધ્રૂસકે ધ્રૂસકે રડી હતી.

સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !
આકાશે ઇન્દુનાં જળ લોચનો બિડાયાં !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સુણાયાં !

પંખીનાં ગાન ન'તાં,
પર્ણો સૂમસામ હતાં,

હવામાં લાખ લાખ હીબકાં સમાયાં !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સૂણાયાં !

નીરવતા છાઈ હતી,
શોકિત વનરાઈ હતી,

ઝરણાંથી ક્રન્દન ના કારમાં દબાયાં !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સૂણાયાં !

ઈશુ ને સુક્રતુની
આવી ગઈ યાદ જુની,

આંખોમાં આંસુના ધોધ ઊભરાયા !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સૂણાયાં !

હૈયાના હીર સીંચી
અનુપમ પ્રતિમાઓ રચી;
મહેકાવતી વિશ્વબાગ
અણમૂલ ફૂલવેલ લચી;

છૂંદી કચરી કૃતઘ્ન ! લઈ સુગંધ, કાયા !
ચુંગતમના હારક ! તેજ ઓલવાયા !
સૂની રજનીમાં ધરતીનાં ડૂસકાં સૂણાયાં !

—'શશિન્' ઓઝા

★

# પ્રેમભક્તિની અંજલિ

પરમ પૂજ્ય બાપુના દેહ ઉપર આખા જગતે આંસુ સાર્યાં છે એ આંસુના સાગરનું દર્શન કરાવવાનું અહીં શક્ય જ નથી અહીં તો આપણા જીવનને પ્રેરણા આપનારી વ્યક્તિઓની અંજલિમાંથી થોડાંક બિંદુઓ એકઠાં કર્યાં છે, આ બિંદુઓ દ્વારા આપણે સાગરને નીરખીએ અને પૂજ્ય બાપુનો બોજ ઉઠાવવાનો જેઓ પ્રયત્ન કરી રહ્યા છે, તેમની આજ્ઞા ઉઠાવવાનો આપણે ધર્મ સમજીએ

★

હિંદની તવારીખના અરધી સદી જેટલા ગાળાને છાઈને એ વિરાટ પુરુષ ઊભો છે એ વિરાટપણું કેવળ શરીરનું કે દેહનું નથી, દિલનું અને આત્માનું છે



જેને જેને, જે કંઈ ચીજને એમણે સ્પર્શ કર્યો તેને એમણે કંઈક ઉપયોગી, કંઈક મહત્ત્વની ને કીમતી ચીજમાં પલટી નાખી તેમણે જે કંઈ કર્યું તેમાંથી સંગીન ફળો નીપજ્યાં ગીતાના ઉપદેશ મુજબ રાગદ્વેષથી રહિત થઈ એમણે ફળની આસક્તિ રાખ્યા વિના પરિશ્રમ કર્યો, તપ આદર્યું, અને તેથી તેમને અત્યંત રૂડાં ફળ પણ મળ્યાં

એમનું વય જેમ જેમ વધતું ગયું તેમ તેમ તેમનો દેહ જાણે કે તેમાં વસતા અત્યંત સમર્થ આત્માનું કેવળ વાહન બની રહ્યો એમના તરફ જોતા કે એમની વાણી સાંભળતા એમના દેહનું વિસ્મરણ થઈ જતું અને તેથી એઓ જે સ્થળ પર બેસતા તે પૂજાનું મંદિર બની જતું અને એઓ જે ભૂમિ પર ચાલતા તે પવિત્ર બની જતી

એમના મૃત્યુમાં પણ એક અનેરી ભવ્યતા હતી અને સંપૂર્ણ કળા હતી જે જાતના એ માણસ હતા, જે પ્રકારનું જીવન એમણે ગાળ્યું હતું તેના વિકાસના શિખર પર એ મૃત્યુ કળશરૂપ બન્યું અરે, એ મૃત્યુથી એમના જીવનનો બોધ વધારે સ્પષ્ટ થયો વધારે અસરકારક બન્યો પોતાની સર્વ શક્તિ જે વખતે સોળે કળાએ ખીલીને કામ આપતી હતી તે વખતે અને જે પળે એમણે મરવાનું માગી લીધું હોત તે પ્રાર્થનાની પળે એમનું મૃત્યુ આવ્યું જે કાર્યમાં તેમણે પૂર્ણ સમર્પણના ભાવથી હમેશ એકધારી ચીવટથી કાર્ય કર્યું હતું અને પાછલા એક વરસથી યે વધારે ગાળા દરમિયાન જેને માટે એમણે વિશેષ કાર્ય કર્યું તે એકતાના કાર્યમાં એઓ ખપી ગયા ને શહીદ થયા માણસમાત્રે જે રીતે મરવાની કામના રાખવી જોઈએ તેમ એમનું એકાએક મૃત્યુ થયું જીવનમાં સામર્થ્ય અને સત્તાને સર્વોચ્ચ શિખરે એમનો દેહ પડ્યો અને તેથી આપણા માનસમાં અને આપણા યુગના માનસમાં કદી ન ભુંસાય એવું, કદી ઝાંખું ન પડે એવું તેમનું ચિત્ર અંકિત થઈ ગયું

એ ચિત્ર કદી ઝાંખું પડનાર નથી.

—જવાહરલાલ નહેરુ



આજનો પ્રસંગ આપણા માટે દુઃખનો છે પણ ગુસ્સાનો નથી. એમની જિંદગી દરમિયાન તો આપણે એમના બોધપાઠને ન અનુસર્યા, પણ એમ ન કહેવાય કે તેમના મૃત્યુ પછી પણ આપણે એમને નથી અનુસર્યા. તો તો આપણા નામને મોટો બટ્ટો લાગી જશે.

હવે તો આપણા બધાની કસોટી છે, આપણે બધા અડગ ઊભા રહીએ અને તે પણ આપણી હરોળમાં કોઈ પણ પ્રકારના ભાગલા વિના મક્કમ રીતે. છેવટના હિંદનો જે બોજ આપણે ઉપાડવાનો છે એ બેહદ છે. અમને બધાને જો આ મહાન પુરુષનો સાથ ન હોત તો અમારા બધાની કમ્મરો ભાંગી ગઈ હોત. હવે એ સહારો ચાલ્યો ગયો છે. છતાંય ગાંધીજી તો હરહંમેશ અમારી સાથે જ હશે; કારણ કે એમની તાલીમ અને ભવ્ય આદર્શો હરહમેશ અમારી આગળ હશે.

હા, દિલ ના ખોતા. હિંમત ન હારતા. સહુ એકત્ર બની ખડા રહેજો અને ગાંધીજીએ અધૂરાં મૂકેલાં કાર્યને પૂરાં કરજો.

—સરદાર વલ્લભભાઈ પટેલ

બાપુનું સાન્નિધ્ય જેમ આપણને છેવટે મજબૂત બનાવીને જ છૂટા પાડતું તેમ એમનું મરણ પણ આપણને મજબૂત બનાવનારું થાઓ. પહેલો વિષાદ અને અંધકાર અને પછી ઉત્સાહ અને પ્રકાશ એમ એમના જીવનમાં થતું. તેમ જ એમના અવસાનથી યે પહેલો વિષાદ અને અંધકાર લાગે છે તે થોડા દિવસ પછી ઉત્સાહ અને પ્રકાશ તથા કર્મપરાયણતામાં ફેરવાઈ જશે એવી આશા રાખું છું. આમ જ

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥

કિશોરલાલ ઘ. મશરૂવાલા

રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ આખી જિંદગી સુધી વિવિધ પ્રકારની ઉત્કટ તપશ્ચર્યા વડે હિંદુસ્તાનની સેવા કરી છે. પરંતુ એ સેવામંદિરના કળશરૂપ પોતાના વીરોચિત મરણ વડે એમણે હિંદુસ્તાનની, હિંદુ ધર્મની, હિંદુ સમાજની અને અખિલ માનવજાતિની પણ દિવ્ય સેવા કરી છે. જીવનનું પૂરેપૂરું મૂલ્ય ચૂકવી દીધા પછી મરણનું પણ પૂરેપૂરું મૂલ્ય ચૂકવી મહાત્મા હવે મુક્તાત્મા બન્યા છે.

કાકા કાલેલકર

ગાંધીજીના આદર્શો સિદ્ધ કરવાના કાર્યમાં આપણે આપણી જાતને સમર્પણ કરીએ તો વેરઝેર અને પરસ્પર વહેમની લાગણીથી ભરેલા વાતાવરણમાં રહી કોમી ઝઘડા, આર્થિક લોભ, અને સત્તા કબજે કરવાની મહત્ત્વાકાંક્ષા વગેરેથી બળીજળી રહેલી આ દુનિયામાં શાંતિ સ્થાપવાને અર્થે આપણે ઘણું કપરું કામ પાર પાડવાનું છે, ઘણું આકરું તપ કરવાનું છે.

જે. સી. કુમારપ્પા

અમારી માનવ નબળાઈ છતાં પણ, ચોગરદમ આજે વિષાદ વિંટળાયેલો હોવા છતાં, અમારે પણ ભયમાત્રને ખંખેરી કાઢવો જોઈએ, અને સત્ય–અહિંસાનાં અનુપમ શસ્ત્રો ધારીને યુદ્ધ આગળ લેવું જોઈએ.

અમૃતકોર

બાપુ પ્રેમ અને કરુણાના સાગર હતા, પણ અનિષ્ટ સામેની તેમની ઝુંબેશમાં તે કઠોર હતા બાપુએ અંતરના અનિષ્ટ પર વિજય મેળવ્યો હતો તેથી બહારના અનિષ્ટો સામે તે ઝઝૂમી શકતા હતા આપણી સામે જે ઉચિત અને મહાભારત કાર્ય પડેલુ છે તેને માટે લાયક બનવાને ઈશ્વર આપણને શુદ્ધ કરો.

મીરાંબહેન

અમારા ગત જન્મોના કોઈક પુણ્યને કારણે જેમની આસપાસ અમે એકઠા મળ્યાં અને જેમના ચરણો સેવ્યા તે અમારા મહાન ગુરુના ઉપદેશ પ્રમાણે જીવન જીવવાને ઈશ્વર અમને બળ આપો.

સુશીલા નય્યર

દરેક પોતાના હૃદયમા પૂછે, 'બાપુ જીવતા છે કે નહિ?' જેમને એના જવાબની ખાતરી ન હોય તે આવા ઊભા રહી જેમને એના જવાબની ખાતરી છે એમને નિહાળે કામના ઢગ સામે પડ્યા છે, એટલે હૈયું મજબૂત કરીને રાહ જોતા ન ઊભા રહીએ. આપણી કસોટી છે—બાપુ મરી ન શકે.

જે. પી. પી.

સત્ય અને અસત્યની સનાતન સાઠમારીનો કાયદો જ છે કે સત્ય તેમાં આખડતુ જ રહે અને એ રીતે પોતે સદાનું એક માત્ર વિજયી અદ્વૈત રહે. બાપુજી એ યુદ્ધના મહારથી હતા એમાં પડ્યો છે તો એમનો દેહ જ; એ નહિ. દ દના પસાર—સાગરમા એવાઓ તો દીવાદાંડીરૂપ થઈને માનવોને સતેજ રાખે છે

મગનભાઈ દેસાઈ

જે મહાપુરુષે જીવનઆખુ સેવામા ગાળ્યુ હોય, તેમનું અવસાન થાય તો કોને દુ ખ ન થાય? પણ પૂ. બાપુજી મર્યા જ નથી. ખરી રીતે એમનું મૃત્યુ મરી ગયુ છે.

- રવિશંકર મહારાજ

બાપુ તો આપણને કામનો મોટો વારસો સોંપતા ગયા છે અને એ વારસાને દીપાવવો એ જ બાપુની સાચી ભક્તિ છે એમ નહિ?

નાનાભાઈ ભટ્ટ



બાપુજીએ હંમેશાં પોતાના શરીરને ઓછામા ઓછુ મહત્ત્વ આપ્યુ હતું, જે ગોળીએ તેમનું હૃદય વીંધી નાખ્યુ તેણે હિંદુ ધર્મનું હૃદય વીંધી નાખ્યું છે. દરેક હિંદ જાગૃત થાય અને પોતાનું અંતઃકરણ તપાસે અને જુએ કે ત્યા કોમવાદ કે ઝેરથી અલગતાનુ પાપ છે કે કેમ? આ કલંકથી સૌ કોઈ મુક્ત બને. પોતાની ત્રુટીઓની અવગણના કરવી અને બીજાના છિદ્રો અને અને પાપ જોવા એ એક સામાજિક પાપ છે

જો હિંદને જીવવુ હશે તો તે સત્ય અને અહિંસાના માર્ગે જ જીવી શકશે એ જ માર્ગે આપણને સ્વરાજ્ય મળ્યુ પણ હજી સુરાજ્ય દૂર છે જો સુરાજ્ય જોઈતું હોય તો આપણે સૌએ નિગ્રહ, આત્મભોગ અને સેવાના કઠણ માર્ગે જવુ પડશે

ગાધીજીનું મહાન બલિદાન આપણને જાગૃત કરે અને તેમા જ આપણા દેશની મુક્તિ છે આપણે સત્તાના પ્રેમ અને ઐહિક લાભના પ્રલોભનનો ત્યાગ કરીએ, આપણી પાસેથી ગાધીજીનો આત્મા આ ત્યાગ માગી રહ્યો છે

—ડૉ રાજેન્દ્રપ્રસાદ



ગાંધીજી તો ગયા, હવે બધી જવાબદારી આપણા ખભા ઉપર આવી છે. એમની મજલ એમણે પૂરી કરી, આપણી મજલ તો હવે શરૂ થાય છે. દુઃખને કોઈ સીમા નથી; પરંતુ આંસુ સારવાથી શું મળશે? ગાંધીજીનું જીવન ખુલ્લી કિતાબ જેવું આપણી સામે પડ્યું છે. આપણે એ વાંચ્યું છે. અને ફરીફરીને વાંચી શકીએ એમ છીએ. ગાંધીજીનું અધૂરું રહેલું કાર્ય પૂરું કરવાનો નિશ્ચય કરીએ તો જ એમના નેતૃત્વને આપણે લાયક હતા એમ ઠરે.

આજે વાતાવરણમાં ઝેર ભરેલું છે, આપણે એ દૂર કરવું જોઈએ. ગાંધીજી આપણા પિતા હતા, આપણે એમના પુત્રો તરીકે એમનો વારસો જાળવશું કે આંસુ પાડીને બેસી રહીશું? આપણી મજલ આપણે સફળતાથી પૂરી કરવી છે માટે હતાશા છોડવી જોઈએ અને નિત્ય એમનું સ્મરણ રાખી આગે કદમ કરવાં જોઈએ.

**—મૌલાના અબુલકલામ આઝાદ**

અંધકારમાં પણ આપણે અચળ રહીએ, કારણ કે એ પ્રકાશ આપણને પ્રેરણા આપતો રહેશે.

**શ્રી. અરવિંદ ઘોષ**

મહાત્મા ગાંધી દલિતોના સાચા ભેરુ હતા, માનવીઓમાં શ્રેષ્ઠ હતા. એમના જવાથી માનવજાતિને હંમેશની ખોટ પડી છે.

**નામદાર આગાખાન**

આપણા યુગના સૌથી મહાન, શુદ્ધ અને પ્રેરણા આપતા માણસને એક પાગલ માનવીને હાથે સહન કરવું પડ્યું એ હકીકત દેખાડી જાય છે કે, સૉક્રેટિસને ઝેર પીવું પડ્યું ને જિસસ ક્રાઈસ્ટને વધસ્થંભે ચડવું પડ્યું તે સમય પછી વીતેલા વખત દરમ્યાન હજી આપણે સુધર્યા નથી.

**રાધાકૃષ્ણન્**

મહાત્માજીનો કોઈ વાળ સરખો યે વાંકો કરે એ અકલ્પ્ય હતું. એક મહારાષ્ટ્રીએ એ ઘોર પાપ કર્યું. એક-વ્યક્તિએ કરેલા આ પાપમાંથી પ્રજાને ઉગારી શકાય માટે મેં ઉપવાસ દ્વારા પ્રાયશ્ચિત્ત કરવાનો નિર્ણય કર્યો છે.

**સાને ગુરુજી**

આપણા આ અંધકારમય દિવસોમાં એક માત્ર બાપુ જ આશાનું કિરણ હતા.

**સરહદના ગાંધી**

જે પવિત્ર ધ્યેય માટે બાપુ મૃત્યુ પામ્યા છે તે ધ્યેય માટેની મારી અવિરત સેવા આપવાનું હું આથી જાહેર કરું છું.

**વિજયાલક્ષ્મી પંડિત**

મહાત્મા ગાંધીજીએ વિશ્વનાં રાષ્ટ્રોમાં હિંદને ગૌરવપ્રદ સ્થાન અપાવ્યું છે.

**આચાર્ય નરેંદ્રદેવ**

દેશ આજે અનાથ બન્યો છે અને હવે શું થશે તે કેવળ ઈશ્વર જ જાણે છે. મહાત્માજીનું અવસાન થયું છે. આવા દેશપિતા ફરી ક્યારે આવશે?

**શરતચંદ્ર બોઝ**

વર્ગભેદ સામે એ લડ્યા ને મર્યા. ગાંધીજીનો સિદ્ધાંત ગાંધીવાદી કે કોંગ્રેસમાં જ સીમાબદ્ધ નહોતો. એ તો હતા રાષ્ટ્રની પ્રેરણા. કોઈ પણ 'વાદ' સાથે એમને સાંકળી શકાય નહિ. એ હતા આપણા રાષ્ટ્રપિતા—જેણે માનવતાનો વિશ્વસિદ્ધાંત ઉપદેશ્યો ને એ જ પ્રમાણે વર્ત્યા. આપણે આંતરિક ખોજ કરીએ ને ગાંધીજીએ બતાવેલા માર્ગે ચાલીએ.

**અચ્યુત પટવર્ધન**

મહાત્માની શહીદીનો બોધપાઠ એ છે કે એના જીવનસંદેશનો ઉમદા મર્મ માત્ર રાષ્ટ્રવાદમાં જ સમાઈ રહ્યો નહોતો. સાધ્ય માટે ગમે તેવાં સાધનોનો ઉપયોગ કરીએ તો ચાલે એ બહુ ગવાયેલી ઉક્તિને એમણે અહિંસાના સિદ્ધાંતના પરિપાલન દ્વારા નકારી છે. એ જ છે બાપુનો જીવન સંદેશ.

**એમ. એન. રૉય**

જ્યારે જગતમાં હિંસાના સાગરો હીલોળે ચઢ્યા હતા, ત્યારે ગાંધીજી એક ખડકની માફક અહિંસાની પડખે અડગ ઊભા હતા.

ગાંધીજી ગીતામાં જણાવેલા એક આદર્શ કર્મયોગી હતા. તેઓના દિલમાં દુખીઓ પ્રત્યે પૂરેપૂરી કરુણા હતી. સૈકાઓ વહી જશે તેમ તેમ ગૌતમ બુદ્ધ અને ઈશુ ખ્રિસ્તની માફક એમનો પ્રભાવ વધતો રહેશે અને સ્ત્રી-પુરુષોના આત્મા વધુ ને વધુ વિશુદ્ધ થતા રહેશે.

**ડૉ. કત્જુ**

ગાંધીજી એક મહાન માનવ હતા. તેમણે હિંદનું સ્વાતંત્ર્ય મેળવવા જીવન ખર્ચ્યું છે અને હિંદુ-મુસ્લિમ ઐક્ય માટે જીવનનું બલિદાન આપ્યું છે. એમના અધૂરા રહેલા કાર્યને તેમની રીતે પૂર્ણ કરવાનું, અને સંપૂર્ણ અને સરસ રીતે પૂર્ણ કરવાનું કામ આપણા બધાનું છે.

**સર તેજબહાદુર સપ્રુ**

મહાત્મા ગાંધી ભારતના સાચા પ્રાણ હતા.

**હુમાયુન કબીર**



સોક્રેટિસ અને ક્રાઈસ્ટના જેવું એમનું મૃત્યુ હતું, આપણે તો એમને માટે ગૌરવ લેવું જોઈએ. કૃષ્ણ જેમ પારધીના બાણથી મરણ પામ્યા હતા તેવું ગાંધીજીનું મૃત્યુ થયું. આપણે એમને માટે ખેદ ન કરવો જોઈએ. પણ આપણી ભૂલો સુધારી એમને લાયક બનવું જોઈએ.

વાલ્મીકિ ના ના કહેતા રહ્યા અને જેમ ક્રૂર પારધીએ ક્રૌંચની જોડીમાંથી એકને માર્યું અને ક્રૌંચીને જે દુઃખ થયેલું તેવા દુઃખમાં આજે હિંદુસ્તાન ડૂબી ગયું છે. આ કરુણ ઘટના જોઈને વાલ્મીકિનું હૈયું જે શબ્દોમાં ઠલવાયું તેના સંગીત અને સ્વરૂપે શ્રી રામચંદ્રની કથાને સંગીત અને સ્વરૂપ આપ્યું. આપણા વહાલા બાપુ સત્ય અને અહિંસા કે પ્રેમને માટે કુરબાન થયા, તે કરુણ પ્રસંગે દુઃખનું જે આભ ફાટ્યું તેના નાદના મેળમાં આપણો ઇતિહાસ—હિંદની ભાવી કથા રચાઓ. સદ્‌ગતના આત્માની શાંતિ બગડે એવું કાંઈ આપણે ન કરીએ.

**—શ્રી. રાજગોપાલાચારી**



આજે અમે જો નિરાશ થઈએ, અને એમ માની બેસીએ કે એઓ ગયા એટલે બધું ય ગયું તો તો અમે દ્રોહી જેવા જ ગણાઈએ!

અમે મહાત્માજીના જીવંત પ્રતીકો છીએ. અમે એમના સૈનિકો છીએ, અમારો ધ્વજ સત્યનો છે, અમારી ઢાલ અહિંસાની છે, અમારી તલવાર અધ્યાયની તલવાર છે, જે તલવાર લોહી પીધા વિના જીત મેળવે છે. આપણા માલિકને પગલે આપણે નહીં ચાલીએ? આપણા બાપુને આપણે નહીં અનુસરીએ? આપણે એમના સૈનિક નહીં થઈએ? એમનો જંગ વિજયવંતો નહીં બનાવીએ? મહાત્માજીનો સંપૂર્ણ સંદેશો જગતને આપણે શું ન આપી રહીએ? ભલે એમનો અવાજ ફરીવાર ઉચ્ચારણ ન કરે, પણ આપણે શું કરોડો અવાજો નથી જે અવાજોથી એમનો સંદેશો જગતને પહોંચાડી શકીએ? અને આપણાં સમકાલીનોના જગતમાં જ નહીં પણ પેઢાનપેઢી પર્યંતના જગતને શું આપણે એ સંદેશો ન સંભળાવી શકીએ?'

—શ્રીમતી સરોજિની દેવી

એમનામાં માનવતા, આંતરરાષ્ટ્રીય બિરાદરી અને 'એક વિશ્વ'ની ભાવનાદૃષ્ટિ હતી. આપણે એમને જે ચાહતા, માન આપતા, લાગણી અનુભવતા ને આજે જે શોક અનુભવીએ છીએ તેનું વર્ણન કરવા આપણી પાસે શબ્દો નથી.

ગણેશ વાસુદેવ માવલંકર

દુનિયાએ ઘણાયે સંત અને ઘણાયે નેતા જોયા હશે પણ એકીસાથે પયગંબર અને સંત હોવા છતાં નમ્રાતિનમ્ર માનવી રહ્યા હોય એવી ગાંધીજી જેવી વ્યક્તિનો માનવઇતિહાસમાં જોટો નહિ જડે.

ઘનશ્યામદાસ બીરલા

એક રાષ્ટ્રની પોતાના ધ્યેય તરફની આગેકૂચ દરમ્યાન એવી પળો જરૂરી આવે છે કે જ્યારે આપણે વિહ્વળ બની જઈએ અને આપણા માર્ગમાં અંધકાર છવાઈ જાય. એવા સર્વ પ્રસંગોમાં આપણને એ દેવાંશી આત્મા તરફની પ્રેરણા મળતી રહેશે.

જગજીવનરામ

ગાંધીજીના ઉપદેશ પ્રમાણે આપણે વર્ત્યા હોત તો આ પાપકૃત્યનો તેમને શિકાર ન બનવું પડત. ગાંધીજીએ દેખાડેલા આદર્શને અમુક પ્રમાણમાં પહોંચવા આપણે આપણી જિંદગી ખરચવી જોઈએ.

વી. કે. કૃષ્ણમેનન

પ્રભુના પયગમ્બર તરીકે તેઓ આવ્યા અને જીવ્યા અને એ જ રીતે મૃત્યુ પામ્યા.

સમ્રાટ, પયગંબર અને યોગી—અંગત રીતે મારે માટે પિતા અને માર્ગદર્શક—મને, બીજા હજારો અનુભવી રહ્યા છે તેમ જીવન તમારા વિણ શૂન્ય ભાસે છે.

કનૈયાલાલ મુનશી

મહાન પુરુષોમાં પણ ગાંધીજી મહાન હતા. ભારતવાસીઓમાં એમણે આત્મવિશ્વાસ આણ્યો, સત્ય અને અહિંસાના એમના સિદ્ધાંત દ્વારા જગતમાં એમણે હિંદુધર્મને અને ભારતવર્ષને ગૌરવભર્યું સ્થાન અપાવ્યું.

એસ. કે. પાટીલ

સૂર્ય અને શુક્રના તારાની માફક એ ચિરકાળ ઝગતા રહેશે જાહ્નવીની માફક એમનો પ્રેરણાપ્રવાહ સતત વહ્યા કરશે.

ગગનવિહારી મહેતા

જિસસ ક્રાઈસ્ટના વધ (ક્રુસીફીકશન) જેવી સમાન ભૂમિકા ઉપર મહાત્મા ગાંધીનું બલિદાન ઊભું છે મહાત્માજી માનવજીવનના સર્વોત્તમ અને ઉદાત્ત આદર્શો માટે જીવ્યા અને અવસાન પામ્યા છે ભગવાન ઈસુ ખ્રિસ્ત જેમ શુક્રવારે લોકદ્વેષનો ભોગ બનીને મરણ પામ્યા હતા તેમ મહાત્મા ગાંધીનો જીવનદીપ પણ શુક્રવારે જ એક હત્યારા માનવીને હાથે બુઝાઈ ગયો છે મહાત્મા ગાંધી સાંપ્રત યુગના સૌથી પરમ પુરુષ હતા, એટલે તે માત્ર હિંદની રાષ્ટ્રીયતાના પિતા હતા એટલુંજ નહિ પણ અખિલ માનવજગતની સંસ્કૃતિના સર્જક હતા.

મી. વિ ટે. જોહન

દરેક ક્રાઈસ્ટ માટે જુડાસ હોય છે મહાત્મા ગાંધીજી તેમના શાંતિકાર્યમાં સફળ થયા છે એ હકીકત આ હિચકારા ખૂને સાબિત કરી છે ગાંધીજીએ બતાવેલા માર્ગે જ હિંદે આગળ વધવાનું છે.

ભગવત દયાલ-એ'અકોક

હિંદુ મુસ્લિમ ઐક્ય કાજે એમણે જાતનું સ્વાર્પણ કર્યું ભારતના તેમ જ વિશ્વના ઇતિહાસમાં એમના મહાન કાર્યો સદાયે યાદગાર બની રહેશે.

હૈદ્રાબાદના નિઝામ

આ રાષ્ટ્રીય આપત્તિને વાચા આપવા શબ્દો નથી બાપુની સેવા ને એમનું આત્મબલિદાન અનુપમ હતા.

જોધપુર નરેશ

ગાંધીજી ભારતના સૌથી મહાન પુત્ર હતા

ત્રાવણકોર નરેશ

ગાંધીજીના જવાથી પડેલી ખોટ ન પુરાય એવી છે.

વડોદરા નરેશ



એમનું મૃત્યુ એ જ પુરવાર કરે છે, કે ગાંધીજીએ જે રીતે વ્યક્તિજીવન કે સમાજજીવનને પોતાના સત્ય અને અહિંસાના સિદ્ધાંતો લાગુ પાડ્યા હતા તે સિદ્ધાંતો માટે આ દુનિયા હજી તૈયાર બની નથી.

આપણી ગુલામી અને આપણા અધઃપતનના સમયમાં પણ આપણા દેશમાં આવી મહાન અને ઉદાત્ત વિભૂતિ પાકી એ પણ આપણું મહદ્ ભાગ્ય છે

એ એ વ્યક્તિ હતી, જેણે આપણી ગુલામીમાં પણ દુનિયાભરમાં આપણને માનપાત્ર બનાવ્યા. એણે આપણા બધાય આંતરિક મતભેદો અને ઝઘડા દૂર કર્યા આપણી અંગત કે રાષ્ટ્રીય મુશ્કેલીઓમાં આપણે એમની પાસે દોડી જતા એમને તો જીવન અને મૃત્યુ સમાન હતાં.

એમના આશીર્વાદ આપણા પર વરસતા રહો—અને માત્ર આપણે હોમ, જાત કે દેશને નહિ પણ સમગ્ર માનવતાને આવરતા એમના જીવનકાર્યને આગળ ધપાવવાનું પ્રભુ આપણને બળ આપો

—આચાર્ય કૃપલાની



આ અંધકાર અને દુઃખભર્યા યુગમાં મહાત્મા ગાંધીજીનું જીવન પ્રકાશમય હતું. આપણે આપણી માતૃભૂમિના આઝાદી જંગની નેતાગીરી માટે એમને ઊંચો આદર આપીએ છીએ. આપણા સેનાની, આપણા રાહબર અને આપણા રાષ્ટ્રના પિતા તરીકે એમને પિછાનીએ છીએ. સમગ્ર દુનિયા માટે તેઓ ગુરુ અને પયગમ્બર હતા. માનવજાતને તેમણે આપેલો ઉપદેશ જેટલો અજોડ હતો એટલો જ ભવ્ય હતો. પાશવી બન્યા વિના પશુબળ ઉપર વિજય મેળવી શકાય છે, સાચું બળ શસ્ત્રોનું નહિ પણ આત્માનું છે. એ તેમણે વ્યવહારુ રીતે સિદ્ધ કરી બતાવ્યું.

હિંદુઓ, મુસ્લિમો, ખ્રિસ્તીઓ, પારસીઓ અને શીખોએ એક જ ભૂમિના નાગરિકો તરીકે આપણે એમને ગુમાવ્યા છે. એક પિતાના બાળકો તરીકે જીવવું જોઈએ. એ રીતે જ ગાંધીજીની સ્મૃતિને સાચી અંજલિ આપી શકાય. એ રીતે જ આપણી મા-ભોમમાં શાન્તિ અને સાચું સુખ સરજી શકીશું.

—સરદાર બલદેવસિંગ

મહાત્માજીનું જીવન એટલે હિંદના પુનરુત્થાનનો ને પ્રગતિનો જીવતોજાગતો ઇતિહાસ.

**ગ્વાલિયર નરેશ**

માનવજાતિના ઉચ્ચમાં ઉચ્ચ આદર્શોના એ પ્રતિક હતા અને એમનો ઉપદેશ હમેશને માટે સર્વેને પ્રેરણારૂપ બની રહેશે.

**સર વી. ટી. કૃષ્ણમાચાર્ય**

જે માટે મહાત્માજી જીવ્યા અને મર્યા તે ઉચ્ચ સિદ્ધાંત અને આદર્શો જનસામાન્યને પ્રેરણા આપતા રહેશે અને અંતે વિશ્વબંધુત્વની સ્થાપના માટે અગત્યનો ભાગ ભજવશે.

**વડા ન્યાયમૂર્તિ—ઢાકા**

મહાત્માજી એટલે તો સત્ય, અહિંસા, સાદાઈ, સહિષ્ણુતા, શુભવૃત્તિનો સમન્વય.

**વડા ન્યાયમૂર્તિ—કલકત્તા**

મહાત્મા ગાંધીજીએ થાકેલા આત્માવાળા પશ્ચિમને નવો પંથ દેખાડચો.

**વડા ન્યાયમૂર્તિ—મુંબઈ**

આપણા સમયના તેઓ મહાન પુરુષ હતા.

**લિયાકત અલીખાન**

ગાંધીજીનું કરુણ અવસાન હિંદની જેટલી જ પાકિસ્તાન માટે પણ દુઃખદ ખોટ છે. વિશ્વની શાંતિની દૃષ્ટિએ આથી એક પુરાય નહિ તેવી ખોટ પડી ગઈ છે.

**સર મહમદ ઝફરુલ્લાખાન**

ગાંધીજી જગતના સૌથી મહાન પુરુષ હતા.

**કાઝી ફઝલુલ્લાહ**

હિંદની પ્રજાને અને ખરી રીતે તો માનવજાતને ન પુરાય એવી ખોટ પડી છે.

**રાજા જ્યોર્જ**

હિંદ તેમ જ વિશ્વ કદાચ સૈકાંઓ સુધી તેમના જેવો માનવી નહિ જુએ.

**લોર્ડ લુઇ માઉન્ટ બેટન**

માનવતા અને દેશપ્રેમના આદર્શ માટેની તેમની અહિંસક લડત અનંતકાળને માટે કરુણાની અને વીરતાનો એક અત્યુચ્ચ દાખલો બની રહેશે.

**મીસરનો રાજા—ફારૂક**



મહાત્મા ગાંધીજી આ યુગના પયગંબર હતા. આપણો દેશ જ્યારે અનેક મર્યાદાઓથી બંધાયેલો હતો ત્યારે મહાત્માજીએ તેમાં નવા પ્રાણ ફૂંક્યા અને તેને માટે ફરી એકવાર વિશ્વમાં માનભર્યું સ્થાન મેળવ્યું.

મહાત્મા ગાંધીજીએ હિંદની આઝાદી મેળવી હિંદને અકલ્પનીય ઊંચાઈએ સ્થાપિત કર્યું છે; એટલું જ નહિ પરંતુ એમણે આપણને હિંદની સંસ્કૃતિના મૂળભૂત સિદ્ધાંતોથી તૃપ્ત કર્યાં હતા. બાપુ દુઃખિયાંના બેલી હતા અને બધાંને સુખી જોવાની એમની મનીષા અને સતત પ્રયાસ હતાં.

મહાત્માની હત્યાથી આપણને કલંક લાગ્યું છે. અને એમના સિદ્ધાંતોનું અનુપાલન કરી તથા માંહોમાંહેનો સંવાદ સ્થાપી તેનો ડાઘ આપણે ધોવો જોઈએ.

—શ્રી. ગોવિંદવલ્લભ પંત

એક ગુરુ અને એક નેતા તરીકે તેમની અસર એકલા હિંદમાં જ નહિ પણ દુનિયાભરમાં સર્વત્ર પ્રસરી રહેલી હતી અને તેમના મૃત્યુએ શાંતિ ચાહનારા લોકોમાં મહાન દિલગીરી આણી દીધી છે. ભાઈચારા અને શાંતિના કારણમાં માનવીઓમાં એક મહાન પુરુષ આજે ચાલી ગયો છે.

હું એ જાણું છું કે, એશિયાના લોકો, મહાત્મા ગાંધીજીએ જેના માટે પોતાના જીવનને હોમી દીધું છે એ સહકાર અને પરસ્પરના વિશ્વાસના ધ્યેયની પ્રાપ્તિ માટે વધારે મક્કમતાથી કાર્ય કરવાને પ્રેરાશે.

પ્રમુખ ટ્રુમેન

મહાત્મા ગાંધીને ગુમાવવાનું જે કમનસીબ આવી પડ્યું છે તે સમસ્ત મનુષ્યજાતિને માટે ફટકો છે.

'તુર્કીની કાઉન્સીલના પ્રમુખ'

મહાત્મા ગાંધી શાંતિના ફિરસ્તા હોવાનું અપવાદરૂપ માન ધરાવતા હતા. આખી મનુષ્ય-જાતિને તેમની ખોટ પડી છે.

સ્વીટઝર્લેન્ડના પ્રમુખ

આ મહાન દેશભક્તના મૃત્યુથી ચિંતા થાય છે.

સીરિયાના પરદેશ પ્રધાન

વિશ્વની એક મહાન નૈતિક વ્યક્તિ—મહાત્મા ગાંધીજીના અવસાનથી હિંદને મહાન ખોટ પડી છે.

પોર્ટુગલના વડા પ્રધાન

મહાત્મા ગાંધીજી સૌથી મહાન દેશભક્ત, શાંતિપ્રેમી અને હિંદની પ્રજાના સૌથી પ્યારા નેતા હતા.

અફઘાનિસ્તાનના વડા પ્રધાન

ફિનલેન્ડની પ્રજા મહાત્મા ગાંધીના કરુણ અવસાન અંગે પોતાની ઊંડી લાગણી વ્યક્ત કરે છે.

ફિનલેન્ડના વડા પ્રધાન

મહાત્મા ગાધીજીની સ્મૃતિ તથા મનુષ્યો વચ્ચે શાંતિ અને ભાઈચારો સ્થાપવા તેમણે કરેલા પ્રેરણાત્મક જીવનકાર્યની સ્મૃતિ નોર્વેમા અમર બની રહેશે

**નોર્વેના પરદેશ પ્રધાન**

વિશ્વ–શાંતિ અને વિશ્વ–બંધુત્વ સિદ્ધ કરવામાં ભાવિ પ્રજાને ગાધીજીનો સંદેશો પ્રેરણા આપશે અને અમર બની રહેશે એવી મને શ્રદ્ધા છે એશિયામા જે કાઈ સર્વોત્તમ છે તેના ગાધીજી પ્રતીક હતા

**સિલોનના વડા પ્રધાન**

ગાંધીજીના અવસાનથી હિંદને અને જગતને ન પુરાય એવી ખોટ પડી છે તેને માટે અમને ખૂબ દુ ખ થાય છે.

**સિલોનના ગવર્નર તથા વડા પ્રધાન**

મહાત્મા ગાધી ભારતના અમરપુત્ર હતા સ્વતત્રતાના સાચા શિલ્પી હતા

**પ્રમુખ–ફિલિપાઈન્સ ટાપુઓ**

ગાંધીજી મહાન દેશભક્ત હતા. વેરભાવના કરતા પ્રેમભાવના વધુ બળવાન છે એવુ શીખવનાર ચિંતક હતા

**મો. ઓરીઓલ (ફ્રેચ-પ્રમુખ)**

ગાંધીજી ખરેખર આર્ષદૃષ્ટિવાળા પયગબરોમાના એક હતા

**જનરલ ડગ્લાસ મેક આર્થર**

મહાત્મા ગાધીજીના જીવને જગતને બતાવી આપ્યું છે કે, માનવી શાંતિ માટેનો અનુરાગ ઓછો કર્યા વિના પણ મહાન વિજયો સપાદન કરી શકે છે.

**બેલ્જીઅમ ધારાસભાના પ્રમુખ**

ખાસ કરીને જુદીજુદી પ્રજાઓ સમક્ષ જ્યારે ગભીર કોયડાઓ ઊભા થયા છે તેવી વર્તમાન પળે, આધ્યાત્મિક નેતાગીરીની જરૂર છે તે પળે, આ ખોટ પડી છે. જે ઉચ્ચ આદર્શોને તેમણે આત્મસમર્પણ કર્યું તે આદર્શોની તેમના બલિદાનથી સેવા થશે

**સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાના મહામંત્રી**



જેઓ પાછળ રહ્યા છે તેમણે તેમનુ કાર્ય ચાલુ રાખવુ જોઈએ એ કાર્ય તેમની પહેલા પણ બીજાઓએ કરવાની કોશિશ કરી હતી અને અત્યારે આપણને જે વસ્તુ તદ્દન સુલભ અને સામાન્ય લાગે છે, તે વસ્તુ ગાંધીજી રાજકારણમા પ્રવેશ્યા ત્યારે કેટલી દુષ્કર અને દુ સહ્ય હતી એનો વિચાર કરીએ છીએ, ત્યારે ગાંધીજીની અદ્ભુતતા અને સામર્થ્યનો સાચો ખ્યાલ આવે છે.

ગાધીજી તો એક પ્રચંડ સૂર્ય સમા હતા અને તેમની છાયામાંથી જ આજના મોટા નેતાઓ જન્મ્યા છે

જો સૌ કોઈ પોતાનું કર્તવ્ય ચૂક્યા ન હોત તો આજની અવ્યવસ્થા, અશાંતિ અને વિનાશની સ્થિતિ ઊભી જ ન થાત ગાધીજીના જીવનસિદ્ધાંતોને અનુસરવુ એ જ હવે આપણો ધર્મ છે પ્રેમ અને અહિંસાના ગાધીજીના આ માર્ગે જ જગતમા શાંતિ આવશે

—શ્રી બાળાસાહેબ ખેર

માનવીના અસ્તિત્વમાં હિંસા જરૂરી નથી અને માનવજાતિની સર્વોચ્ચ સિદ્ધિ કેવળ અહિંસા દ્વારા જ મેળવી શકાય એમ માનતી જાતિઓ અને દેશો માટે તેમનું જીવન દીવાદાંડી સમું બની રહેશે.

**શ્રી. ગોપાળસ્વામી આયંગર**

આ યુગના ગાંધીજી એક મહાન નેતા હતા. તેમણે પોતાના જીવન અને ઉપદેશથી આત્માનાં બળ અને શક્તિ દેખાડી આપ્યાં.

**આર્જેન્ટાઇનના પ્રતિનિધિ**

ગાંધીજીનું નામ ન જાણતો હોય અથવા તેમના પ્રત્યે આદર ન ધરાવતો હોય એવો એક પણ ફ્રેંચ માનવી નથી.

ગાંધીજીએ પોતાના આદર્શો માટે જ પ્રાણાર્પણ કર્યું છે, ને એક અતિ ઉમદા જીવનને શહાદતભર્યા મરણથી શણગાર્યું છે.

**ફ્રેંચ પ્રતિનિધિ**

ગાંધીજીની મહાન સિદ્ધિઓ હજી હવે અવતાર લેશે. દુઃખી, દરિદ્રી, એકલવાયા ને નાચીઝ માણસના ગાંધીજી મિત્ર હતા.

**બ્રિટિશ પ્રતિનિધિ**

મહાત્મા ગાંધીજીના અવસાનથી એશિયાએ પોતાના એક મોટામાં મોટા જીવતા સંતને ગુમાવ્યો છે.

**ચીનના પ્રતિનિધિ**

ગાંધીજીના મૃત્યુ દ્વારા સમસ્ત એશિયાની સર્વ પ્રજા એક બની રહો.

**સર પેથીક લોરેન્સ**

ભગવાન બુદ્ધ પછી એઓ શ્રેષ્ઠ હિંદી હતા. જગતમાં ઇશુ ખ્રિસ્ત પછી એઓ શ્રેષ્ઠ માનવ હતા.

**ડૉ. જહોન હોમ્સ**

ગાંધી મારા સમયના એક મહાન પુરુષ હતા. માનવીમાંથી એક રાજવી ચાલ્યો ગયો છે અને હિંદની આ કદી ન પુરાય એવી ખોટમાં અમે ભાગ લઈએ છીએ!

**જનરલ સ્મટસ**

*



ભાવિ અંધકારમય છે એ સાથે હું સહમત થતો નથી. એ ફિરસ્તા સિવાય ભવિષ્ય વિષે કોણ વિશ્વાસપૂર્વક કહી શકે એમ છે? વર્તમાન અંધકારમય છે એ કબૂલ; પરંતુ બાપુ જે આદર્શ માટે જીવ્યા અને મર્યા એ આદર્શો માટે જો આપણે કાર્ય કરીએ તો આપણું ભાવિ ઉજ્જ્વળ હોવું જોઈએ.

બાપુ ખુદ સુખમાં છે. આપણને હવે ભૌતિક હાજરી નહીં મળે, પણ એમનો આત્મા આપણને પ્રેરણા અને દોરવણી આપશે. છેલ્લા ચાર મહિનાના એમનાં રોજનાં પ્રવચનોમાં એમને જે કાંઈ કહેવાનું હતું તે સર્વ અંગેની સમતોલ સૂચનાઓ આપણી સમક્ષ રજૂ કરી દીધી છે. આપણે જો ઇચ્છીએ તો અંદરોઅંદર ઝઘડી શકીએ અને નાબૂદ બનીએ પણ બીજી બાજુ પર સંગઠિત થવાનો નાનો શો પ્રયાસ કરીને આપણે ક્ષિતિજ પર ભવ્ય પ્રાતઃકાળનાં દર્શન કરવા માટે કાળાં વાદળાંને વિખેરી શકીએ.

**—શ્રી. દેવદાસ ગાંધી**

# જીવનયાત્રાનાં સીમાચિહ્નો

કોનું ગજું છે પરમ પૂજ્ય બાપુનું જીવન આલેખવાનું? બાપુએ તો એમની આત્મકથા ૧૯૨૦ સુધી જ લખી છે એ પછીના ૨૮ વર્ષમાં એમનો વિકાસ અદ્ભુત ગતિએ થયો છે મહાદેવભાઈ જો હોત તો એમની-બાપુના જીવનવિકાસની કંઈક ઝાંખી કરાવી શક્ત, પરંતુ એ તો બાપુના પહેલા જ સિધાવી ગયા હવે એ પવિત્ર તથા ભગીરથ કાર્ય કોણ કરશે? પાંચપચીસે ભેગા થઈને પણ કરવું તો પડશે જ ને? આજે માત્ર સીમાચિહ્નો જોઈને એ વિરાટની કલ્પના કરી સંતોષ માનીએ

૧૮૬૯ ૨ ઓક્ટોબર· મોહનદાસ કરમચંદ ગાંધીનો કાઠિયાવાડમાં પોરબંદર મુકામે એક વૈષ્ણવ વણિક કુટુંબમાં જન્મ કરમચંદ ઉર્ફે કબા ગાંધી કે જેઓ અનુક્રમે પોરબંદર, રાજકોટ અને વાંકાનેર રાજ્યમાં દીવાન હતા તેમનાં ચોથા પત્ની પુતળીબાઈને પેટે તેમનો જન્મ. ત્રણ પુત્રોમાં તેઓ સહુથી નાના હતા.

૧૮૭૬ માતાપિતા સાથે રાજકોટ ગયા અને બાર વર્ષની ઉંમર સુધી ત્યાં પ્રાથમિક શાળામાં અભ્યાસ કર્યો અહીં ગોકુલદાસ મકનજી નામના એક વેપારીની પુત્રી કસ્તૂરબાઈ સાથે તેમનું સગપણ થયું

૧૮૮૩: કસ્તૂરબાઈ સાથે લગ્ન.

૧૮૮૪ મિત્રની સોબતથી ખાનગીમાં અખાદ્ય ખોરાક ખાય છે. પણ માતાપિતાને છેતરવા ન જોઈએ એ વિચારથી એ ટેવ છૂટી જાય છે.

૧૮૮૭ મેટ્રિક પસાર કરે છે ભાવનગરની શામળદાસ કોલેજમાં દાખલ થાય છે પણ પહેલા સત્ર પછી અભ્યાસ છોડી દે છે.

૧૮૮૮ કુટુંબના વડીલની સમજાવટથી, જ્ઞાતિનો વિરોધ છતાં ઇંગ્લાન્ડ જાય છે દારૂ અને અખાદ્ય પદાર્થથી દૂર રહેવાનું માતાને વચન આપે છે અહીં 'લંડન-મેટ્રિક' ની પરીક્ષા આપે છે.

૧૮૮૯. સાદું જીવન કેમ ગાળવું તે અંગેના પુસ્તકો વાંચે છે પહેલી જ વાર અહીં ગીતા વાંચે છે. ગીતાની ઊંડી છાપ તેમના જીવન પર પડે છે.

૧૮૯૧ જૂન: બૅરિસ્ટર બને છે. હિંદ આવવા રવાના થાય છે

૧૮૯૩. એમિલ એક મુસ્લિમ પેઢીના કાનૂની કામકાજ માટે દક્ષિણ આફ્રિકા જવા રવાના થાય છે.

૧૮૯૪· નાતાલની વરિષ્ઠ અદાલતમાં પોતે પ્રથમ હિંદી એડવોકેટ તરીકે નોંધાય છે. બાઈબલ અને કુરાન સહિત ધાર્મિક સાહિત્ય વાંચે છે નાતાલ હિંદી કોંગ્રેસની સ્થાપના કરે છે.

૧૮૯૬· હિંદ પાછા ફરે છે અને દક્ષિણ આફ્રિકાના હિંદીઓ માટે આંદોલન જગાડે છે નવેમ્બર· પત્ની અને બાળકો સાથે દક્ષિણ આફ્રિકા જવા પુનઃ રવાના થાય છે.

૧૮૯૭· જાન્યુ ૧૩ દક્ષિણ આફ્રિકાના હિંદીઓની પરિસ્થિતિ અંગે હિંદમાં કરેલા ભાષણોથી ગોરાઓ ઉશ્કેરાયેલા હોય છે. ગાંધીજી ડરબન બંદરે પગ મૂકે છે કે તરત જ ટોળાઓ તેમની સામે દેખાવો કરે છે. પણ એક પોલીસ ઇન્સ્પેક્ટરની પત્નીની મદદથી સહીસલામત સ્થળે પહોંચી જાય છે

૧૮૯૯ બોઅર યુદ્ધમાં હિંદી એમ્બ્યુ-

લન્સ ટુકડી ઊભી કરે છે, અહેવાલોમાં તેનો ઉલ્લેખ થાય છે અને લશ્કરી ચાંદ એનાયત થાય છે.

૧૯૦૧ : હિંદ પાછા ફરે છે.

૧૯૦૨ : એશિયા વિરોધી ટ્રાન્સવાલના ધારા સામે આંદોલન જગાડવા દક્ષિણ આફ્રિકાથી તેડું આવે છે.

૧૯૦૩ : ટ્રાન્સવાલની વરિષ્ટ અદાલતમાં એટર્નિ તરીકે નોંધાય છે. ટ્રાન્સવાલ બ્રિટિશ ઇન્ડિયન એસોસિયેશનની સ્થાપના કરે છે.

૧૯૦૪ : રસ્કિનનું 'અન ટુ ધી લાસ્ટ' વાંચે છે. ડરબન પાસે ફિનિક્સ આશ્રમ સ્થાપે છે અને 'ઇન્ડિયન ઓપીનિયન' પત્ર શરૂ કરે છે. જોહેનીસબર્ગમાં પ્લેગ ફાટી નીકળે છે ત્યારે હોસ્પિટલ સ્થાપે છે. ખોરાક અને આરોગ્ય વિશે ગુજરાતીમાં લેખમાળા લખે છે.

૧૯૦૬ : સપ્ટેમ્બર : જોહેનીસબર્ગમાં હિંદીઓની જાહેર સભામાં ભાષણ કરે છે. એ સભા ટ્રાન્સવાલ એશિયાટિક ધારામાં સુધારો કરતા નવા વટહુકમનો અહિંસક પ્રતિકાર કરવાની પ્રતિજ્ઞા લે છે. ઓક્ટો–ડિસેમ્બર: સાંસ્થાનિક મંત્રી સમક્ષ હિંદીઓનો કેસ રજૂ કરવા ઇંગ્લાન્ડ જાય છે.

૧૯૦૭ : અહિંસક પ્રતિકારની ચળવળ ઉપાડે છે. જાહેર કાર્યમાં પોતાનું જીવન અર્પી દેવા વકીલાત છોડી દે છે.

૧૯૦૮ : જાન્યુ. ૧૦ : ટ્રાન્સવાલ છોડી ન જવા માટે બે મહિનાની સજા થાય છે. જાન્યુ ૩૦ : જનરલ સ્મટસ મુલાકાત માટે બોલાવે છે અને સમજૂતી થતાં છોડી મૂકે છે. ફેબ્રુ. ૮ : પોતાના આંગળાની છાપ મરજિયાતપણે આપવાની સમજૂતીથી હિંદીઓનો વિશ્વાસઘાત થયો છે, એમ માનીને કેટલાક પઠાણો તેમના પર હુમલો કરે છે. મરણતોલ માર પડ્યો છતાં હુમલાખોરો સામે કામ ચલાવવાની ના પાડે છે. ઓગસ્ટ ૧૬ : જનરલ સ્મટસે કરારનો ભંગ કરતાં ફરી અહિંસક પ્રતિકાર શરૂ કરે છે. ઓકટો. ૧૫ : ધરપકડ અને અને બે મહિનાની સખત કેદની સજા. જુન : હિંદીઓના પ્રતિનિધિ તરીકે ઇંગ્લાન્ડ જવા રવાના થાય છે.

૧૯૧૦ : મે ૩૦ : જોહેનીસબર્ગ (ટ્રાન્સવાલ) ખાતે 'ટોલ્સ્ટોય ફાર્મ'ની સ્થાપના કરે છે.

૧૯૧૧ : આશ્રમના બે અંતેવાસીઓના નૈતિક પતન માટે પ્રાયશ્ચિત્તરૂપે એક અઠવાડિયાના ઉપવાસ કરે છે તથા ચાતુર્માસ એક ટાણાંનું વ્રત લે છે. પાછળથી બીજા ચૌદ દિવસના ઉપવાસ કરે છે.

૧૯૧૨ : યુરોપિયન પોશાક છોડી દે છે. દૂધ લેવાનું બંધ કરે છે અને તાજાં તથા સૂકાં ફળનો જ ખોરાક લેવાનું શરૂ કરે છે. 'આરોગ્ય વિશે સામાન્ય જ્ઞાન' વિશે લખે છે.

૧૯૧૩ : નવેમ્બર ૬ : ત્રણ પાઉન્ડનો 'પોલટેક્સ' પાછો ખેંચી લેવાનું યુનીયન સરકારે વચન આપ્યું હતું, પણ તેનો ભંગ થતાં સત્યાગ્રહ ચળવળ ફરી આરંભે છે. ધરપકડ અને જામીન પર છુટકારો. નવેમ્બર ૮ : બીજા આરોપો અંગે ફરી ધરપકડ અને ફરી જામીન પર છુટકારો. નવેમ્બર ૯ : ફરી ધરપકડ. નવેમ્બરની ૧૧મીએ ૯ માસની સખત કેદની સજા અને ફરી નવેમ્બરની ૧૪મીએ બીજા ૩ માસની સજા. ડિસેમ્બર ૧૮ : બીનશરતી છુટકારો.

૧૯૧૪ : જાન્યુઆરી ૨૧ : જનરલ સ્મટસ સાથે સમજૂતી થતાં સત્યાગ્રહ

મોકૂફ રાખે છે જુલાઈ ગોખલેને મળવા ઇંગ્લાન્ડ જવા રવાના થાય છે ઑગસ્ટ: યુદ્ધ ફાટી નીકળતા લંડનમાં હિંદીઓની એમ્બ્યુલન્સ ટુકડી ઊભી કરે છે.

૧૯૧૫: જાન્યુઆરી. હિંદ પાછા ફરે છે. કૈસરે-હિંદનો સુવર્ણ ચંદ્રક એનાયત થાય છે મે ૨૫ અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમ સ્થાપે છે

૧૯૧૭: મોટા પાયા પર હાથ બનાવટનુ કાપડ ઉત્પન્ન કરવા ચરખાનો ઉપયોગ કરવાનો વિચાર પહેલી જ વાર તેમના મગજમાં ઊપજે છે એપ્રિલ બીહારના ચંપારણમાં ગળીના ખેતરોમાં કામ કરતા મજૂરોની સ્થિતિ તપાસવા જાય છે ધરપકડ અને છુટકારો ખેડૂતોની ફરિયાદો અંગે તપાસ કરવા બીહાર સરકારે નીમેલી સમિતિમાં એક સભ્ય તરીકે નિમણૂક

૧૯૧૮: જાન્યુ માર્ચ. અમદાવાદના મિલમજૂરોનો કેસ પોતાના હાથમાં લે છે મજૂરો પ્રતિજ્ઞા તોડે છે તેથી ઉપવાસ કરે છે. હડતાળનું સફળ પરિણામ આવે છે ઉપવાસ છૂટે છે પાક નિષ્ફળ જવાથી મહેસૂલ બંધ રખાવવા ખેડા જિલ્લામાં સત્યાગ્રહ શરૂ કરે છે.

૧૯૧૯ ફેબ્રુ ૨૮: રોલેટ બીલ પાછું ખેંચાવવા માટે સત્યાગ્રહની પ્રતિજ્ઞા લે છે એપ્રિલ, ૬ અખિલ હિંદના ધોરણે સત્યાગ્રહ આંદોલનનો આરંભ દેશભરમાં હડતાલ કેટલાક શહેરોમાં તોફાનો ફાટી નીકળ્યાં એપ્રિલ, ૧૩ અમૃતસરમાં જલિયાનવાલા બાગનો કરુણ હત્યાકાંડ. સરકારે નિઃશસ્ત્ર સ્ત્રીપુરુષો પર ગોળીબાર ચલાવ્યા ચારસોથી વધુ માણસો માર્યા ગયા. એપ્રિલ ૧૪: સાબરમતી આશ્રમ નજીક જાહેર સભામાં પ્રાયશ્ચિત્તરૂપ ઉપવાસની જાહેરાત, નડિયાદ મુકામે સત્યાગ્રહ અંગેની ગણતરીમાં પોતે હિમાલય જેવડી ભૂલ કરી છે તેની કબૂલાત પંજાબમાં લશ્કરી કાયદો જાહેર થયો. એપ્રિલ ૧૮. સત્યાગ્રહ મોકૂફ રાખે છે સપ્ટે: ગુજરાતી માસિક 'નવજીવન'નું તંત્રીપદ સંભાળે છે પાછળથી તે અઠવાડિક બને છે હિંદી આવૃત્તિ પણ બહાર પાડે છે ઑક્ટો. 'યંગ ઇંડિયા' નામના અંગ્રેજી સાપ્તાહિકનું તંત્રીપદ સંભાળે છે. નવેમ્બર ૨૪ દિલ્હી ખાતે અખિલ હિંદ ખિલાફત પરિષદના પ્રમુખ બને છે ડિસેમ્બર: અમૃતસર કોંગ્રેસમાં મોન્ટેગ્યુચેમ્સફર્ડ સુધારા સ્વીકારી લેવાની સલાહ આપે છે.

૧૯૨૦. ઑગસ્ટ ૧: કૈસરે-હિંદ ચંદ્રક, ઝુલુ યુદ્ધ ચંદ્રક અને બોઅરયુદ્ધ ચંદ્રક પાછા આપતા વાઈસરોય પર પત્ર લખે છે. સપ્ટે હિંદી રાષ્ટ્રીય મહાસભાનું ખાસ અધિવેશન, પંજાબ અને ખિલાફત અંગેના અન્યાયો માટે ન્યાય મેળવવા, તેમનો અસહકારનો કાર્યક્રમ અપનાવે છે. નવેમ્બર: અમદાવાદ ખાતે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના ડિસેમ્બર નાગપુર ખાતે મળેલ મહાસભાનુ અધિવેશન, તેમનો મહાસભાનો ઉદ્દેશ નક્કી કરતો ઠરાવ માન્ય રાખે છે સર્વ વ્યાજબી અને શાંતિમય માર્ગોએ હિંદના લોકો દ્વારા સ્વરાજ્યની પ્રાપ્તિ એ શબ્દોમાં એ નિર્ણય અંકિત થયો હતો

૧૯૨૧: એપ્રિલ. મહાસભાના એક કરોડ સભ્યો બનાવવાનો તથા એક કરોડ રૂપિયા એકઠા કરવાનો અને દેશભરમાં ૨૦ લાખ ચરખા ગુંજતા કરવાનો કાર્યક્રમ હાથ ધરે છે જુલાઈ વિદેશી વસ્ત્રોના સંપૂર્ણ બહિષ્કારની ચળવળ ઉપાડે છે અને મુંબઈમાં વિદેશી વસ્ત્રોની એક વિરાટ

હોળી ચેતાવે છે. ડિસેમ્બર: મહાસભા તેમને સર્વોપરી સત્તા આપે છે.

**૧૯૨૨:** ફેબ્રુઆરી ૧: બારડોલીમાં સત્યાગ્રહ શરૂ કરવાના પોતાના ઉદ્દેશની વાઈસરોયને પત્ર લખી જાણ કરે છે. ફેબ્રુઆરી ૫: સંયુક્ત પ્રાંતમાં ચૌરાચોરા ખાતે એક તોફાની ટોળાએ ૨૧ પોલીસો અને એક સબ-ઇન્સ્પેકટરને બાળી દીધાના કરુણ બનાવ અંગે ગાંધીજી પાંચ દિવસના ઉપવાસ કરે છે અને સત્યાગ્રહ ચળવળની યોજના મુલતવી રાખે છે. માર્ચની ૧૮મીએ છ વર્ષની સખત કેદની સજા.

**૧૯૨૪:** જાન્યુ-ફેબ્રુ: એપેન્ડીસાઈટીસ અંગે ઑપરેશન (જાન્યુ. ૧૨) અને છુટકારો (ફેબ્રુ. ૫). સપ્ટેમ્બર ૧૮: હિંદુ મુસ્લિમ ઐક્ય માટે એકવીસ દિવસના ઉપવાસ શરૂ કરે છે. ડિસેમ્બર: બેલગામ ખાતે મળેલ મહાસભાના અધિવેશનનું પ્રમુખપદ લે છે.

**૧૯૨૫:** સપ્ટેમ્બર: અખિલ હિંદ ચરખાસંઘની સ્થાપના. નવેમ્બર: આશ્રમના અંતેવાસીઓની શુદ્ધિ માટે સાત દિવસના ઉપવાસ કરે છે. 'સત્યના પ્રયોગો' નામે આત્મકથા લખવાની શરૂઆત કરે છે.

**૧૯૨૮:** ડિસેમ્બર: ૧૯૨૮ના અંત સુધીમાં સાંસ્થાનિક સ્વરાજ આપવામાં આવે નહિ તો મુકમ્મિલ આઝાદીની માંગણી કરતો ઠરાવ મહાસભાના અધિવેશનમાં રજૂ કરે છે.

**૧૯૨૯:** ડિસેમ્બર: લાહોર ખાતે મુકમ્મિલ આઝાદીની ઘોષણા થાય છે.

**૧૯૩૦:** ફેબ્રુઆરી: અખિલ હિંદ કોંગ્રેસ મહાસમિતિ સવિનય ભંગની ચળવળ માટે ગાંધીજીને સર્વ સત્તા આપે છે. માર્ચ ૨: મહાસભાની માગણીઓ માન્ય રાખવામાં નહિ આવે તો પોતે મીઠાના કાયદાનો ભંગ કરવાનો ઇરાદો રાખે છે, એ મુજબનો વાઈસરોય પર પત્ર લખ્યો. માર્ચ ૧૨: દાંડીકૂચની શરૂઆત, દેશભરમાં જાગૃતિ, એપ્રિલ ૬ઠ્ઠીના રોજ વિધિપૂર્વક દાંડીકિનારેથી મીઠું ઉપાડ્યું. મે ૫: ધરપકડ અને કામ ચલાવ્યા વગર કેદખાને પૂરી દેવાયા.

**૧૯૩૧:** જાન્યુ. ૨૬: બિનશરતી છુટકારો. ફેબ્રુ-માર્ચ વાઈસરોય સાથે લંબાણ ચર્ચાઓ, પરિણામે ગાંધી-અર્વિન કરાર. ઑગસ્ટ ૨૯: બીજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવા કોંગ્રેસના એકલા પ્રતિનિધિ તરીકે ઇંગ્લાન્ડ જવા ઊપડ્યા. ડિસે. ૨૮: મુંબાઈ બંદરે સ્ટીમરમાંથી ઊતરે છે.

**૧૯૩૨:** જાન્યુ. ૪: ધરપકડ અને કામ ચલાવ્યા વગર કેદખાને પુરાયા. સપ્ટે. ૨૦: કોમી ચુકાદામાં હરિજનોના અલગ મતાધિકાર નાબૂદ કરાવવા જેલમાં આજીવન ઉપવાસ પર ઊતરે છે.

**૧૯૩૩:** ફેબ્રુઆરી ૧૧: અંગ્રેજીમાં અને હિંદીમાં પ્રગટ થતા સાપ્તાહિક 'હરિજન'ની સ્થાપના. મે ૮: આત્મશુદ્ધિ અર્થે એકવીસ દિવસના ઉપવાસ શરૂ કરે છે. રાત્રે નવ વાગે બિનશરતી છુટકારો. મે ૯: છ અઠવાડિયાં માટે સવિનય ચળવળ મોકૂફ રાખવાની જાહેરાત. મે ૨૯: ઉપવાસની પૂર્ણાહુતિ. જુલાઈ ૨૬: સત્યાગ્રહ આશ્રમ વિખેરી નાખે છે. જુલાઈ ૩૧: સવિનય-ભંગની ચળવળ ફરી ઉપાડવા માટે ધરપકડ અને કામ ચલાવ્યા વગર કેદખાને. ઑગસ્ટ ૪: છુટકારો અને પ્રતિબંધહુકમના ભંગ માટે ફરી ધરપકડ. ઑગસ્ટ ૧૬: અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય જેલમાંથી કરવા દેવામાં ન આવતાં ઉપવાસ પર ઊતર્યા. ઑગસ્ટ ૨૩; બિનશરતી છુટકારો.

નવેમ્બર ૭ હરિજનઉદ્ધાર અર્થે પ્રવાસ

૧૯૩૪: સપ્ટેમ્બર ૧૭· ઑક્ટોબરની પહેલી તારીખથી રાજકારણમાંથી નિવૃત્ત બની ગ્રામોદ્યોગ, હરિજનસેવા અને હાથકારીગરી દ્વારા કેળવણી વગેરે કાર્યો પાછળ જીવન અર્પણ કરવાનો નિર્ણય.

૧૯૩૬: એપ્રિલ ૩૦· મધ્ય પ્રાંતમાં વર્ધા નજીક આવેલ એક નાનું ગામ શેગાવ(પાછળથી સેવાગ્રામ)ને પોતાનું કાયમી મથક બનાવવાનો નિર્ણય

૧૯૩૭: ઑક્ટોબર ૨૨· વર્ધા ખાતે મળેલી શિક્ષણ પરિષદનું પ્રમુખપદ

૧૯૩૯· માર્ચ ૩· રાજકોટના મહારાજાએ આપેલ વચનનું પાલન કરાવવા માટે આમરણાંત ઉપવાસ શરૂ કરે છે માર્ચની ૭મીએ વાઈસરૉયની દરમિયાનગીરીથી ઉપવાસ છૂટે છે

૧૯૪૦: ઑક્ટોબર વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કરે છે સત્યાગ્રહ અંગેનાં લખાણો પૂર્વતપાસ પછી છાપવા એવી સત્તાવાર માગણી તથા 'હરિજન' પત્રો બંધ કર્યા

૧૯૪૧: ડિસેમ્બર ૩૦ વિનતિથી કૉંગ્રેસની નેતાગીરીમાંથી તેમને મુક્ત કર્યા

૧૯૪૨· જાન્યુ ૧૮· 'હરિજન' પત્રો ફરી શરૂ કરે છે માર્ચ ૨૭ નવી દિલ્હી ખાતે સર સ્ટ્રેફર્ડ ક્રીપ્સને મળે છે પાછળથી ક્રીપ્સ દરખાસ્તોને વીતી ગયેલી મુદતના ચેક તરીકે ગણાવે છે મે હિંદ છોડી ચાલ્યા જવાની બ્રિટિશોને અપીલ કરે છે ઑગસ્ટ ૮ : 'હિંદ છોડી જાઓ' ના ઠરાવો વિશે, મુંબઈમાં અખિલ હિંદ મહાસભા સમિતિ સમક્ષ પ્રવચન કરે છે ઑગસ્ટ ૯ : વહેલી સવારે ધરપકડ પૂના ખાતે આગાખાન મહેલમાં અટકાયત ઑગસ્ટ ૧૫· શ્રી મહાદેવ દેસાઈનું હૃદય બંધ પડવાથી આગાખાન મહેલમાં અવસાન, ઑગસ્ટ-ડિસેમ્બર· વાઈસરૉય અને હિંદ સરકાર સાથે તોફાનો અંગે પત્રવ્યવહાર.

૧૯૪૩: ફેબ્રુ ૧૦ એકવીસ દિવસની ઐતિહાસિક ઉપવાસની શરૂઆત માર્ચ ૩જીના રોજ ઉપવાસ સફળતાથી પાર પડે છે

૧૯૪૪: ફેબ્રુ ૨૨. આગાખાન મહેલમાં પૂ. કસ્તૂરબા ગાંધીનું અવસાન મે ૬. બિનશરતી છુટકારો. કસ્તૂરબા અને મહાદેવ વિહોણા એકાકી બની જુહુના સાગરતીરે. સપ્ટેમ્બર, ૯-૨૭. પાકિસ્તાન સંબંધી ઝીણા સાથે મુંબઈમાં વાટાઘાટો ચલાવે છે. ઑક્ટોબર ૨. ૭૫મા જન્મદિનપ્રસંગે કસ્તૂરબા સ્મારકની એક કરોડ અને દસ લાખની થેલી અર્પણ થઈ ઑક્ટોબર ૨૪: હિંદમાં ચોતરફ ફેલાયલી હિંસા સામે વિરોધમાં ઉપવાસ પર ઊતરવાની શક્યતા જણાવે છે ઑક્ટોબર ૨૮ કૉંગ્રેસવાદીઓને રચનાત્મક પ્રવૃત્તિ હાથ ધરવા આદેશ આપે છે નવેમ્બર, ૧ ચાળીસ દિવસના ઉપવાસ પર ઊતરવાની ફરી ચેતવણી આપે છે

૧૯૪૫. જૂન ૨૫ સીમલા પરિષદ ગાંધીજી મહાસભાના સલાહકાર તરીકેનો પાઠ ભજવે છે ·

૧૯૪૬: ડિસેમ્બર અશાંતહૃદયોને શાતા આપવા બંગાળનાં ગામડાંઓની યાત્રા શરૂ કરે છે.

૧૯૪૭: જાન્યુ ૫ પૂર્વ બંગાળમાં પ્રવર્તતી અરાજકતાનો નિર્દેશ કરી ગાંધીજી જણાવે છે કે 'જીવનમાં કયારેય આવો અંધકાર મેં અનુભવ્યો નથી ' જાન્યુ ૭ દરરોજ એકએક ગામની પગપાળા યાત્રાનો પ્રારંભ જાન્યુ ૧૪ : નોઆખલીની

શાંતિયાત્રા. કારપાડા મુકામે આવી પહોંચ્યા. માર્ચ ૩૦ : નવી દિલ્હીમાં આવે છે. એશિયા સંબંધી પરિષદ સમક્ષ બોલતાં જણાવે છે: 'આપણા સમયમાં જ આપણે એક વિશ્વનો આદર્શ સિદ્ધ કરવો જોઈએ.' એપ્રિલ ૨: પ્રાર્થનામાં કુરાન-વાચન સામે વિરોધ થતાં પ્રાર્થના બંધ રાખે છે. એપ્રિલ ૧૧: બીહાર જવાનો નિર્ણય કરે છે. એપ્રિલ ૧૫ : શાંતિ માટેની ગાંધી–ઝીણા અપીલ બહાર પડી. મે ૪: ગાંધી–માઉન્ટબેટન વાટાઘાટ, સત્તાબદલીના મયમાં સહકાર આપવાનો આગ્રહ. મે : ગાંધીજી બ્રિટનને સત્વર હિંદ છોડી જવાનું કહે છે. મે ૬: ગાંધી–ઝીણા મુલાકાત, હિંદના ભાગલાના પ્રશ્ન અંગે વાટાઘાટ. ગાંધીજી ભાગલાના સિદ્ધાંતનો સ્વીકાર કરતા નથી. મે ૧૫: ટૉલ્સ્ટૉય સાથેનો મહાત્માજીનો પત્રવ્યવહાર મળી આવ્યો. મે ૨૫: હિંદના નકશા સાથે અટકચાળાં નહિ કરવાની બ્રિટનને ચેતવણી. બંધારણસભાને સર્વ સત્તા સોંપી જવાની બ્રિટનને સલાહ આપે છે. જૂન : અવિભાજ્ય હિંદ માટેના પોતાના વિચારોની પુનરુક્તિ. સત્તાબદલી માટેના પાર્લામેન્ટધારા અંગે માઉન્ટ-બેટનને મળે છે. દેશી રાજ્યને ચેતવણી આપે છે કે બ્રિટનના ચાલી ગયા પછી તમારાં રાજ્યોમાં બિન–લોકશાહી કારોબારને સ્થાન ન જ હોવું જોઈએ. જૂન ૩: ભાગલાની યોજના જાહેર થઈ, કોંગ્રેસ સામે બળવો ન કરવાની મહાત્માજી લોકોને સલાહ આપે છે. ઑગસ્ટ ૧૫: હિંદ સ્વાધીન બને છે. મહાત્માજી કહે છે: 'સ્વાધીનતાપ્રાપ્તિનો સાચો આનંદ આજે લોકોનાં હૃદયમાં નથી.'

૧૯૪૮: જાન્યુ ૧૩: કોમી ગાંડપણ નાબૂદ કરવા આમરણાંત ઉપવાસ શરૂ કરે છે. પાંચ દિવસ પછી ઉપવાસની પૂર્ણાહુતિ. જાન્યુ ૨૦: મહાત્માજીની પ્રાર્થનામાં બૉમ્બ ફેંકાયો. તેમનો જીવ લેવાનો પ્રથમ પ્રયાસ. ગુનેગાર પકડાયો, તેને માફી આપવાનો મહાત્માજીનો આગ્રહ. જાન્યુ ૩૦ : પ્રાર્થના સભામાં જતાં પાંચ ને પાંચ મિનિટે તેમના પર ગોળીબાર થયો. પાંત્રીસ મિનિટ પછી દેહત્યાગ. ગોળીબાર કરનાર નાથુરામ વિનાયક ગોડસેની ધરપકડ. જાન્યુ ૩૧ : યમુનાના રાજઘાટ પર સાંજે ૪–૪૫ કલાકે ગાંધીજીના ત્રીજા પુત્ર રામદાસ ગાંધીને હસ્તે અગ્નિદાહ.

★

રામબાણ વાગ્યાં હોય તે જાણે (૨)   ધ્રુ૦
ધ્રુવને વાગ્યાં, પ્રહ્લાદને વાગ્યાં, ઠરી બેઠા ઠેકાણે,
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં, વેદવચન પરમાણે.   ૧
મોરધ્વજ રાજાનાં મન હરી લેવા, વહાલો પધાર્યા તે ઠામે,
કાશીએ જઈને કરવત મેલાવ્યાં, પુત્રપત્ની બેઉ તાણે.   ૨
બાઈ મીરાં ઉપર ક્રોધ કરીને, રાણો ખડગ લઈ તાણે,
ઝેરના પ્યાલા ગિરધરલાલે, અમૃત કર્યાં એવે ટાણે.   ૩
નરસિંહ મહેતાની હૂંડી સ્વીકારી, ખેપ કરી ખરે ટાણે,
અનેક ભક્તોને એણે ઉગાર્યા, ભગત ધનો ઉર આણે.   ૪

★

# સંસ્થા-સમાચાર

## નવાં પ્રકાશનો

ફેબ્રુઆરી માસમાં નીચે પ્રમાણે પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

**પાકશાસ્ત્ર :** ખોરાક માટે વપરાતી વાનીઓને સ્વાદિષ્ટ અને ગુણકારી બનાવવાની સહેલી રીત. પાન ૨૪૦ : કિં. રૂા. ૨-૮

**વૈરાગ્યશતક :** (શ્રી ભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે. પાન ૮૦ : રૂા ૦-૪

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન-પુનરાવૃત્તિ (ગાંધીજી) :** શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, ગર્ભવેળા, સ્ત્રીપુરુષનું કર્તવ્ય વગેરે બાબતો પાન ૧૨૮ : કિં ૦-૧૦

**જ્ઞાનનાં ઝરણાં :** (આવૃત્તિ ત્રીજી) વિવિધ પત્રો દ્વારા જ્ઞાન આપતું પુસ્તક. (લે. સ્વામી માધવતીર્થ) પાન ૬૪ : કિં. રૂા. ૦-૩

## છેલ્લા બે માસમાં પ્રસિદ્ધ થયેલાં નવાં પ્રકાશનો

**ભોજા ભગતના ચાબખા :** જેમાં ચાબખા ઉપરાંત પ્રભાતિયાં અને પદો પણ આપેલાં છે. પાન ૯૬ : મૂલ્ય રૂા ૦-૬

**ધીરાનાં પદો :** ગુજરાતના આ પ્રાચીન ભક્તકવિના જ્ઞાનચોવીસી, આત્મજ્ઞાન અને ભક્તિનાં પદોનો અમૂલ્ય સંગ્રહ પાન ૮૦ : કિં. રૂા. ૦-૪

**ગ્રામરચના :** લે૦ રવિશંકર મહારાજ. આપણી પ્રાચીન ગ્રામરચનાની વિશેષતા, હાલની સ્થિતિ અને હવે પછીની ગ્રામરચના કેવી હોવી જોઈએ, એ સંબંધી માર્ગદર્શન આપતું ઉત્તમ પુસ્તક. પાન ૨૮૦ : કિં. ૧-૮

**ખેતીનાં મૂળતત્ત્વો-ભાગ ૧લો :** જમીન, પાણી અને ઓજાર વિષે માહિતી આપતું પુસ્તક. કૃષિશાળાના વિદ્યાર્થીઓ, શિક્ષકો, ખેડૂતો તથા ગ્રામોદ્ધાર અને ખેતીસુધારણાના કાર્યકર્તાઓ માટે અત્યંત ઉપયોગી માહિતી આપવામાં આવી છે.

પાન ૧૧૬ : કિં. રૂા. ૧-૦

**ખેતીનાં મૂળતત્ત્વો-ભાગ બીજો :** ખેડ, ખાતર અને બીજ વિષે માહિતી આપતું પહેલા ભાગ જેટલું જ ઉપયોગી પ્રકાશન.
પાન ૧૧૨ : કિં. રૂા. ૧-૦

**સ્વામી આત્માનંદ સરસ્વતી :** સંપાદક : રત્નેશ્વર ભવાનીશંકર વકીલ. સ્વામીજીના ટૂંકા જીવનચરિત્ર ઉપરાંત સાચેસાચો આત્માનંદ જાણી સમજી શકાય તેવા વિષયો આ પુસ્તકમાં ચર્ચાયા છે.
પાન ૧૯૨ : કિં. રૂા. ૧-૮

**વનસંગ્રામ :** અજ્ઞાત રહેવા ઇચ્છનારા એક મહાન ભક્તનો લખેલો, કર્મ અને યુદ્ધની મીમાંસા કરતો એક વિચારાત્મક નિબંધ.
પાન ૮૦ : કિં. રૂા. ૦-૮

**પાક-ઔષધિ :** પ્રયોજક : માધવ મો. ચૌધરી. શિયાળાની ઠંડીમાં તાકાત અને કૌવત આપે એવા ખાવાલાયક ૮૦ ઉપયોગી પાકો બનાવવાની સહેલી રીતો દર્શાવતું પુસ્તક. પાન ૮૦ : કિં. રૂા. ૦-૬

## હવે પછી પ્રગટ થશે

**સુશ્રુત-આયુર્વેદ :** મૂળ સાથે સરળ ભાષાંતર-વિસ્તૃત ટિપ્પણો સાથે.

પ્રત્યેક વૈદ્ય-ડૉક્ટરે તથા અભ્યાસીએ વસાવી લેવા જેવો મહાન ગ્રંથ, જેમાં શલ્યશાસ્ત્ર (Surgery) તથા શારીર ચિકિત્સાનો સમાવેશ છે. આ ગ્રંથ જોતાં જણાય છે કે પ્રાચીન આર્યવૈદકમાં રોગોનાં મૂળ કારણો, નિદાન તેમ જ ઉપચારો વગેરે ઉપર સૂક્ષ્મ વિચારથી જેવું માર્ગદર્શન આપ્યું છે તેવું માર્ગ-દર્શન આધુનિક પ્રગતિશીલ ગણાતા અંગ્રેજી વૈદકમાં પણ જોવામાં આવતું નથી.

**ભજનસંગ્રહ :** નવી ૧૪મી આવૃત્તિઃ ધર્મ, નીતિ, ભક્તિ ઇત્યાદિ વિષયનાં ઉપયોગી ૩૦૦ પસંદ કરેલાં ભજનોનો નાનો સંગ્રહ.

**ચૂર્ણ-ઔષધિ :** બીજી આવૃત્તિઃ સો ઉપયોગી ચૂર્ણો બનાવવાની રીત ને તેમનો ઉપયોગ દર્શાવતું પુસ્તક.

**ખેતીનાં મૂળતત્ત્વો ભાગ ત્રીજો :** (સચિત્ર) કીટક, રોગ, અને ખેતીના વિષયની તથા પશુઓ સંબંધી ઘણી ઉપયોગી હકીકતોથી ભરપૂર પુસ્તક પચીસ જેટલાં ચિત્રો સાથે.

**વનસ્પતિશાસ્ત્ર :** લેખક: શ્રી. જયકૃષ્ણ ઇંદ્રજી વર્મા. સુધારાવધારા સાથેની નવી આવૃત્તિ. (સત્વર બહાર પડશે.)

**શાંકરભાષ્ય સાથે શ્રીમદ્ ભગવદ્ગીતા** { ગુજરાતી ભાષામાં ઘણાં વર્ષોથી અપ્રાપ્ય બનેલો ગ્રંથ. (બનતી તાકીદે બહાર પડશે.)

## ‘અખંડ આનંદ’ માસિક

૧ અગાઉ જણાવ્યા પ્રમાણે માસિકના લવાજમ ઉપર પણ ‘સેલટેકસ’ આપવો પડતો હોવાથી તા ૧-૩-૪૮થી વાર્ષિક લવાજમ રૂ. ૬-૮ રાખવામાં આવ્યું છે. એટલે નવા ગ્રાહક થવા ઇચ્છનારે રૂા ૬-૮ મનીઑર્ડરથી મોકલી આપવા.

૨ આ અગાઉના બધા અંકો ખલાસ થઈ ગયા હોવાથી નવા ગ્રાહક થવા ઇચ્છનારને ૧લી માર્ચ ૧૯૪૮થી બાર માસના ગ્રાહક તરીકે નોંધવામાં આવે છે. પાછલા અંકોની એક પણ નકલ સીલકમાં નહિ હોવાથી એ માટે માગણી કરી પત્રવ્યવહારમાં નહિ ઊતરવા વિનતિ છે

૩ ગ્રાહકોના નવાં રજિસ્ટરો તૈયાર થઈ ગયા છે અને બધા ગ્રાહકોને નવા નબરો અપાયા છે તે નવા નબરો આ માસના અંકના સરનામા સાથે છપાયેલા છે. આથી પોતાના નવા નબરની નોંધ દરેક ગ્રાહકબધુએ આ અંકના રેપર ઉપરથી લઈ લેવી અને પત્રવ્યવહાર કરતી વખતે એ ગ્રાહક નબર અવશ્ય લખવો, જેથી પત્ર ઉપર જલદી ધ્યાન આપી શકાય

## લેખકબધુઓને

અમારી ઉપર ઘણા લેખકબધુઓ તરફથી પત્રો આવે છે તેઓ પોતાની વિવિધ કૃતિઓ તરફ અમારું ધ્યાન ખેચી તે કૃતિઓ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થાય એવી ઇચ્છા પ્રકટ કરે છે.

આ સબધમાં પરસ્પરની સગવડ માટે કેટલીક સામાન્ય સૂચનાઓ આપી દેવી જોઈએ, એમ અમને લાગવાથી તે અહીં નીચે આપી છે:

૧ આધુનિક કવિઓના કાવ્યો પ્રસિદ્ધ કરવાની સગવડ સસ્થા તરફથી થઈ શકતી નથી એ કાવ્યોમાં ગુણ હોતા નથી એટલા માટે નહિ, પણ ગુજરાતના જૂના ભક્તો અને કવિઓના—પ્રજાને મોઢે ચઢી ગયેલા અને સામાન્ય રીતે મળી નહિ શકતા—ભજનો ને કાવ્યોનુ કામ અમારી સમક્ષ ઘણું પરેલુ છે, એને અમારાથી પહોચી શકાતું નથી. આ જૂનું સાહિત્ય ફરી છપાય, તો તેનો નાશ થતો અટકે એ હેતુથી એનેજ પ્રથમ પસદગી આપવાનું ધોરણ રાખ્યું છે આ કારણથી નવા કાવ્યોના પ્રકાશન માટે હાલ અવકાશ નથી

૨ કેટલાક લેખકબધુઓ બીજા સ્થળે છપાઈ ગયેલી કૃતિઓની પુનરાવૃત્તિઓ

'સસ્તું સાહિત્ય' પ્રસિદ્ધ કરે એમ જણાવે છે. સામાન્ય રીતે અન્ય સ્થળે છપાઈ ગયેલાં પુસ્તકોની પુનરાવૃત્તિઓ પ્રસિદ્ધ કરવાનું સંસ્થાનું ધોરણ નથી. વળી કેટલાક લેખકબંધુઓ પોતે જે કંઈ લખી રાખ્યું હોય તે બધું પ્રકટ થઈ જાય એવી ભાવનાથી અમને પ્રસિદ્ધિ માટે મોકલી આપે છે. આ સંબંધમાં જણાવવાનું કે સંસ્થા તરફથી નક્કી કરેલા વિષયનાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે; આમ છતાં કોઈ લેખકબંધુને પોતે તૈયાર કરેલા પુસ્તક વિષે પુછાવવું હોય તો તે માટેનો બધો પત્રવ્યવહાર 'શ્રી. ત્રિભુવનદાસ ઠક્કર, % **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,** ઠે. ભદ્ર પાસે, **અમદાવાદ'** એ સરનામે કરવો. અને પુસ્તક મોકલવા અગાઉ પ્રથમ પત્રમાં પુસ્તકનો વિષય દર્શાવનારા બેત્રણ પાનાંના ઉતારા, પુસ્તકના અનુક્રમની નકલ, હાથે લખેલાં કુલ પાનાં અને આર્થિક બદલાની કંઈ ઇચ્છા હોય તો તે વિગતવાર જણાવવું. તે પછી જો સંસ્થા તરફથી પુસ્તક જોવા માટે મંગાવવામાં આવે તો રજિસ્ટર પોસ્ટથી મોકલી આપવું. એ રીતે પોસ્ટમાં મોકલેલું પેકેટ કોઈ કારણસર ગેરવલ્લે જાય, તો તેની જવાબદારી સંસ્થાની રહેશે નહિ. જો પુસ્તક છપાવવાનું નહિ ઠરે, તો તે રજિસ્ટર પોસ્ટથી પાછું મોકલી આપવામાં આવશે.

૩ પુસ્તકોની બાબતમાં લેખકોના પુરસ્કારના નિયમ વિષે ઘણા લેખકબંધુઓ તરફથી પુછાવવામાં આવે છે. બધા લેખકો માટે એકસરખો કોઈ નિયમ નથી, હોઈ શકે પણ નહિ. લેખકોને યોગ્ય મહેનતાણું આપવું એ નિયમ સંસ્થાએ સ્વીકારેલો છે. તૈયાર કરેલા પુસ્તકનો વિષય તેમજ બીજી અનેક બાબતો પુરસ્કારની રકમ નક્કી કરતા પહેલાં વિચારવાની હોય છે. એટલે લેખક પોતે શું મહેનતાણું ઇચ્છે છે, તે પ્રથમ પત્રમાં જણાવી દેવાથી પત્રવ્યવહાર ટૂંકો થશે અને કાર્ય થવાનું હશે તો તે થશે.

૪ લેખકભાઈઓને એક બીજી વિગત જણાવવાની રજા લઈએ છીએ, કે આ સંસ્થાનું ભંડોળ અખૂટ નથી. પ્રેસ વગેરે સાધનો પણ સંકુચિત છે; એટલે જેટલું બીજાઓ ઇચ્છે અથવા તો અમે પણ હોંશ રાખીએ એટલું બધું કાર્ય થઈ શકતું નથી. પુસ્તકો બહાર પડ્યા પછી ખપે નહિ ને તેમાં હાથધરેલ પ્રકાશનના ફેલાવામાં રહેલી આ સંસ્થાની નાની મૂડી રોકાઈ જાય તો સંસ્થાના ચાલુ વહીવટમાં નાણાં સંબંધી સંકોચ વેઠવો પડે.

૫ કોઈ વખતે કોઈ લેખક પોતાના ઓળખીતા વર્ગમાંથી પોતાનાં પુસ્તકોની અમે છાપેલી કિંમતે ૫૦૦ કે હજાર પ્રત લઈને વહેંચણી કરનાર સજ્જન

શોધી કાઢે છે. આવી સગવડ ઊભી થતાં પુસ્તક તુરત લઈને સંસ્થા પ્રકાશન કરે એવો સંભવ જરૂર ઊભો થાય; પરંતુ એવા પ્રસંગે પુસ્તકનો વિષય સંસ્થાની પસંદગીના ધોરણની મર્યાદામાં આવી જતો હોવો જોઈએ.

૬ 'અખંડ આનંદ' માસિક માટે લેખો એટલા મોટા પ્રમાણમાં આવે છે, કે જો આ બધા લેખોને માસિકમા સ્થાન અપાય તો તે 'અખડ આનદ'ને હજી પાંચદશગણુ મોટુ કરવુ જોઈએ ગુજરાતી ભાષામાં પ્રકટ થતાં માસિકોમાં આ માસિકનુ કદ ઘણુ મોટું તો પ્રથમથી જ રાખેલું છે, એટલે હવે એનુ કદ વધારી શકાય એમ નથી. તેથી લેખો મોકલનાર લેખકબધુઓએ ધીરજ રાખવી અને આ માસિકમાં આવતા લેખોનુ અવલોકન કરતા રહેવું આ માસિકને યોગ્ય એવો કોઈ લેખ તૈયાર કરી શકાય, તો તે માટેનો સઘળો પત્રવ્યવહાર માસિકના તત્રી શ્રી. મોહનલાલ મહેતા, (સોપાન) ઠે. ગુલબહાર, મેટ્રો સિનેમા પાછળ, બેરેક રોડ, મુંબાઈ-૧ એ ઠેકાણે કરવો.

કેટલાંક પુસ્તકો તો આ રીતે અમારા હાથમા ભેગાં થયા છે અને તે સગવડ પડશે તેમ બહાર પાડવામા આવશે. કોઈ સુજ્ઞ વાચક ધર્મના, નીતિના, વૈદકનાં અથવા તો સામાજિક ઉપયોગી પુસ્તકો વિષે અમને ખબર આપશે તો તે ઉપર સસ્થા વિચાર ચલાવશે અપ્રાપ્ય પ્રાચીન ગ્રથોની શોધમાં તો અમે રહેલા જ છીએ. છેલ્લાં પાંચ-છ વર્ષમાં આવા કેટલાંક પુસ્તકો સસ્થાએ બહાર પાડ્યાં છે. આવાં પ્રાચીન અપ્રાપ્ય પુસ્તકોની અસલ નકલ કોઈ લાવી આપશે તો યોગ્ય કિંમતે અમે તે ખરીદી લઈશું.

આવાં અપ્રાપ્ય પુસ્તકો લેખકોના હક્ક સાથેનાં હોય છે, અને લેખકના વંશવારસો તે છપાવવાની વૃત્તિવાળા હોતા નથી અથવા શક્તિ ધરાવતા નથી, તેથી પ્રકાશકો આ સબધી પૂછપરછ કરતા અચકાય છે. આવાં પુસ્તકો તરફ લેખકો, પ્રકાશકો કે બીજા કોઈ સદ્‌ગૃહસ્થો અમારુ ધ્યાન ખેચશે તો તે સબધી યોગ્ય પગલાં લેવા અને ઉપયોગી સાહિત્યનો વિનાશ થતો અટકાવવા માટે બનતો પ્રયત્ન કરવામાં આવશે.

★




# એલ્યુમિનિયમ
## અને
# પિત્તળનાં વાસણ

વાસણોનો વિચાર આવતાંજ ક્રાઉન માર્કાની યાદ તાજી થાય છે. બનાવટની ઉત્તમતા, ઉપયોગિતા માટેનું સંશોધન, ભાવોનું વ્યાજબીપણું અને વ્યવહારની નિયમિતતાનું એ સાચું પરિણામ છે.

એલ્યુમિનિયમના વાસણો વજનમાં હલકા, જલ્દી ગરમ થાય તેવા અને કીંમતમાં કીફાયત હોય છે કલાઈ કરવાની જરૂરજ નથી પડતી.

દુધના હાન્ડા, ટીફીન કેરીયર, કીટલી, થાળી ગ્લાસ, પ્લેટો, બદના, લોટા, ટોપ, હાન્ડી, વિગેરે કરોડો માણસો સંતોષથી વાપરે છે.



## તમારી જરૂરિયાતો
માટે
## લખો અથવા મળો :



# જીવનલાલ (૧૯૨૯) લિમિટેડ

કલકત્તા, મુંબઈ, મદ્રાસ, રાજમહેન્દ્રી, દિલ્હી, એડન, રંગુન

# અનુક્રમ


| | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | જીવન અને મૃત્યુ | શ્રી. કિશોરલાલ ધ. મશરૂવાલા | ૧ |
| ૨ | માંસાહારનું શું ? | કાકાસાહેબ કાલેલકર | ૫ |
| ૩ | અર્જુનનો વ્યામોહ (ગીતાપ્રવચન) | શ્રી. અક્ષયકુમાર વંદ્યોપાધ્યાય એમ. એ., | ૮ |
| ૪ | જીવનનું સરવૈયું | સ્વ. ધર્માનંદ કોસંબી | ૧૬ |
| ૫ | ઉત્તમ માર્ગ (હાસ્યલેખ) | શ્રી. જ્યોતીંદ્ર હ. દવે | ૧૮ |
| ૬ | મહેલની ધા (કાવ્ય) | શ્રી. દેવજી રા. મોઢા | ૨૨ |
| ૭ | સાચા સ્વરાજનો માર્ગ (માર્ગદર્શન) | 'એક સેવક' | ૨૪ |
| ૮ | પુણ્યપ્રસંગો (જીવનપ્રસંગ) | ડૉ. હરિપ્રસાદ દેસાઈ | ૨૮ |
| ૯ | જૂનું એંજીન (વાર્તા) | શ્રી. ઈશ્વર પેટલીકર | ૩૩ |
| ૧૦ | અમરતાની ભાવના | શ્રી. મોહિનીચંદ્ર | ૪૦ |
| ૧૧ | લોકજીવનનાં કથાગીતો (લોકસાહિત્ય) | શ્રી. મધુભાઈ પટેલ | ૪૪ |
| ૧૨ | નપાણીઓ ભાલ (નાટ્ય) | શ્રી. નવલભાઈ | ૫૧ |
| ૧૩ | સંતસમાગમ (ધર્માખ્યાન) | શ્રી. રમણીક અ. મહેતા | ૫૭ |
| ૧૪ | આંબો (વૃક્ષપરિચય) | શ્રી. માર્તંડરાય પંડ્યા | ૬૨ |
| ૧૫ | નામસ્મરણ | શ્રી. મોરારજી છગનલાલ ઠક્કર | ૬૭ |
| ૧૬ | બાપુની જીવનકથાનાં પાનાં (જી. ચરિત્ર) | સંગ્રાહકઃ શ્રી. સોપાન | ૭૦ |
| ૧૭ | સંસ્થા-સમાચાર | કાર્યાલય | ૭૮ |
| ૧૮ | માંદગીનાં કારણો (આરોગ્ય) | શ્રી. વિજયશંકર ધ. મુનશી બી. એ., | ૮૧ |



સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી, તંત્રીઃ સોપાન

મુદ્રક ને પ્રકાશકઃ ત્રિભુવનદાસ દ૦ ઠક્કર

મુદ્રણ અને પ્રકાશન સ્થાનઃ સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ–અમદાવાદ

# અખંડ આનંદ

વર્ષ ૧, અંક ૬] તંત્રી: સોપાન [એપ્રિલ ૧૯૪૮


## જીવન અને મૃત્યુ


લેખક
શ્રી. કિશોરલાલ ધ. મશરૂવાળા


अंतवंत इमे देहा नित्यस्योक्ता शरीरिण
अनाशिनोऽप्रमेयस्य ॥

આત્મા નિત્ય, અવિનાશી ને અપ્રમેય છે અને આ શરીર નાશવંત છે—ગીતા

नाहं देहो जन्म मृत्यु कुतो मे ।
नाहं चित्तं बंधमोक्षौ कुतो मे ॥

હું દેહી નથી, મને જન્મ-મૃત્યુ ક્યાંથી હોય? હું ચિત્ત નથી, મને બંધન ને મોક્ષ ક્યાંથી હોય?—શ્રીમદ્ શંકરાચાર્ય

'આત્મા અજર, અમર છે અને એક જ નિત્ય આત્માના આ સર્વ શરીર છે, તું આત્મા છે, શરીર નથી' આવો ઉપદેશ જે જે ધર્મગ્રંથોએ આપ્યો છે, તે તે ગ્રંથોમાં કહેવામાં આવ્યું છે, કે જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ વગેરે દુઃખોનું નિરંતર ધ્યાન રાખવું એ જ્ઞાનનું લક્ષણ છે અને એથી ઊલટી ભાવના રાખવી, એ અજ્ઞાનનું લક્ષણ છે સર્વે ધર્મોના સંતોએ પણ સંસારમાંથી વૈરાગ્ય ઉત્પન્ન કરાવવા માટે, અવશ્ય આવનારા મૃત્યુના બનાવનો ઘણા મોટા પ્રમાણમાં લાભ ઉઠાવ્યો છે.

'જાના હૈ નર, જાના હૈ ઘર છોડી, અકેલા જાના હૈ.'

*

'અપને ખાતિર મહેલ બનાયા, આપ હી જાકર જંગલ સોયા,
કહત કબીરા સુનો મેરે ગુનિયા, આપ મુએ પીછે ડૂબ ગઈ દુનિયા'

*

'આખિર યહ તન ખાક મિલેગા, કહાં ફિરત મગરૂરીમેં?'

*

હદમાં જીવન મર્યાદિત છે એમ કોઈ પણ વ્યક્તિ માનતી નથી.

શાસ્ત્રોના આધાર પર માનવી સ્વર્ગ, નર્ક, મોક્ષ વગેરે પરલોકપ્રાપ્તિ વસ્તુઓમાં વિશ્વાસ મૂકવાનો પ્રયત્ન કરે છે. એ શાસ્ત્રોના આધારને લીધે તથા સ્વપ્ન નિદ્રા, મૂર્છા વગેરે શારીરિક અવસ્થાઓના ભેદોને કારણે, મનુષ્ય દુનિયાને મિથ્યા માયારૂપ, ઇંદ્રજાળ તરીકે, આભાસરૂપ માનવાની કોશિષ કરે છે. યોગ શીખીને એ સમાધિ પણ લગાવી લે છે; પરંતુ પ્રત્યક્ષ અનુભવમાં આવતા રહેતા આ વિશ્વવ્યાપી ને સદાગતિ જીવનને-સદાયને માટે ભૂલી જવામાં એ કદીયે સફળતા પ્રાપ્ત કરી શકતે નથી; કારણ કે પ્રત્યેક ક્ષણ દુનિયા બદલાતી રહે છે, છતાં યે આંતરિક અનુભવથી પ્રાપ્ત થયેલી પ્રતીતિ એને જાણે એમ જ કહ્યા કરે છે કે:

'તું જીવન છે. વિશ્વજીવન છે. આ જીવન અનાદિ છે, અનંત છે. અનિત્યરૂપોની વચમાં નિત્યસ્વરૂપ છે. એ તારી અંદર પણ છે, બહાર પણ છે; પરંતુ વિશ્વની બહાર નથી. તું જીવન છે એટલે વિશ્વના જીવન પ્રત્યેની તારી રુચિ નાશ પામી શકતી નથી એ રુચિનો નાશ કરવાનો પ્રયત્ન કરવો ઉચિત પણ નથી. તારું દૈહિક મૂર્તરૂપ નિમિત્ત છે, ચાર દિનનું જ છે; પરંતુ તું, જે જીવન છે તે, નિમિત્તમાત્ર કે અલ્પજીવી નથી જીવનનાં મૂર્તરૂપોમાં શુભ, અશુભ, સદ્‌ગુણ, દુર્ગુણ, હિંસા, અહિંસા, સુસંગતિ અસંગતિ વગેરે તરેહતરેહવાર વાતો ભલે ભરેલી રહી. એમ પણ બની શકે કે માનવીની અલ્પ દૃષ્ટિ એક નાના અમસ્તા ડાયરામાં જ જીવનને જોઈ શકે, અને એટલે અંશને જ સંપૂર્ણ માની લે. આમાં ભૂલ દૃષ્ટિના ટૂંકાપણાની છે. એને સુધારી શકાય શુદ્ધ કરી શકાય, ઉન્નત કરી શકાય; પરંતુ ટૂંકી દૃષ્ટિવાળા અને દુર્ગુણી વિકારી માનવીઓ પણ એટલી વાત તો નિશ્ચિત માને જ છે, કે પોતે મૃત્યુ નથી, જીવન છે અને જીવનથી પોતે જુદા રહી શકતા નથી, એનાથી અલગ હયાતીની કલ્પના પણ કરી શકતા નથી, એ જીવન નિત્ય છે. નથી એને જન્મ કે નથી મૃત્યુ. પૂર્વજન્મની યાદગીરી રાખનાર મનુષ્યોના સાચા ને જૂઠા કિસ્સાઓ પણ કદી કદી સાંભળવામાં આવે છે. પણ કોઈને પણ પોતાના પૂર્વ મૃત્યુની સર્વ સ્મૃતિઓ રહી હોય; એમ તો કદી સાંભળ્યું જ નથી, કારણ કે જે રીતે સૂર્યદેવે રાતને કદી જોઈ નહિ હોય, તેજ રીતે જીવને પોતાના મૃત્યુને કદી પણ જોયું જ નથી. શરીરોનું મૃત્યુ અવશ્ય રોજ ને રોજ જુએ છે અને જાણે પણ છે, કે 'મારા' સર્વનામથી પરિચિત અમુક શરીર એક દિવસ મરવાનું જ છે. મનુષ્ય સંસારનો રસ નથી છોડી શકતો, કારણ કે આત્મા જીવન છે, મૃત્યુ નથી અને સમગ્ર જીવન એક અને નિત્ય છે.'

આ સમજાતાં સંત તુકારામના આ કથનનું સ્મરણ થાય છે.

'मरण माझें मरोनी गेलें, मज केले अमर'

'મૃત્યુ તો મરી ગયું રે, મને અમર કરી ગયું રે'

(હિંદી ઉપરથી)

# માંસાહારનું શું?

ડિસેમ્બરના અંકમા પૂ. કાકાસાહેબના માંસાહાર પરત્વેના એક ઉલ્લેખ પરથી 'અખંડ આનંદ'ના એક ગ્રાહકને થયેલી શંકાનું અહીં નિવારણ કરવામા આવ્યું છે.

## શ્રી. કાકાસાહેબ કાલેલકર

રાજકીય ક્રાંતિની સાથેસાથે સમાજમા આજે ધાર્મિક ક્રાંતિ પણ થઈ રહી છે ધર્મ વિશેનાં આપણાં મૂલ્યો પરિવર્તન પામવા માંડ્યાં છે હરિજનોનો પડછાયો પણ નહિ લેનાર ચુસ્ત સનાતનીની પડખે ઊભો રહી હરિજન, આજે તો ભગવાનના દર્શન પણ કરી શકે છે ત્યારે બીજી બાજુ આપણા ધર્મગ્રંથોમા આર્યોના માંસાહાર વિશેના ઉલ્લેખથી આપણી લાગણી ઉશ્કેરાય છે આમ કરવાને બદલે માંસાહારીઓ સાથે ભળી, એમનો પ્રેમ જીતી ધીમેધીમે એમનામા આપણે પરિવર્તન કરાવી શકીશું એમા શંકા નથી. જે કાર્ય પ્રેમ ને સ્નેહ સાધી શકશે તે ધિક્કારથી નહિ સધાય વાચકો આ લેખ ફરીફરીને વાંચે ને મનન કરે એમ ઇચ્છીએ છીએ.

'હિંદુ ધર્મની ખાસિયત' વાળો મારો લેખ વાંચી 'અખંડ આનંદ'ના એક ગ્રાહક શંકા ઉઠાવે છે, કે 'શું પૂ. કાકાસાહેબ અહિંસામાંથી હિંસા તરફ હિંદુસ્તાન ઢળ્યું તેની સાથે ઢળવા માગે છે? જો એમ ન હોય તો માંસને ટેકો આપતી નીતિમાં સહમત થાય નહિ' એ જ ગ્રાહક 'ગોમાંસ ભક્ષણની પ્રથા' ઉપર પં. સાતવળેકરજીએ લખેલો એક લેખ વાંચવાની ભલામણ કરે છે

મેં માન્યું ન હતું, કે મારા લેખમાંથી કોઈ એવું અનુમાન કાઢશે, કે હું માંસાહારને ટેકો આપું છું, અથવા માંસાહાર કરનાર લોકો અહિંસાવાદી ન જ થઈ શકે.

એ ભાઈના સંતોષને અર્થે પ્રથમ જ કહી દઉં કે હું હિંસા તરફ ઢળતો નથી, પણ દેશની અને દુનિયાની સ્થિતિ જેમ જેમ જોતો અને વિચારતો જાઉં છું, તેમ તેમ માણસ માણસ વચ્ચે અવેરની એટલે કે અહિંસાની નીતિ ઉપરનો મારો વિશ્વાસ વધતો જાય છે. માણસ–જાતે હિંસાની કળા એટલી બધી કેળવી છે, કે વખતસર ચેતીને જો એ પાછી ન ફરે, અને હિંસાને માર્ગે જ આગળ વધે, તો જોતજોતામા આખી માણસજાતનો જ સંહાર થવાનો છે.

માંસાહાર વિષે પણ સ્પષ્ટ કહી દઉં કે માંસાહાર મને માન્ય નથી વ્યક્તિગત એટલું કહી શકું, કે ન મેં કોઈ કાળે માંસનું સેવન કર્યું છે, કે ન આગળ જતા પ્રાણરક્ષણ માટે પણ માંસાહાર કરવાનો સંભવ છે. કેટલાક ચુસ્ત સનાતનીઓ, માંસાહાર ન કરનારા, જ્યારે ગંભીર માંદગીમા સપડાય છે ત્યારે, ડોકટરની સલાહથી, માંસનો અર્ક દવા તરીકે લે છે. કેટલાક એથી ય આગળ જાય છે અને દલીલ કરે છે, કે ઔષધમાત્ર ગંગાજળ જેટલું પવિત્ર ગણવું જોઈએ અને વૈદને પ્રત્યક્ષ ભગવાન નારાયણ જેવો ગણવો જોઈએ

ઔષધ જાહ્નવીતોય, વૈદ્યો નારાયણો હરિ

(આ વચનનો સાચો અર્થ એ છે, કે માંદા પડો ત્યારે બીજી કશી દવા લેવાની તરખડમાં પડતા નહિ ગંગાનું જળ એ જ તમારે માટે પૂરતું ઔષધ છે અને સાજા થવા માટે કોઈ વૈદ્યની પાછળ દોડશો નહિ ભગવાન નારાયણ તમામ ભવરોગનું હરણ કરનાર વૈદ્ય વિદ્યમાન છે.) જેમા મદ્ય કે માંસનું સેવન કરવું પડે એવી દવા લેવામાં હું માનતો નથી

પંડિત સાતવળેકર મારા માન્ય સ્નેહી છે. વૈદિક સાહિત્ય વિષે એમણે જે સંશોધન કર્યું છે,

તે વિષે મને માન છે. ભારતાચાર્ય પં. ચિંતામણરાવ જોશી અને વેદશાસ્ત્રપ્રવીણ પં. સાતવળેકર—એ બે જણ વચ્ચે થયેલી માંસાહાર પરત્વેની ચર્ચા મેં વાંચી છે. જે લેખનો ઉલ્લેખ ગ્રાહકે કર્યો છે, તે મારા જોવામાં આવ્યો નહિ હોય પણ તેથી કશું બગડતું નથી. પં. સાતવળેકર માને છે અને સિદ્ધ કરવા મથે છે, કે વૈદિક સાહિત્યમાં માંસાહારનું અથવા ગોમાંસાહારનું વિધાન નથી. વેદકાળના ઋષિમુનિઓ ગાય, બળદનું અથવા કોઈ પણ પ્રાણીનું માંસ ન ખાતા હોય, એ વિષે વિદ્વાનોમાં બે મત છે. પણ આપણે અહીં તે વિષે લેવાદેવા નથી. વેદકાળ પછી રામાયણ-કાળમાં, મહાભારતકાળમાં કે સ્મૃતિકાળમાં માંસાહારની પ્રથા ન હતી એમ પં. સાતવળેકર પણ નથી કહેતા. मधुपर्क શબ્દનો મૂળ અર્થ દહીં અને શહદ ભલે હોય, અને વૈદિક કાળના ઋષિમુનિઓને એટલાથી જ સંતોષ ભલે થતો હોય, આશ્વલાયન અથવા પારસ્કર ગૃહ્યસૂત્રમાં સાફ કહ્યું છે, કે માંસ વગર મધુપર્ક થઈ શકતો નથી અને માનીતા મહેમાનોને માટે ગાય કે બળદ અર્પણ કરવામાં આવે ત્યારે બધા જ એને રાંધીને ખાવાનું પસંદ કરતા ન હતા. કેટલાક એ ગાયને જીવતી છોડી દેવામાં માનતા હતા. એમ પણ ત્યાં લખ્યું છે.

પં. સાતવળેકર જેવા આર્યસમાજીઓ એટલું જ સિદ્ધ કરીને સંતોષ માને છે, કે વૈદિક કાળમાં માંસાહાર ન હતો. ત્યારપછીના લોકો બગડ્યા અને માંસાહાર કરવા લાગ્યા. સનાતનીઓની મુશ્કેલી વધારે છે. તેઓ બિચારા શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, તંત્ર, દેશાચાર, કુલાચાર વગેરે સારીનરસી તમામ પરંપરાથી પોતાને બંધાયેલા માને છે. પોતાની દૃષ્ટિનો બચાવ કરતાં તેમની મુશ્કેલીઓનો પાર નથી હોતો. બુદ્ધ ભગવાને એક ઠેકાણે કહ્યું છે, કે માણસ પહેલાં માંસાહાર કરતો ન હતો. પાછળથી એણે માંસાહાર શરૂ કર્યો, તેથી એને બોતેર (૭૨) રોગ વળગ્યા. આવા અર્થવાદ આપણા સાહિત્યમાં ઘણા છે.

સાચી વાત એ છે, કે આપણા દેશમાં, જૂના કાળમાં, ધર્મનિષ્ઠ ગણાતા બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્યો પણ માંસાહાર કરતા હતા અને માંસાહાર પાછળ અધર્મ છે એમ એમને લાગતું નહિ. આજે પણ અનેક પ્રાંતોમાં બ્રાહ્મણો પણ માંસ ખાય છે—છડેચોક ખાય છે અને માંસાહાર ધર્મબાહ્ય છે એમ એમને લાગતું નથી. જે વસ્તુસ્થિતિ છે તેનું બયાન કરવાથી તે પ્રથાને આપણે ટેકો આપીએ છીએ એમ સિદ્ધ નથી થતું. મારી ઇચ્છા અને પ્રાર્થના છે, કે માણસજાત માંસાહાર છોડી દે. પણ માંસાહારી લોકોનો બહિષ્કાર કરવામાં હું માનતો નથી. માંસાહારી લોકો ગમે તે ન્યાતના કે ધર્મના હોય, જો સ્વચ્છ હાથે સ્વચ્છ વાસણોમાં મને ખપે એવો આહાર મને રાંધી આપે, તો તે ખાતાં મને કશો સંકોચ નથી. માંસાહારી લોકોને ઊતરતા ગણવાથી અથવા એમનો બહિષ્કાર કરવાથી આપણે દુનિયામાંથી માંસાહાર ઘટાડ્યો નથી. માંસાહારી લોકો જોડે આપણે સમાનભાવે વર્તીએ, એમને ત્યાં જમવા જઈએ, એમને આપણે ત્યાં જમવા બોલાવી એક પંક્તિએ જમાડીએ તો નિરામિશ અન્નાહાર પ્રત્યે તેઓ ઢળવાનો સંભવ છે. પોતે શ્રેષ્ઠ હોવાનું અભિમાન મનમાં રાખી, જેઓ આજસુધી અલિપ્ત રહ્યા તેમણે નિરામિશ અન્નાહારનો વગર બોલે પ્રચાર કરવાની કિંમતીમાં કિંમતી તક ખોઈ દીધી અને એટલે દરજ્જે ધર્માચરણમાંથી ચૂક્યા એમ જ કહેવું જોઈએ. અને પોતે શ્રેષ્ઠ હોવાનું અભિમાન રાખી પડ્યા તે તો વળી વધારાનું. જેઓ માંસાહાર કરે છે તેઓ બધા સ્વભાવે ક્રૂર અથવા ઘાતકી હોય છે એવું જોવામાં નથી આવ્યું, અને જેમણે ત્રણ પેઢી સુધી માંસાહાર નથી કર્યો, તે બધા ધર્માત્મા બન્યા

છે એવુ પણ જોવામાં નથી આવ્યુ. તુકારામ જેવા સત પુરુષે એક શબ્દમાં કહી દીધુ છે, કે વર્ણાભિમાનથી કોઈનો ઉદ્ધાર થતો જોયો નથી

માસાહાર ન કરનારા તમામ લોકોની એક જાતિ કે રોટીવહેવાર પૂરતી પણ થઈ હોત તો એની સામાજિક અસર તપાસવાને મળી હોત અમુક મુસલમાન, ખ્રિસ્તી, પારસી વગેરે લોકોને હું જાણું છુ, કે જેમણે અતરની લાગણીથી માસાહારનો ત્યાગ કર્યો છે, તેઓ ગમે તેના હાથનું ખાય છે અને પોતે શ્રેષ્ઠ હોવાનો દાવો કરતા નથી. તેથી તેમના સપર્કથી બીજા લોકો પણ શુદ્ધ અન્નાહારનું મહત્ત્વ સમજતા થાય છે

હિંદુ સમાજને મારી ખાસ વિનંતિ છે, કે માણસાઈ ખાતર રોટીવહેવારનું અળગાપણું તેઓ છોડી દે. જેને જે ખોરાક ખપે તે જ તે ખાય. ધર્મ અને નીતિની દૃષ્ટિએ પોતાની ભૂમિકાથી નીચે ઊતરે નહિ, પણ માણસ માણસ વચ્ચેનો ઉચ્ચનીચ ભાવ તો છોડી જ દે જૈનોની અહિંસાની સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં કોઈ પણ આહાર પૂર્ણ નિર્દોષ નથી. જીવનમાત્ર હિંસાથી ભરેલુ છે એમા જ્યા છીએ ત્યાથી અહિંસા તરફ આગળ વધવાનો પ્રયત્ન કરીએ પણ માણસ માણસ વચ્ચે અંતરાય ઉત્પન્ન કરવાનું પાપ ન કરીએ

વૈદિક કાળમા અથવા ગમે તે કાળમા આપણા પૂર્વજો માંસ ખાતા હતા એમ સિદ્ધ થાય, કે આપણે તરત માસ ખાવાં દોડીશુ એવી બીક શા માટે આપણે રાખીએ? આપણા પૂર્વજો કેટલીયે વસ્તુઓ શુદ્ધ ધર્મ સમજીને કરતા હતા આપણે આજે જાણીએ છીએ, કે એમા અધર્મ છે અને આપણે એ વસ્તુઓ છોડી દીધી છે વેદકાળના હો, પુરાણકાળના હો કે મધ્યકાળના હો, તમામ લોકો નિર્દોષ કે પરિપૂર્ણ હતા એમ કહેવાય જ નહિ. વાલ્મીકિ રામાયણમા લખ્યુ હોય, કે સીતામાતાએ માનતા રાખી કે 'વનવાસથી પાછા વળતાં ગગાનદીને શરાબના ઘડાથી અભિષેક કરીશ,' તો તેથી આપણે મદ્યપાનનિષેધની આપણી હિલચાલને નબળી પાડવાના નથી, અથવા સીતામાતા પ્રત્યેની આપણી ભક્તિ ઓછી નથી થવાની, સિવાય કે આપણે આપણા જૂના ધાર્મિક ગ્રથો બુધાડી આંખે વાચવાનું છોડી દઈએ અથવા દરેક વખતે મનમાન્યો અર્થ શોધી કાઢવા માટે શાસ્ત્રીઓને રોકીએ

આપણે એમ પણ વિચારવાનું રહ્યું, કે દુનિયાના અધિકાશ માણસો માસાહારી છે. શુદ્ધ અન્નાહારી ઘણા જ થોડા છે. બધા જ અન્નાહાર લેવા માંડે, તો આજે માણસજાત પાસે પૂરતો ખોરાક પણ નથી. તેથી માંસાહારના ત્યાગ સાથે ધાન્ય, ફળ અને ગોરસ વધારવાની વિશ્વવ્યાપી પ્રવૃત્તિ વધારવી જોઈએ એને માટે આજે તો માણસજાત તૈયાર નથી માસાહારનિષેધની હિલચાલ ચલાવવા માટે ઉજ્જ્વળ ધર્મનિષ્ઠા, પરિસ્થિતિનું યથાર્થ જ્ઞાન અને મહાત્મા ગાધી જે બતાવ્યુ છે એવી લોકોત્તર સ્નેહ-ત્રક્ષેપ આવશ્યક છે, કેવળ મનગમતું સ્વપ્નું ઉત્પન્ન કરી એમાં રાચવાથી અહિંસાધર્મ પળાય નહિ અને ધર્મનિષ્ઠા કેળવાય નહિ

★

# અર્જુનનો વ્યામોહ

*

શ્રી. અક્ષયકુમાર વંદ્યોપાધ્યાય
એમ. એ.

અર્જુનના વિષાદ પાછળ, અત્યારની દૃષ્ટિએ જોઈએ તો, જીવનનાં ક્યાં સનાતન સત્યો સમાયાં છે, એ આપણે જાણી શકીએ એ હેતુથી શ્રી. અક્ષયકુમારનો સર્વાંગી પૃથક્કરણ કરતો આ લેખ લખાયો છે. નિત્ય ગીતાપાઠ કરતા લાખો ભાવિકોને ગીતા સમજવામાં આ લેખ ઉપયોગી થશે. આ લેખનો પ્રધાન સૂર છે, આપણા જીવનના સારથિ તરીકે શ્રીકૃષ્ણને–પરમ કૃપાળુ પરમાત્માને સ્થાપવાનો. એ સારથિ હોય પછી જીવનયુદ્ધમાં ભય કોનો?

કુરુક્ષેત્રની સમરભોમ સંસારક્ષેત્રનું એક સમુજ્જ્વળ પ્રતિબિંબ છે. દેશ અને કાળની દૃષ્ટિએ, જેને કોઈ જ સીમા નથી એવો, અનંત પ્રકારના જડચેતનથી ભરેલો આ સંસાર વસ્તુતઃ તો એક યુદ્ધક્ષેત્ર જ છે. પ્રત્યેક જીવ યુદ્ધ કરતોકરતો જ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખે છે; યુદ્ધ કરતાંકરતાં જ જીવનને વિકસાવી શકાય છે. યુદ્ધ કરવાનું અનિવાર્ય હોવાથી જીવોનાં શરીર, ઇંદ્રિય અને મનમાં વિલક્ષણ શક્તિનો સંચાર થાય છે. યુદ્ધક્ષેત્રમાં વિજય મેળવવા માટે, એમાં પ્રતિષ્ઠા સંપાદન કરવા માટે જ માણસમાં વિચારશક્તિ અને કર્મશક્તિનો વિકાસ સધાય છે, અને વિવિધ પ્રકારના અનેક દોષો ને સદ્‌ગુણો પણ જન્મે છે. જગતમાં માનવી જન્મ ધારણ કરે છે, કે તરત જ વિવિધ પ્રકારનાં પ્રતિકૂળ બળો એને જીવનસંગ્રામમાં આહ્‌વાન આપે છે. આ સંગ્રામમાં વિજય પ્રાપ્ત કરીને જગતમાં આત્મપ્રતિષ્ઠા મેળવવા માટે જ પ્રત્યેક જીવને સમૂહમાં રહેવું પડે છે, અને આ પરિસ્થિતિમાં સમાનજાતીય જીવો આત્મીયતાનો અનુભવ કરે છે. આ બંધન ધીમેધીમે દૃઢ બનતું જાય છે. આ પ્રકારે ઉન્નતિ પામેલા જીવોમાં કુટુંબ, પરિવાર, સમાજ અને ન્યાતજાતની દુનિયા રચાય છે. આ યુદ્ધમાં જે વ્યક્તિ, જે જાતિ અગર તો જે સમૂહ દુર્બળ હોય છે, જેની જીવનશક્તિ—આત્મરક્ષા અને આત્મપ્રતિષ્ઠાની શક્તિ—આ જગતમાં યુદ્ધ કરવાની લાયકાત ગુમાવી બેઠી હોય છે, એને પિસાઈ જવું પડે છે; અને વખત જતાં સંસારક્ષેત્રમાંથી એનો વિનાશ થઈ જાય છે. અહીં આપણે સમજી લઈએ, કે માનવસૃષ્ટિપ્રવાહમાં એનું કાર્ય પૂરું થઈ ગયું છે અને એટલે હવે એનું અસ્તિત્વ જરૂરી નથી.

આ યુદ્ધ સારાયે વિશ્વનો એક પ્રધાન ધર્મ છે.

આ જીવ–જગતની રચના જ એવી છે કે એક જીવ બીજાના આહારરૂપે બની રહે છે. એક જાતિના જીવોના વિનાશ ઉપર બીજી જાતિના જીવોનું જીવન નિર્ભર છે. સ્થિર જીવો તે અસ્થિર જીવોનો આહાર છે, નાનો જીવ મોટા જીવનો આહાર છે. દુર્બળ પ્રાણી વધારે સબળ પ્રાણીઓનો આહાર છે. એટલા માટે જીવ–જગતમાં ભિન્નભિન્ન કક્ષાના જીવોમાં હમેશનો સંગ્રામ ચાલી રહ્યો છે. આ સંગ્રામ દ્વારા જ વ્યષ્ટિ અને સમષ્ટિના ભાવથી જીવ–જગતનો વિકાસક્રમ થયા કરે છે. વધારે દુર્બળ જીવોનો નાશ કરીને બળવાન પ્રાણીઓ ઉદ્‌ભવ પામે છે; અને આ રીતે એની શક્તિ અને એના કૌશલની વધારે ને વધારે વૃદ્ધિ થતી રહે છે. બળવાન પ્રાણીઓમાં પણ યુદ્ધનો

અભાવ નથી એક વનમા બે વનરાજને રહેવુ મુશ્કેલ બને છે.

બુદ્ધિસંપન્ન મનુષ્યજાતે પોતાની બુદ્ધિ શક્તિના પ્રભાવથી અન્ય પ્રાણીઓને સંગ્રામમાં પરાજિત કરી, પૃથ્વી પર પોતાનુ રાજ્ય સ્થાપ્યું છે.

માણસના ભયથી દાઢ, નખ ને પુચ્છથી પ્રહાર કરનારાં ભયંકર પ્રાણીઓ પણ ડરીને વન, જંગલ ને પર્વતોની ગુફામાં જઈ છુપાઈ રહ્યા છે શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈને, આવા નિર્જન સ્થાનોમાં પણ પ્રાણીઓ પર આક્રમણ કરીને મનુષ્યો પોતાની યુદ્ધપ્રિયતા અને વિજયવાસના ચરિતાર્થ કરે છે. વળી માનવજગતમાં પણ પ્રત્યેક વ્યક્તિ, પ્રત્યેક કુટુંબપરિવાર, પ્રત્યેક સમાજ, પ્રત્યેક જાતિ પોતપોતાના જીવનની રક્ષા કરવા માટે, પોતાનો પ્રભાવ વધારવા માટે, પોતાનુ ગૌરવ સ્થાપવા માટે, બીજાની સાથે યુદ્ધમા ઊતરે છે. આ યુદ્ધમાં વિજયપતાકા ફરકાવવા માટે, જે જાતિ સાધનસામગ્રી-સંચયમાં જેટલી વધુ સમર્થ હોય, એ જાતિ એટલી જ પ્રભાવશાળી ગણાય છે આ આત્મપ્રતિષ્ઠા સ્થાપવામાં ને અન્યને પરાજય આપવાના કાર્યમાં જગતમા વિજ્ઞાનનો ખાસ વિકાસ થાય છે. કુદરતી શક્તિઓ મનુષ્યને હાથ આવી પડે છે, યંત્રો વગેરે ઉત્પન્ન થાય છે અને શિલ્પ તથા વાણિજ્યનો વિસ્તાર થાય છે—આ સર્વનું મૂળ મનુષ્યનો જીવનસંગ્રામ જ છે

આ રીતે પ્રાણીવર્ગના સંગ્રામ ઉપરાંત મનુષ્યના બુદ્ધિરાજ્યમાં કેટલાયે વિવિધ પ્રકારના યુદ્ધો ચાલી રહ્યા છે–આદર્શની સાથે આદર્શનું યુદ્ધ, વિચાર ને વિચારનુ યુદ્ધ, મતમતાંતરોનુ યુદ્ધ વગેરે. મનુષ્ય-જાતિના જીવનપ્રવાહ ઉપર આ આદર્શો, આ વિચારો અને આ મતોના સંઘર્ષ અને સંગ્રામનો ઘણો જ પ્રભાવ પડે છે. માનવજગતમાં એકેક આદર્શ, એકેક વિચારપ્રવાહ અને એકેક મતમતાંતરની પ્રતિષ્ઠાને લીધે પણ મોટે ભાગે અનેક પ્રકારના સંઘર્ષો જન્મે છે, વિપુલ પ્રમાણમાં જન-સંહાર થાય છે અને અત્યંત દુર્બળ જાતિઓનો નાશ થાય છે માનવસમાજના વિકાસક્રમના ઇતિહાસમાં સંસ્કૃતિની જે ઉન્નતિ થઈ છે, મનુષ્યની ચિંતા, એની વિચારધારા અને એના કાર્યમાં જે ઉત્કર્ષ થયો છે, મનુષ્યની અંદર 'સત્યં શિવં સુંદરમ્'નો જે વિકાસ થયો છે, અને મનુષ્ય પૂર્ણતાને માર્ગે જે આગળ વધ્યો છે–તે બધુયે પ્રાય આ સંગ્રામ દ્વારા જ બન્યુ છે. સંસાર-પ્રવાહનો સનાતન નિયમ યુદ્ધ જ છે એ જ છે સૃષ્ટિમાં ભગવાનનુ અટલ વિધાન જીવજગતના વિકાસક્રમ માટે ઈશ્વરની અવર્ણનીય કુશળતા પણ યુદ્ધમા જ સમાઈ છે.

આ સિવાય પણ સંસારમાં કુદરતી નિયમોને આધારે કેટલાયે ઉલ્કાપાતો, વજ્રપાતો, ભૂકંપો, હીમ, અગ્નિકાંડો, આંધી, તોફાન, બળવા ને વિધ્વંસલીલાઓ હમેશ સર્જાયા કરે છે આ બધોયે આ જગતનો નિત્યનો વ્યાપાર છે આ જગતમાં ઉત્પત્તિ અને વિનાશ, જન્મ અને મૃત્યુ, સ્વાસ્થ્ય અને રોગ, યુવાની ને વૃદ્ધાવસ્થા, સુખ અને દુ ખ, સંયોગ અને વિયોગ, પ્રેમ અને અહિંસા, દયા અને ઘૃણા, સંપત્તિ અને વિપત્તિ, લાભ અને ગેરલાભ તથા જય અને પરાજય—આ બધુયે એક જ સૂત્રમાં પરોવાયેલુ છે. આ પ્રકારના દ્વંદ્વો દ્વારા જ આ સંસાર રચાયો છે. આ દ્વંદ્વો સાથે આપણો નિત્યનો પરિચય છે આ દ્વંદ્વ અને સંગ્રામ દ્વારા જ વિશ્વમાં

છૂટકી શકે એમ તો નથીજ; પરંતુ માનવી આવી આદર્શ ઉન્નતિ અને ઉન્નતિના પ્રમાણમાં યુદ્ધનું યોગ્ય નિયંત્રણ તો અવશ્ય કરી શકે છે.

પરંતુ મનુષ્યનું ચિત્ત જેટલું વિશુદ્ધ બનતું જાય, એની બુદ્ધિ જેટલી વિકસિત થતી જાય, એની વાસનાઓ અને કામનાઓ જેટલી ઓછી થતી જાય, હૃદયમાં પ્રેમ, મૈત્રી અને કારુણ્યનો જેટલો વિકાસ સધાતો જાય, શરીર, ઈંદ્રિય અને મનની ચંચળતા જેટલી નષ્ટ થાય, એટલો જ યુદ્ધ પ્રત્યેનો વૈરાગ્ય મનુષ્યને સ્વભાવતઃ ઉત્પન્ન થાય એટલીજ એને હિંસાદિ પ્રવૃત્તિઓમાં અરુચિ ઉત્પન્ન થાય છે. જેટલાં કર્મો વાસનાથી પ્રેરાઈને કરવામાં આવ્યાં હોય તે બધાંયે બંધનકર્તા છે એવું એને ભાન થાય છે અને જગતના કોલાહલથી ભાગીને શાંતિની પ્રાપ્તિ માટે મનુષ્યનો પ્રાણ આકુળવ્યાકુળ થઈ જાય છે. સંસારમાં ચારેબાજુ જ્યારે દ્વંદ્વ, સંઘર્ષ ને સંગ્રામ જ એને દેખાય છે, ત્યારે સમસ્ત સંસાર એને દુઃખમય લાગે છે. એવે વખતે એને જ્ઞાન થાય છે કે સંસારમાંથી મુક્તિ મેળવવી એ જ પરમ પુરુષાર્થ છે.

અને ત્યારે ફરીવાર મનુષ્યના અંતઃકરણમાં એક નવા યુદ્ધની ભૂમિકા તૈયાર થાય છે. એક બાજુ સ્વાભાવિક નિયમ પ્રમાણે સંસાર એને યુદ્ધ માટે આહ્‌વાહન આપ્યા કરે છે, બીજી તરફ યુદ્ધ પ્રત્યેનો વૈરાગ્ય એને સર્વ ત્યાગ માટે યુદ્ધક્ષેત્રમાંથી ભાગી જવાને પ્રેરી રહે છે. અને ત્યારે મનુષ્યના અંતઃકરણમાં કર્મ-પ્રવૃત્તિ સામે સંન્યાસપ્રવૃત્તિનું, યુદ્ધપ્રવૃત્તિ સામે યુદ્ધત્યાગની વૃત્તિનું એક તુમુલ યુદ્ધ આરંભાય છે. યુદ્ધત્યાગ કરવાનો પણ કોઈ ઉપાય દેખાતો નથી; અને સાથોસાથ મનુષ્યને, યુદ્ધના નાના પ્રકારના અનેક દોષો સ્પષ્ટ જણાયાથી, યુદ્ધ પ્રત્યે અભિરુચિ પણ થતી નથી. ત્યારે એક પ્રકારની કષ્ટદાયી કર્તવ્યમૂઢ પરિસ્થિતિમાં એ આવી પડે છે. સંસારક્ષેત્રમાં સર્વ વિચારશીલ પુરુષોની સામે આ સમશ્યા ઊભી થાય છે. સર્વ યુગોની, સર્વ વિચારશીલ પુરુષોની આંતરિક યુદ્ધની આ સમશ્યા–કુરુક્ષેત્રના સમરાંગણમાં ઊભેલ નરરત્ન અર્જુનના ચિત્તમાં પણ વિકટરૂપે ઊભી થઈ. અને આ સમશ્યાના ઉકેલ માટે અર્જુન પોતાના સારથિ શ્રીકૃષ્ણને શરણે ગયો.

જે આ સંસારરૂપી યુદ્ધક્ષેત્રનો સૃષ્ટા છે; જે જીવના સ્વભાવમાં વિલક્ષણ ભાવ, વિલક્ષણ પ્રવૃત્તિ, વિલક્ષણ રુચિ, ને વિલક્ષણ અભાવ ઉત્પન્ન કરી, પોતાને ઉદ્દિષ્ટ એવી આંતરસૃષ્ટિનું નિર્માણ કરી યુદ્ધક્ષેત્રમાં પ્રેરે છે, તથા જે પોતે છૂપો રહી મનુષ્યનાં વિલક્ષણ કર્મફળનું નિયંત્રણ કરે છે, જે સદ્‌કર્મપ્રવૃત્તિ અને ભોગવવાની વૃત્તિનો પ્રેરક છે તથા જે નિયંતા તરીકે પ્રત્યેક જીવની અંદર અસ્તિત્વ ધરાવતો હોવા છતાં પણ મનુષ્યની સામે પોતાનું અસ્તિત્વ છુપાવી રાખે છે; વિશ્વનાટકનો તે જ અદ્વિતીય અભિનેતા અર્જુનના સારથિરૂપે હાજર હતો. સર્વ મનુષ્યોના દેહરૂપી રથ પર સારથિ તરીકે સદાયે એ જ વ્યક્તિ વિરાજમાન થાય છે. સર્વનો હમેશનો મિત્ર, હમેશનો સખા, અને હમેશનો સંચાલક પણ એ જ છે. પરંતુ જ્યાં સુધી મનુષ્ય પોતાનેજ કર્તા, ભોક્તા, સ્વેચ્છાચારી ને પોતાનો જ ભાગ્યવિધાતા માનીને અભિમાનમાં મસ્ત રહે છે ત્યાં સુધી એને આ અંતર્યામી વિશ્વનાટકકાર સખાસ્વરૂપે કદીયે દેખાતો નથી. એની સત્તાનું જ્ઞાન થવા છતાંયે કોઈવાર મનુષ્ય એને કેવળ

પોતાનો સહાયક કે પોતાની કામના પૂરી કરનારો સમજે છે, તો વળી કોઈવાર એ કર્મનું ફળ આપનારો કે ઉદાસભાવે નિષ્ક્રિય ને સર્વ સંબંધથી પર એવો દેખાય છે, અભિમાનવશ વ્યક્તિને સખારૂપે એનું સ્વરૂપ જોવાનું સૌભાગ્ય મળતું નથી!

વિષમ સંકટમાં પડ્યા પછી મનુષ્યના અભિમાનના જ્યારે ચૂરેચૂરા થઈ જાય છે, એની પ્રવૃત્તિ જ્યારે મર્યાદિત બની જાય છે, એનું ચાંચલ્ય જ્યારે દૂર થાય છે, એની બુદ્ધિ જ્યારે પોતાની શક્તિ પરનો વિશ્વાસ ગુમાવી' પ્રકાશપ્રાપ્તિ માટે આકુળવ્યાકુળ બની જાય છે, ત્યારે કૃપાળુ ભગવાન જાતે પ્રગટ થાય છે, ને સંસારસંગ્રામનું તાત્પર્ય સમજાવે છે અને મનુષ્યને પરમ કલ્યાણનો માર્ગ બતાવે છે અર્જુનના હૃદયમાં એ જ વિષમ સંકટ ઊભું થયું છે બીજા લોકોની માફક અર્જુન પણ ઈશ્વરની દૈવી માયાથી મોહિત થયો હતો અને રાજ્યને, ઐશ્વર્યને, કીર્તિને, સુખને અને ઐહિક તથા પારલૌકિક ધર્મને અનુસરી પોતાની વિદ્યા ને બુદ્ધિશક્તિનો અભિમાનપૂર્વક ઉપયોગ કરતો, જે માર્ગે એ આવ્યો આવતો હતો તે માર્ગના સ્વરૂપને કુરુક્ષેત્રમાં બંને તરફ ઊભેલાં આત્મીય સ્વજનોના દર્શ્યે અને એ સર્વના અંતિમ પરિણામના વિચારે, અર્જુન એક નવા જ આકારરૂપે ને પ્રકારરૂપે જોવા લાગ્યો શું આ જ સ્વધર્મ છે? શું આ સ્વધર્મની પાછળ સમસ્ત જીવન વિતાવી દીધું છે? શું આ ભયાનક પરિણામમાં જ વીરધર્મ પૂરો થાય છે? આ તો અત્યંત ઘોર અધર્મ છે, માનવતાનો અભાવ છે, પિતૃઓને પણ રૌરવ નરકમાં ડુબાડનારી આ સ્થિતિ છે, અર્જુનનો અંતરાત્મા 'ત્રાહિ ત્રાહિ' પોકારી ઊઠ્યો એની બુદ્ધિ શું કરવું ને શું ન કરવું તે વિચારી ન શકી અને એટલે પોતાના પુરાણા મિત્ર સ્થિતપ્રજ્ઞ સારથિ શ્રી કૃષ્ણને શરણે એ આવ્યો. ધર્મસંકટમાં પડેલા આ નરશાર્દૂલ સામે ભગવાને પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું. અર્જુનના સખા અને સારથિમાં વિશ્વનિયંતા સ્વયં પ્રગટ થયા અને પોતાના શરણાગતની બધી સમસ્યાઓનું સમાધાન કરવા લાગ્યા. તત્ત્વજ્ઞાન નહિ જાણનાર મનુષ્યોની માફક અર્જુનના વિચારભ્રમના મૂળમાં તો એ જ મિથ્યા જ્ઞાન હતું કે 'હું જ સર્વ કર્મોનો કર્તા છું કોઈ કર્મ કરવું કે ન કરવું એ માટે હું પૂરેપૂરો સ્વતંત્ર છું મારી વિચારશક્તિ તથા ઇચ્છાશક્તિ જ મારાં સર્વ કર્મોનું નિયમન કરે છે' અત્યાર સુધી અર્જુન યુદ્ધમાં પોતાની શક્તિનો ઉપયોગ કરી, સ્વવંશ, સ્વજાતિ, સ્વદેશમાં તથા પોતાના સ્નેહપાત્ર, પ્રેમપાત્ર અને સેવકોમાં આગળ વધ્યે જતો હતો એટલું જ નહિ, સાથેસાથે પોતાની ભોગસંપત્તિ, પોતાનાં માનપ્રતિષ્ઠા અને પોતાનો પ્રભાવ પણ એ વધાર્યે જતો હતો એણે તો એવું જ માનેલું કે 'હું સ્વતંત્ર છું મારી પોતાની ઇચ્છાથી પૂરેપૂરો વિચાર કરીને જ હું પ્રત્યેક કાર્ય કરું છું. યુદ્ધ કરવું એ મારું ધર્મકર્તવ્ય છે'

પરસ્પરના અનેક વંશો, અનેક જાતિઓ, ને અનેક દેશોની સંપત્તિના સર્વનાશ, કીર્તિનાશ ને વિધ્વંસ પર એણે કદીયે વિચાર કર્યો નહોતો. આજે જ્યારે યુદ્ધનો ઝેરી અંજામ પોતાના જ વંશ, જાતિ અને દેશ પર ઊતરતો એણે જોયો ત્યારે એને અધર્મ સમજીને એ ભયભીત બની ગયો, બેબાકળો બની ગયો એનું કર્તવ્યજ્ઞાન–એનો પૂર્વસંકલ્પ સર્વ કંઈ ઊડી ગયું!

શું અત્યાર સુધી હું અધર્મ જ કરતો

આવ્યો હતો? શાસ્ત્રોમાં જેને ક્ષત્રિયોનો સ્વધર્મ કહેવામાં આવ્યો છે તે શું વસ્તુતઃ અધર્મ છે? એ જો અધર્મ જ છે તો અધર્મનું અધર્મ તરીકે ભાન થતાં તે જ ક્ષણે એનો ત્યાગ કરી દેવો જોઈએ. ખૂબ વિચાર કરીને અર્જુને સમજી લીધું કે આ યુદ્ધ અત્યંત ઘોર અધર્મ છે. માટે એનો ત્યાગ કરીને મારે ચાહ્ય તો સંન્યાસવ્રત લેવું જોઈએ કે કરેલાં પાપોના પ્રાયશ્ચિત્તરૂપે; નિશ્ચેષ્ટ થઈ સામા પક્ષનાં શસ્ત્રો વડે પ્રાણ-ત્યાગ કરવો જોઈએ. અર્જુને વિચાર્યું હતું કે 'સ્વતંત્ર રીતે જ મેં યુદ્ધનો સ્વીકાર કર્યો હતો, અને અત્યારે યુદ્ધનો ત્યાગ કરવા માટે પણ હું સ્વતંત્ર જ છું' પણ આ સંસાર ઈશ્વરની માયા છે. ઈશ્વર જ સંસારનાં સમસ્ત કાર્યોનો વિધાતા ને નિયંતા છે. સર્વ મનુષ્યો–બધાયે જીવો એના હાથની કઠપૂતળી માત્ર છે; ઈશ્વરના સંકલ્પોને મૂર્તિમાન કરવા માટે એ બધા 'નિમિત્તમાત્ર' છે, આ મહાન તત્ત્વનું એના હૃદયદર્પણમાં પ્રતિબિંબ પડ્યું નહોતું. જગતપ્રવાહમાં વહેતો સંસાર-તરંગોમાં નાચતો પ્રત્યેક માયામુગ્ધ મનુષ્ય આ ભ્રમમાં પડેલો છે.

આ ભ્રમનું નિકંદન કરી અર્જુનને સ્વભાવગત મૂળ સ્થિતિમાં લાવવાના ઉદ્દેશથી ભગવાન શ્રીકૃષ્ણે પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું. એમાં અર્જુનને બતાવ્યું કે આ સંસારનો કર્તા મનુષ્ય નથી, પણ ભગવાન છે. મનુષ્યનાં કાર્યો એની પોતાની ઇચ્છાથી થતાં નથી પણ ભગવાનના વિધાનથી થાય છે. સંસારક્ષેત્રમાં સર્વ સ્થળે જે યુદ્ધ ચાલી રહ્યું છે તે ભગવાનનું જ નિર્માણ છે. ઈશ્વરે જે જીવને, જે પ્રકારનાં શક્તિસામર્થ્ય આપીને, જેવી પરિસ્થિતિમાં મૂક્યો છે, તે અનુસાર મનુષ્યના કર્તવ્યનું નિર્માણ થાય છે, એનો સ્વધર્મ નિશ્ચિત થાય છે, અને તદનુસાર સંસારસંગ્રામમાં પ્રવૃત્ત થવા માટે એ બંધાયેલો છે. ભગવાનનો જે કંઈ પણ વિચાર કે ઉદ્દેશ જે કોઈના જીવનમાં વણાયો છે તેનું એને પાલન કરવું જ પડવાનું. મનુષ્યની પ્રકૃતિમાં ભગવાને જે વિચારશક્તિ અને ઇચ્છાશક્તિ મૂકી રાખ્યાં છે, એનાથી મનુષ્યને પોતાની સ્વાધીનતાનું જ્ઞાન થાય છે. આ સ્વાધીનતાની પ્રતીતિ કરવી એ ભગવાન દ્વારા મનુષ્યની નક્કી કરાયેલી પ્રકૃતિનું જ એક અંગ છે. ભગવાન દ્વારા નિયત ક્ષેત્રમાં જ મનુષ્ય માટે એ સ્વાધીનતાની પ્રતીતિ સાર્થક બની શકે છે. ભગવાન દ્વારા નિયત સાધનક્ષેત્રમાંથી છટકી જવાની સ્વતંત્રતા મનુષ્યને નથી.

પોતાની વિચારશક્તિનો સર્વ પ્રકારે વિકાસ કરીને મનુષ્ય જો આ તત્ત્વજ્ઞાન બરાબર જાણે, ભગવાન દ્વારા નિયત સાધનસંગ્રામમાં, ભગવાને જ આપેલાં શક્તિ અને સામર્થ્યનો ઉપયોગ કરે, કર્તા તરીકેનું અભિમાન અને ફળકામનાની નિરર્થકતાને સમજી કેવળ નિર્મિત કર્મને કરવાની બુદ્ધિથી જ, પોતાની પ્રકૃતિ અને પરિસ્થિતિ અનુસાર, કાર્યમાં લાગી જાય તો એમ કરવાથી એની સ્વાધીનતાનો યથાર્થ ઉપયોગ થાય છે; અને માનવજીવન સાર્થક થાય છે. આ પ્રમાણે કાર્ય કર્યા પછી શોક કે મોહ થવાનું કોઈ કારણ રહેતું નથી, ચિત્તમાં વિષાદ પણ થતો નથી.

પ્રત્યેક મનુષ્ય ભગવાનની રચનામાં વિશ્વપ્રકૃતિ પ્રમાણે અને પોતાની પ્રકૃતિ પ્રમાણે ચાલી, કાર્યક્ષેત્ર અનુસાર કર્મમાં પ્રવૃત્ત થાય છે; પરંતુ વિચારશક્તિના વિકાસ અનુસાર નૈતિક અને આધ્યાત્મિક શક્તિની ઊંચીનીચી કક્ષા પ્રમાણે, આ

બધાંયે કર્મો કરતી વખતે મનુષ્ય બહુ જ ઊંચો અથવા તો અત્યંત નીચો આદર્શ લક્ષ્યમાં રાખીને કાર્ય કરી શકે છે જે મનુષ્ય ધ્યેય તરીકે પોતાની શારીરિક ઇંદ્રિયોની તૃપ્તિ, કે ઐહિક સંપત્તિ કે માન ને મોટાઈને લક્ષ્યમાં રાખે અથવા તો આત્મીય સ્વજનો કે જાતિબંધુઓના ઐહિક ભોગનું, એમના સુખનું કે પ્રતિષ્ઠા-પ્રાપ્તિનું ધ્યેય રાખી પોતાની શક્તિનો ઉપયોગ કરે છે, તે મનુષ્ય અત્યંત સારી રીતે કર્મ કરે તોપણ પોતાને તો ક્ષુદ્ર સીમાઓમાં જ બાંધી રાખે છે એ કર્મોના પાપ ને પૂણ્ય વિશેષરૂપે મનુષ્યને ભોગવવા પડે છે. પોતાનો સમસ્ત દેશ, જાતિ કે સમાજના કલ્યાણને લક્ષ્યમાં રાખી આ સ્વભાવોચિત કર્મો જો મનુષ્ય કરે તો એ એ કર્મો દ્વારા દૈહિક ને કૌટુંબિક ક્ષુદ્ર સીમાઓથી મુક્ત થઈ જાય છે, એનુ નૈતિક અને આધ્યાત્મિક જીવન ઊંચે ને ઊંચે ચઢે છે, એનાં દેહ, મન ને બુદ્ધિ વધુ ને વધુ નિર્મળ બનતાં જાય છે પરમાર્થના કાર્યમા એ ઘણો જ આગળ આવી શકે છે. ભગવાનની સેવારૂપી સર્વોચ્ચ આદર્શોનું ધ્યેય રાખી મનુષ્ય જો સ્વધર્મનુ આચરણ કરે તો આ કર્મો દ્વારા જ એ સંસાર-બંધનમાથી સવ રીતે છૂટી જાય છે, અને ભગવત્પ્રાપ્તિ માટે લાયક બને છે ત્યાર-પછી આ કર્મોનાં આનુષંગિક ગુણદોષો એને સ્પર્શતા નથી

હત્વાપિ સ ઈમાંલ્લોકાન્ન હન્તિ ન નિબધ્યતે

ઈશ્વરની આરાધનાની વૃત્તિથી કરેલા સ્વધર્મ અનુસારનાં કર્મોમા આવી પડેલી હિંસાનો માર્ગ પણ લેવો પડે તો એ પણ અહિંસામા જ પરિણમે છે આ કર્મોના બાહ્યરૂપોમાં રુદ્રભાવના તાંડવનુ નૃત્ય ભલે હોય પણ અંદર તો શાંતિ અને પ્રેમનો જ પ્રવાહ જાગે છે. આવી પરિસ્થિતિમાં સંગ્રામની ભીષણતા પણ આધ્યાત્મિક સાધનાના માધુર્યથી સંપૂર્ણ બની રહે છે.

સંસારમાં જન્મ લઈ કુદરતના નિયમો દ્વારા ઉત્પન્ન થતા સંગ્રામમાથી ભાગીને કોઈ પણ વ્યક્તિ છુટકારો મેળવી શકતી નથી જે મનુષ્ય જે પ્રકારની પરિસ્થિતિમાં હોય છે, તદનુસાર એને સંગ્રામ ખેલવો જ પડે છે હા, આ સંગ્રામમા મુક્તિ પામવાનો ઉપાય છે. ખરો–ભગવાનને પોતાની અંદર સારથિ ને સંચાલક સ્વરૂપે રાખી તમામ કાર્યોમા એક માત્ર એને જ ઓળખવો જોઈએ અને એના ચરણમાં સર્વ પ્રકારે આત્મસમર્પણ કરી, એની દ્વારા નિયત થયેલા સંગ્રામક્ષેત્રમાં, એણેજ આપેલાં શક્તિસામર્થ્યને વ્યવસ્થિત રીતે એની જ સેવા અર્થે લગાવી દેવાં જોઈએ. એના નિર્માણ પ્રમાણે સંગ્રામક્ષેત્રનું તથા સંગ્રામના બાહ્યરૂપનું જે પ્રકારે પરિવર્તન થતુ રહે એને નમન કરી, એનો સ્વીકાર કરવો પડશે એ પરિવર્તનમા પણ આપણો પોતાનો આદર્શ ઉજ્જવળ રાખી, માનવતાની સાધના કરવી પડશે ભગવાનના ઉપદેશથી અર્જુનની આ બુદ્ધિ જ્યારે સર્વપ્રકારે જાગૃત બની ગઈ, ત્યારે 'રાજ્ય ભોગા સુખાનિ ચ' એના કર્મના નિયામક તરીકે ન રહ્યાં, કુળક્ષય, વર્ણસંકર અને ધર્મહાનિની વાત કોણ જાણે ક્યાં વિલીન થઈ ગઈ પોતાની જાતને ભગવાનના મંત્રરૂપે–નિમિત્તમાત્રમ્–અર્જુન સમજવા લાગ્યો ત્યારે 'કરિષ્યે વચનં તવ' (તમારા કહ્યા પ્રમાણે કરીશ) કહીને ભગવાનના આદેશ પ્રમાણે સ્વધર્મ આચરવા માટે પોતે તત્પર થઈ ગયો

★

# ઉત્તમ માર્ગ

શ્રી. જ્યોતીંદ્ર હ. દવે

જગતમાં ક્યારે યે કોઈ સામસામા બંને પક્ષને સંતોષ આપી શક્યું નથી, આપી શકનાર નથી. એકની તરફદારી કરવાથી સામાને અન્યાય થઈ જવાનો પૂરો સંભવ છે. ત્યારે શું બંનેને ખુશ કરવા? એ તો અસંભવિત છે. એકને ખુશ કરી બીજાને નાખુશ કરવો એ કરવું ન ઘટે, અન્યાય કહેવાય; કારણ વસ્તુતઃ બંનેમાં સત્યાંશ હોય છે. ત્યારે આવી પરિસ્થિતિમાં માર્ગ શો લેવો? ઉત્તમ માર્ગ કયો? બંનેને નાખુશ કરવાનો! કેવી રીતે? બહુ જ કલામય રીતે. શ્રી. દવેએ એ અહીં બતાવ્યું છે.

આપણી વડી સરકારનું અંદાજપત્ર બહાર પડ્યું તે પછી બીજે દિવસે શેર-બજારમાં ધંધો કરતા મારા એક ઓળખીતા ગૃહસ્થ મને મળ્યા. વાતમાં ને વાતમાં મેં પૂછ્યું: 'ધંધો કેમ ચાલે છે?' ઊતરી ગયેલે મોઢે એમણે જવાબ દીધો: 'બજાર બેસી ગયું!' 'મનાય એવી વાત નથી," મેં માનવાની આનાકાની કરતાં કહ્યું. 'હમણાં તો ન મનાય એવું જ બધું બન્યા કરે છે ને!' એ ભાઈએ કટાક્ષમાં કહ્યું. 'પણ એમ થયું હોય તો તો બહુ સારું. હમણાં તો મોંઘવારી કૂદકે ને ભૂસકે વધતી જાય છે. દરેક વસ્તુના ભાવ આસ-માનને અડકવા તૈયાર થઈ ગયા છે, ત્યાં કોઈ પણ વસ્તુના ભાવ નીચા જાય તો બહુ ખુશી થવા જેવું છે. તમે દિલગીર કેમ થાઓ છો તે સમજાતું નથી.' મેં કહ્યું. 'અમે વેપલો કર્યો'તો. ઊંચા ભાવે સોદો કર્યો'તો ને હવે નીચા ભાવે કાઢવો પડવાનો,' એમણે જવાબ દીધો. 'પણ ઊંચા ભાવે સોદો કર્યો જ શું કરવા?' મેં સવાલ કર્યો. 'નસીબ અમારાં!' એમણે કહ્યું. તે પછી થોડીવાર મૂંગા રહીને ઉમેર્યું, 'આ બજેટની મોંકાણે. એમ સંભળાતું હતું કે નવા બજેટમાં વેપાર–ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે બહુ જ જોગવાઈ રાખવામાં આવશે. નફા પરના ભારે કરો કાઢી નાખવામાં આવશે, પણ પ્રધાનસાહેબના કોથળામાંથી બજેટનું બિલાડું બહાર પડ્યું કે તરત જ એણે અમારી સામે મ્યાઉં મ્યાઉં કરવા માંડ્યું,' એમણે ફરિયાદ કરતાં કહ્યું. 'મૂડીદારોને નવાનવા ઉદ્યોગ–હુન્નરોની શરૂઆત કરવા માટે ઉત્તેજન મળે એવી જોગવાઈ આમાં રાખવામાં આવી છે. નફા પરના કરમાં ભારે ઘટાડો કરવામાં આવ્યો છે. એટલે વેપારીવર્ગે તો રાજી થવું જોઈએ, તેને બદલે તમે તો આમ રોદણાં રડો છો,' મેં કહ્યું. 'શેની ધૂળની રાહત મળી છે? અમને તો એમ હતું કે નફા પરનો વધારાનો કર સમૂળગો ચાલ્યો જશે. તેને બદલે થોડોક ઘટાડો કરવામાં આવ્યો છે, એથી શું વળ્યું? હા, ગરીબોને ભોગે પૈસાવાળાને રાહત ન અપાવી જોઈએ એ વાત સાચી છે, પણ ગરીબો પણ રાજ તરફથી મળતી સુખસગવડો ભોગવે છે. એમના પર પણ એમના પ્રમાણમાં કરનો બોજો નાખવો જોઈએ. આ તો 'ગરીબને રાહત આપો, ગરીબને રાહત આપો' એમ બૂમબરાડા પાડીપાડી પરસેવો પાડી પૈસા રળનારાઓને લૂંટવાની વાત છે.' એમણે જવાબ દીધો. એમની વાત સાંભળી મને થયું, કંઈ નહિ. પૈસાદારો ભલે બબડે. ગરીબોને તો સંતોષ થશે ને. સદ્‌ભાગ્યે પૈસાદારો કરતાં

ગરીબોનો વર્ગ મોટો હોવાથી આ અંદાજ-પત્રથી લોકોના મોટા ભાગને સંતોષ થશે એ કંઈ નાનીસૂની વાત નથી.

પણ ગરીબોના એવા કેટલાક 'કાર્યકરો'ની ફરિયાદ સાંભળી મારો આ ભ્રમ દૂર થઈ ગયો 'તંબાકુ, દીવાસળી જેવી ગરીબની રોજની વપરાશની ચીજો ને નાટક-સિનેમા જેવાં એમનાં દિલ બહેલાવવાના સાધનો પર કર નાખીને અત્યંત મુશ્કેલીભરી સ્થિતિમા જીવન વિતાવતા ગરીબોની મુશ્કેલી આ અંદાજપત્ર વડે ઘણી વધારી મૂકવામા આવી છે એ એમની ફરિયાદનો પ્રધાનસૂર હતો. નફા પરના વધારાના કરમાં ઘટાડો કરવાની કશી જ જરૂર નહોતી તોપણ પૈસાદારોને ખુશ કરવા માટે જ આવો બિનજરૂરી ને ગરીબોને માટે અસહ્ય ગણી શકાય એવો કર નાખવામા આવ્યો છે.'

આમ બંને પક્ષોને અસંતોષ થયો છે અને દરેકને લાગ્યું છે કે સામા પક્ષને ખટાવવા ખાતર પોતાના પક્ષને અન્યાય કરવામા આવ્યો છે.

મકાનભાડાના નિયમન અંગે જે ધારાધોરણ નક્કી કરવામાં આવ્યું હતુ, તે બદલ પણ આવી જ ફરિયાદ બંને પક્ષો તરફથી કરવામાં આવી હતી મકાનમાલિક ભાડૂત પાસે મકાન ખાલી કરાવવા માંગતો હોય તો તેનાથી અમુક શરતે જ એ કામ થઈ શકે બીજી રીતે એનાથી ભાડૂત પાસે મકાન ખાલી કરાવી શકાય નહિ તેમ જ એનાથી ફાવે તે રીતે ભાડું વધારી પણ શકાય નહિ–ઘટાડવુ હોય તો ઘટાડી શકાય ખરુ. આ જાતની કલમો તરફ મકાન-માલિકોનો રોષ ઉભરાઈ આવ્યો હતો અને ભાડૂતોને એમ લાગ્યું હતુ કે કોઈ પણ શરતે મકાનમાલિકને ભાડૂતોની કને મકાન ખાલી કરાવવાની સત્તા આપવી તે વાંદરાના હાથમાં નિસરણી આપવા જેવું છે નિસરણી નાની હોવી જોઈએ કે મોટી, વચ્ચેના ગાળા લાંબા હોવા જોઈએ કે ટૂંકા, એ સંગીન લાકડાની બનેલી હોવી જોઈએ કે સાધારણ લાકડું ચાલી શકે એવી વિગતવાર ચર્ચા કરવાનો કશો અર્થ નથી વાંદરાના હાથમાં કોઈ પણ જાતની નિસરણી જ આપવી ન જોઈએ

કાપડનું ઉત્પાદન વધે ને લોકોને જોઈતું કાપડ સસ્તે ભાવે પૂરતા પ્રમાણમાં મળી રહે એવા ઇરાદાથી કાપડ અંગેની જે યોજના પૂર્વે ઘડવામા આવી હતી તેનાથી મિલમાલિકો ને કાપડને ઉત્પન્ન નહિ પણ તેનો ઉપયોગ કરનારો વર્ગ એ બંનેને અસંતોષ થયો હતો તે જાણીતી વાત છે મિલમાલિકોને લાગ્યુ હતું કે 'લોકોને સોંઘું કાપડ પૂરુ પાડવા માટે વગર કારણે અમારે ખોટમા ધંધો કરવો પડશે' અને બીજાઓને થયુ હતું કે 'મિલમાલિકોના નફામા ઘટાડો ન થાય તેટલા ખાતર અમારે નાહક મોંઘે ભાવે હલકી જાતનું કાપડ ખરીદવુ પડશે ને તે પણ જોઈએ તેટલું તો નહિ જ મળે'

લોકમાન્ય તિલકના નિકટના સાથી, સમર્થ પત્રકાર ને સુપ્રસિદ્ધ સાહિત્યકાર નૃસિંહ ચિંતામણ કેળકર એકવાર રાજકારણના વિષયમા અગ્રપદે હતા મહારાષ્ટ્રના સાહિત્યકારોએ એમને 'સાહિત્ય સમ્રાટ'નું બિરુદ આપ્યુ હતું એમની વિદ્વત્તા વિષે સૌનો ઊંચો અભિપ્રાય હતો. પરંતુ સૌને–વ્યક્તિઓને ને વિષયોને યોગ્ય ન્યાય આપવાના ઉદ્દેશથી એ જે મધ્યમ માર્ગનુ અવલંબન કરતા તે વિષે લોકો એમની મજાક પણ કરતા જ્યાં જ્યાં સ્પષ્ટ અભિપ્રાય આપવાનો પ્રસંગ આવતો

ત્યાં બધે જ એ ગોળગોળ વાતો કરતા 'મ્હટલા તરી આમ' ને 'મ્હટલા તરી તેમ' એવી મજાક એમના વિષે સામાન્ય થઈ પડી હતી. બંને પક્ષને રાજી રાખવા એ સંતત પ્રયત્ન કરતા ને પરિણામે કોઈ પણ પક્ષ રાજી થતો નહિ. આપણા પ્રખર વિદ્વાન આનંદશંકર ધ્રુવ માટે પણ કેટલાક એવી ફરિયાદ કરતા, કે 'એમને દહીં ને દૂધ બંનેમાં પગ રાખવાની ટેવ છે.'

નૃ. ચિં. 'કેળકર ને આ. બા. ધ્રુવ સમર્થ વિદ્વાનો હતા. હું સમર્થ તો શું પણ નબળો વિદ્વાન પણ નથી–ફક્ત નબળો માણસ જ છું. પણ મારે માટે પણ આવો જ અભિપ્રાય મારાં ઘરનાંઓ ને ઓળખીતાઓ–જેમાં મારા ઘાટીનો ને થોડો વખત મેં રાખેલા રસોઇયાનો પણ સમાવેશ થઈ જાય છે તે સૌ–દર્શાવે છે. થોડાક મારે મોઢે ને બીજા સૌ મારી પીઠ પાછળ એમણે ધારી લીધેલી એ નબળાઈ વિષે યથેચ્છ ટીકા કરે છે. 'એમને કોઈ બાબતમાં કંઈ પણ પૂછવાનો કશો જ અર્થ નથી. અમુક બાબતમાં ભારપૂર્વક ચોક્કસ અભિપ્રાય દર્શાવવાની એમનામાં હિંમત જ નથી.' એમ મારે માટે ઘણા કહે છે તે હું જાણું છું, ને વધારે જાણકારને શોભે એ રીતે એ ટીકાવચનો પ્રત્યે ઉદાસીનતા ને ટીકાકારો તરફ સ્મિત ધારણ કરું છું. મારાં બાળકો ને મારાં શ્રીમતી વચ્ચે, મારાં શ્રીમતી ને ઘાટી વચ્ચે, મારા મિત્રો વચ્ચે, મારા હાથ નીચે કામ કરનારાઓ વચ્ચે, કોઈક વાર તકરાર ઊભી થાય ને મારી અનિચ્છા છતાં મારે માથે બન્ને પક્ષકારો વચ્ચે ન્યાય તોળવાનો પ્રસંગ આવી પડે છે, ત્યારે પહેલો તો મારો મિજાજ જતો રહે છે. અને ન્યાયાધીશનું સ્થાન છોડી હું પણ તકરાર કરવા મંડી પડું એમ મન થઈ જાય છે. મિજાજની પાછળ વિવેકબુદ્ધિ પણ જતી રહે છે. પણ થોડી જ વારમાં સંજોગોના દબાણને લીધે અને મકાનની તંગીના આ જમાનામાં બીજે કોઈ ઠેકાણે જગ્યા ન મળવાને લીધે એ પાછી સ્વસ્થાને આવી પહોંચે છે. અને હું બન્ને પક્ષની તકરાર ને દલીલો સાંભળી લઈને શાંતિથી વિચાર કરવા બેસું છું. અને ત્યારે મને સમજાય છે કે તકરાર કરનાર બન્ને પક્ષો સાચા છે. વધારે વિચાર કરું છું, ત્યારે લાગે છે કે બન્ને પક્ષો ખોટા છે. એમ વધારે ઊંડો વિચાર કરું છું ત્યારે સમજાય છે કે બન્ને પક્ષો સાચા પણ છે ને જૂઠા પણ છે. કોઈ પણ એક પક્ષ સાચો, બીજો જૂઠો એમ મને કદી પણ લાગતું નથી.

ખરી રીતે જોતાં તદ્દન જૂઠો કે તદ્દન સાચો એવો કોઈ પક્ષ જ નથી. આપણે ત્યાં અનાજ, ઘી, દૂધ, દવાદારુ ને બીજી અનેક વસ્તુઓમાં ભેળસેળ તો હમણાં થવા માંડી છે. પણ છેક પ્રાચીન કાળથી સત્ય ને અસત્યની ભેળસેળ થતી આવી છે. નિર્ભેળ સત્ય કે નિર્ભેળ અસત્ય કદી ટકી શકતાં જ નથી. સોનામાં બીજી ધાતુનો ભેગ કર્યા વિના ઘરેણાં ઘડી શકાતાં નથી, તેવી જ રીતે સત્યમાં અસત્યનો ને અસત્યમાં સત્યનો ભેગ કર્યા વિના વ્યવહારની દુનિયામાં એનાથી ટકી શકાતું નથી. આ નગદ સત્ય છે–અલબત્ત, મારા અનુભવની ભેળસેળવાળું. આ કારણે મારે જ્યારે કોઈ પક્ષકારોની તકરાર વિષે ચુકાદો આપવાનો પ્રસંગ આવે છે ત્યારે બન્ને પક્ષની દલીલોમાં રહેલાં સત્ય તેમ જ અસત્ય તરફ હું લડનારાઓનું ધ્યાન ખેંચું છું. ને 'તમે બન્ને ખરા છો' એમ કહું છું અને 'તમે બન્ને ખોટા છો' એમ કહીને બન્નેને

વિદાય કરું છું પણ આથી મારા સિવાય બીજા કોઈને સંતોષ થતો નથી.

કોઈ પણ નિર્ણય, યોજના-ધારો કે કાયદો બધા પક્ષકારોને સંતોષ ન આપી શકે તે પરથી એ ગેરવાજબી છે એમ કહેવું એ વધારેપડતું છે ભલે, બધા પક્ષોને સંતોષ ન આપી શકાય, પણ અમુક પક્ષને તો સંતોષ થવો જ જોઈએ ને ? બધા જ પક્ષો નારાજ થાય એવી યોજના કે એવો ધારો વાજબી શી રીતે ઠરાવી શકાય એવી શંકા અહીં થવાનો સંભવ છે પણ ખરી રીતે જોતા જેનાથી કોઈને સંતોષ ન થાય તે જ સૌથી વાજબી ને ન્યાયના ધોરણ અનુસાર હોય છે એમ કોઈ પણ વિચાર કરનારને લાગ્યા વિના નહિ રહે

કોઈ પણ કામ અમુક વ્યક્તિ, સંસ્થા કે વર્ગને ખુશ કરવાના ઈરાદાથી કરવામાં આવે છે, ત્યારે તેની પાછળ ન્યાયની દૃષ્ટિ રહેતી નથી એનું કારણ દેખીતું છે એ કામનો એકમાત્ર ઉદ્દેશ અમુક શખ્સ કે સંસ્થાને રાજી કરવાનો હોય છે, એટલે એ જ દૃષ્ટિબિંદુથી એ કામ કરવામાં આવે છે એ જ પ્રમાણે કોઈ કામ એક પક્ષને રાજી કરવાના ને બીજાને નાખુશ કરવાના ઈરાદાથી કરવામાં આવે છે, ત્યારે પણ એમાં દૃષ્ટિબિંદુ, પ્રામાણિકતા કે ન્યાયનું હોતું નથી. એ કામ કરવાનો મુખ્ય હેતુ એક પક્ષને સંતોષીને બીજાની ઇતરાજી મેળવવાનો હોય છે ને એ જ રીતે એ કામ કરવામાં આવે છે એ પ્રકારનાં કાર્યોમાં કોઈ જાતનો સિદ્ધાંત હોતો નથી. એમાં ફક્ત બીજાઓને રાજી કરવાની અથવા અમુક વ્યક્તિ કે વ્યક્તિઓને નાખુશ કરવાની ચાલબાજી જ હોય છે

આમ ડાહ્યા, ન્યાયી ને પ્રામાણિક માણસો વ્યક્તિ કે સંસ્થાનો વિચાર કરતા જ નથી એ વિચાર કરે છે પોતાને જે કામ કરવાનું હોય છે તેનો એ કામ કરવાથી કોને ખોટું લાગશે કે કોને લાભ થશે તે વિષે જો એ વિચાર કરવા રહે, તો એ કામ બગડ્યા વિના રહે નહિ એવી અનેક અનુભવો મળ્યા પછી એમની ખાતરી થઈ હોય છે આ કારણે બીજા કોઈને સંતોષવા કરતાં પોતાની જાતને સંતોષવી એને એ વધારે યોગ્ય લાગે છે અમુક કામ અમુક રીતે કર્યાથી કામ કરનારને જો સંતોષ થતો હોય, તો પછી બીજી લપ્પનછપ્પન કરવાની કંઈ જ જરૂર નથી વચલો માર્ગ એ જ સૌથી સારો માર્ગ છે એમ વિચારકોએ કહ્યું છે તે કંઈ અમસ્તું નથી વચલો માર્ગ કોઈ પણ પક્ષકારોને પસંદ હોતો નથી

સૌને રાજી રાખવા જતાં પેલા બાપ-દીકરાની કેવી ફજેતી થઈ તે આપણે નાનપણમાં શીખી ગયા છીએ બંને પક્ષ રાજી થાય ને તેમને સંતોષ ઊપજે એ, અલબત્ત ઘણું જ ઇષ્ટ છે પણ આપણી દુનિયામાં એ થઈ શકે એમ નથી ખુદ ઈશ્વરથી પણ સૌને સંતોષ આપી શકાતો નથી, તો આપણે કોણ ? બંને પક્ષને સંતોષ આપવો' એ અશક્ય વસ્તુ છે એક પક્ષને સંતોષવો ને બીજાને નારાજ કરવો એ અન્યાયનું કાર્ય છે એટલા માટે બંને પક્ષોને અસંતોષ થાય ને કોઈ પણ એક પક્ષ બીજાને ભોગે રાજી ન થાય એ રીતે કામ કરવું એમાં જ ન્યાયબુદ્ધિ, સદ્વિચાર ને પ્રમાણિકતા રહેલા છે અન્યોને આરાધીને તેમને સંતોષવા એ મૃગજળ પીને તૃપ્તિ મેળવવા સમાન છે સાચો સંતોષ તો એક જ છે-આત્મસંતોષ.

★

# મહેલની ધા

•

શ્રી. દેવજી રા. મોઢા

આ યુગમાં સૌ કોઈ પોતાનાં દુઃખો રડી શકે છે, પોકારી શકે છે અને પ્રજા એને સાંભળે પણ છે. ખેડૂત, મજૂર, કારીગર, સમાજની કોઈ પણ પીડિત વ્યક્તિના પોકાર સર્વત્ર સંભળાય છે.

ગુજરાતના એક જાણીતા કવિએ અહીં એક મહેલને પોતાનું અંતર ઉકેલતો બતાવ્યો છે. શહેરથી દૂરદૂર રહેલા આ મહેલે કેટલા મજૂરોનાં બલિદાન લીધાં હશે! એણે કેટલી કાળી વેઠ કરાવી હશે! દૂર હોવાથી એ સામાન્ય માનવીના ઝાઝા ઉપયોગમાં આવતો નથી. જાતે એ પોતાને 'મહેલ' નહિ પણ 'મસાણ' માને છે, અને એટલે જ એ કડિયા ને કારીગર બોલાવી તાબડતોબ ઈંટેઈંટ પાડી નાખવા જણાવે છે. નવી ચાલ રચવાનું કહે છે. જેથી બહાર હાડમારી ભોગવતો મજૂર એમાં રહી શકે. એ કહે છે કે મારી આસપાસ નકામી પડી રહેલી ધરતી ખેડૂતને આપી દો, કે એમાં એ અનાજ ઉગાડે. ટોચે વસતા કાગડાઓને બદલે કોયલોને આવવા દો. મસાણ મટાડી, મારો નંદનબાગ બનાવો. આવડા મોટા મહેલમાં માત્ર બે જ જણના 'નાચ'ને બદલે ગરીબના મુક્ત હાસ્યથી મને ગુંજવા દો!

આ ધા, આ પોકાર, જેટલો મહેલનો છે તેટલો જ અંદર વસતા લક્ષ્મીનંદનોનો હોવો જોઈએ. પણ એ દિવસ ક્યારે આવશે?

મારામાં હજાર ઝાઝા ઓરડા,
એમાં ઇંદ્રનો વૈભવ–ઠાઠ;
મારે સાત તો મોટા મોટા મજલા,
ઊંચા આભથી ભીડતા બાથ;
ત્યારે મારે હૂતા ને હૂતીનો સાથ!

ઓરડે ઓરડે છત્રી–પલંગો,
ભીંતે ભીંતે કબાટના કાચ;
છતથી લળકે હાંડી ને ઝુમ્મરો,
બીજું યે લખલૂટ રાચ;
એમાં કરે હૂતો ને હૂતી–બે નાચ!

બાંધ્યો મને ત્યારે શિલ્પી તેડાવ્યા,
દૂર વિદેશથી ઠેઠ;
મોલ સુકાવીને ખેડુ મંગાવ્યા,
એની પાસ કરાવવા વેઠ;
થોડા મેં દાબી દીધા મારી હેઠ!

શહેરથી દૂર મારું બેસણું, ઊંચી
ડુંગરની ધારે ખાસ;
રડ્યુંખડ્યું કોઈ એકાદું માનવી,
ક્યારેક આવતું પાસ;
હું તો નાખતો ઊંડા નિશ્વાસ!

લોકો મને 'મહેલ' નામે પિછાને,
હું માનતો મને 'મસાણ';
એમાં રહેનારાનું મરી પરવાર્યું છે,
જીવતે જીવન રસાણ,
વાયુ રોજ કાઢે એની કાણ!
આવો ઓ કડિયા ને આવો કારીગર,
કરો મા આજની કાલ,
મારી ઈંટેઈંટ આજ પોકારે
મને પાડી નાખો તતકાલ,
ચણોને કાટમાંથી નવી ચાલ!
એમાં રહેવા મજદૂરને નિમંત્રો,
મળે સૂણવા કાંઈ બોલાશ,
વળી મળે મને માણવા એના
નિર્દોષ, મુક્ત સુહાસ,
જાણવા આશા અને અભિલાષ!
મારી ચોમેર વીંટાણી ધરાને,
છોડી દો આજ ને આજ,
આપી દો એને કો ગરીબ ,કિસાનોને,
સાથે આપી દો ખેતીના સાજ,
જેથી ઉગાડે માંહી અનાજ!
મસાણ મટાડીને મને કોઈ બનાવો,
હસતો નંદનબાગ,
મારી ટોચે 'કરા' 'કરા' કરી રહ્યા,
હવે કોઈ ઉડાડોને કાગ,
ત્યાં વહેવો કોયલના રાગ!
મારી કકળતી આંતરડીને હવે,
કોઈકે ચ વાળો કરાર,
આવો કો બેલી, ઝટ મારો કરો
આ અવગત્યમાંથી ઉદ્ધાર,
મને કોઈ લાવો નવે અવતાર!

પણ વિશેષ દુઃખનું કારણ તો આપણી પ્રજામાં ઘર કરી બેઠેલું આળસ છે. આપણા દેશની આવી દયાજનક સ્થિતિ કેમ ? એનો વિચાર કરો. એના મૂળમાં તો ખરેખર આળસ જ રહેલું છે. પ્રજાને દરિદ્રતા સાલતી હોય, તો પ્રજા પરિશ્રમ કરી તેને દૂર કરવા મથે. પણ આજે તો આળસના થર એટલા જામી ગયા છે, કે જ્યાં ગરીબાઈ ને દુઃખ વધારે ત્યાંજ આળસ પણ વિશેષ નજરે પડે છે. આ આળસ દૂર થાય, તોજ દરિદ્રતા જાય અને પ્રજા ફરી જીવતી જાગતી થાય. આ આળસ દૂર કરવાનો સાચો ઇલાજ તો એ જ છે કે ગામડાની પ્રજાથી સહેલાઈથી થઈ શકે અને એને અનુકૂળ આવે એવું કામ બતાવવું, અને તેમાં એને પ્રવૃત્ત કરવી. એમ કરીએ તો એના શરીરનું અને સાથે મનનું આળસ પણ દૂર થશે. પ્રજા ઉદ્યમી થશે તો દરિદ્રતા જશે, એટલુંજ નહિ પણ જે શક્તિની ઝંખના કરીએ છીએ તે પણ સહેજે વિકાસ પામશે.'

શક્તિની વાત આવી એટલે એમની આંખોમાં કાંઈ જુદો જ ભાવ આવ્યો, વાણીનો વેગ વધ્યો અને આ વિચાર-ફોડ પાડી વધુ સમજાવવા લાગ્યા:

'આ પ્રવૃત્તિની મહત્તા હજી સમજાતી નથી એ મહાદુઃખની વાત છે. એની પાછળ કેટલી શક્યતા–કેટલી શક્તિ રહેલી છે તેનો કોઈ વિચાર કરે છે? લાખો માણસો નિયમિત અને વ્યવસ્થિત રીતે કાંતતા થાય એટલે શું? આટલા માણસો સમજપૂર્વક ને સારી રીતે પીંજવા-કાંતવાનું શીખતા હોય, એ માટે ઉત્તમ કામ આપી શકે એવાં સાધનો તૈયાર કરાવી વાપરી શકતા હોય, જે ઢગલાબંધ સૂતર તૈયાર થાય તે સારી રીતે વણાય ને ઉપયોગમાં આવે, એવો પ્રબંધ કરી શકતા હોય; આવી રચનાત્મક પ્રવૃત્તિ ગામેગામ જોસભેર ચાલતી હોય, તો પ્રજાની શક્તિનો કેટલો બધો વિકાસ થાય? હકીકતે આવી પ્રવૃત્તિ તો તો જ ચાલી શકે, જો ભાવનાવાળા, ચારિત્રવાન ને કુશળ કાર્યકર્તાઓ હજારોની સંખ્યામાં ગામડે ગામડે બેસી ગયા હોય, અને પ્રજા સાથે ગાઢ સંપર્ક સાધી એમને બધી રીતે યોગ્ય દોરવણી ને તાલીમ આપી રહ્યા હોય. આ દેશ કંઈ શહેરોનો બનેલો નથી. આ દેશની પ્રજા તો દેશનાં છ લાખ ગામડાંઓમાં વસેલી છે, અને એ ગામડાંઓમાં આવા કાર્યકર્તાઓ પ્રસરી ગયા હોય, તો દેશની શક્તિ કેટલી વધી જાય તેનું માપ કોણ કાઢી શકે? હકીકતે તો આવી સંગઠન શક્તિ એ જ સ્વરાજ્યનો પાયો છે! એમાં જ સ્વરાજ્યની ચાવી રહેલી છે. જે કાર્યકર્તાઓ આ કામને અંગે ગામડાંમાં પથરાઈ ગયા હશે, તે લોકોમાં ઓતપ્રોત થઈ જશે અને એથી ગામડાંની પ્રજાને સહેજે અનેક મહત્ત્વની બાબતનું શિક્ષણ મળતું થઈ જશે અને એ રીતે દેશની સિકલ જ ફરી જશે. લાખોની સંખ્યામાં ગામડાંમાં રહેતી પ્રજા જાગ્રત થાય અને સંગઠિત થઈ સ્વરાજ્યની લડતમાં સમજપૂર્વક ભાગ લેતી થાય, તો ગમે તેવી બળવાન સલ્તનત હોય તો તે પણ એની સામે ટકી શકે નહિ, એથી તો હું કહ્યા કરું છું કે: 'સૂતરને તાંતણે સ્વરાજ્ય છે.'

આ જ વિચારપ્રવાહ આગળ ચલાવતાં તેઓ કહેવા લાગ્યા: 'આપણે પરદેશી ધૂંસરીમાંથી મુક્ત થવું છે, પણ એ તંત્ર કેવી રીતે દૂર થઈ શકે? આવા મોટા દેશ પર આ નાનકડી પ્રજા હકૂમત કરતી

થઈ છે તેનું કારણ તો તપાસો ! એ લોકોની સંખ્યા તો પ્રમાણમાં બહુ નાની છે, પણ એ પ્રજા કેવી ઉદ્યમી છે, કેવી કુશળ છે અને એની તપશ્ચર્યા પણ કેવી સારે છે? એમની તપશ્ચર્યા એ જ એમની સત્તાનું મૂળ છે '

બ્રિટિશ પ્રજાની તપશ્ચર્યાની વાતથી રાવણની તપશ્ચર્યાનું સ્મરણ થયું એટલે એ દૃષ્ટાંત આપતાં કહેવા લાગ્યા

'રામાયણની કથા લો એમાંથી પણ એ જ પાઠ મળે છે રાવણ રાક્ષસ હતો પણ શું એનો ઉદ્યમ ! શું એની કુશળતા ! એની લંકા સોનાની ગણાતી એનો ત્યાગ કેવો? એની તપશ્ચર્યા પણ કેવી અદ્ભુત ! શિવજીને પ્રસન્ન કરવા નવ માથાં કાપી આપ્યા ને દસમું યે આપવા તૈયાર થયો ત્યારે શિવજી પ્રસન્ન થયા એ રાક્ષસે ત્રણેય લોક જીતી લીધા દેવતાઓને હરાવી એમનું રાજ્ય પણ લઈ લીધું. દેવતાઓની વૃત્તિ સારી પણ સંપત્તિને લઈને એશઆરામમાં પડેલા, એટલે રાવણના પ્રભાવ સામે ક્યાંથી ટકી શકે? એવા એ રાવણ અને એના દીકરા ઇંદ્રજિતનો પણ નાશ થયો પણ તે કોને હાથે? દેવતાઓને હાથે નહિ પણ રામ-લક્ષ્મણને હાથે રામ લક્ષ્મણ મનુષ્યો હતા પણ એમની તપશ્ચર્યાનો પ્રભાવ રાવણ-ઇંદ્રજિતની તપશ્ચર્યા કરતા યે અનેકગણો વધારે પિતાનું વચન પૂર્ણ કરવા રામે સ્વેચ્છાથી વનવાસ સ્વીકાર્યો ઇંદ્રજિત કોઈથી ન મરે એને લક્ષ્મણે માર્યો. એ લક્ષ્મણે ચૌદ વર્ષ નિદ્રાને જીતી, રામ-સીતાની સેવા કરી તપશ્ચર્યાનો પ્રભાવ જ એવો છે એ સાચું સ્વરાજ મેળવવું હોય, તો પ્રજાએ તપસ્વી થવું રહ્યું. તપ વગર સિદ્ધિ ક્યાંથી? વળી હું જે કાર્યક્રમ બતાવું છું, એમાં કાંઈ એવા ભારે ત્યાગની કે તપની વાત પણ નથી, એમાં તો કેવળ થોડા સમજપૂર્વકના પરિશ્રમની વાત છે એ ધ્યેયને પહોંચવું હોય, તો એટલો પરિશ્રમ કરવાનું તો પ્રજાએ સ્વીકારી લેવું ઘટે અને એમને એ માર્ગે વાળવા આપણે પ્રયાસ કરવા રહ્યા '

ગાંધીજીના અંતરમાંથી નીકળી પડેલા ઉદ્ગારોની કેવી અસર થઈ હશે, તેની તો વાચક કલ્પના કરી લેશે એ જમાનો તીવ્ર રાજકીય આંદોલનનો હતો. રચનાત્મક કામનું સ્થાન પ્રમાણમાં કંઈક ગૌણ હતું, એની મહત્તા એ વખતે પૂરી સમજાતી પણ નહોતી એ પરિસ્થિતિમાં ગાંધીજીના આ ઉદ્ગારો રહસ્યપૂર્ણ અને હૃદયમાં ઊતરી જાય એવા હતા. એ પ્રસંગ આજે આંખ આગળ તરી આવે છે, એમના એ શબ્દો કાન આગળ આથડ્યા કરે છે આજે તો દેશની સ્થિતિ પલટાઈ ગયેલી છે પરદેશી તંત્ર ગયું ને તેને સ્થાને રાષ્ટ્રિય તંત્ર સ્થપાયું છે, છતાં રચનાત્મક કામની આવશ્યકતા, તેની મહત્તા જરા યે ઓછી થઈ નથી, બલકે વધી છે રચનાત્મક કામ વગર સાચા સ્વરાજથી દૂર જ છીએ એવી પ્રતીતિ પ્રજાને તીવ્રપણે થતી પણ જણાય છે. એમાં પૂ બાપુના અવસાનના આઘાતથી પ્રજાનું મન એમણે આપેલા આદર્શ તરફ વળ્યું છે, એ પરિસ્થિતિમાં પ્રજા આ રચનાત્મક કામ ઉત્સાહભેર ઉપાડી લે, તો જે પ્રકારના સ્વરાજ માટે ગાંધીજીનો આત્મા ઝંખતો હતો તેની પ્રાપ્તિનો માર્ગ કેટલો સરળ થાય !

★

# પુણ્યપ્રસંગો

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

આ લેખના લેખકથી 'અખંડ આનંદ'ના વાચકો પરિચિત છે. એમણે પોતાની લાક્ષણિક શૈલિમાં પૂજ્ય બાપુ સાથેના પુણ્યપ્રસંગો આલેખ્યા છે અને સાથેસાથ પૂજ્ય બાપુના જીવનની મહત્તા પણ ગાઈ છે. આ પુણ્યપ્રસંગો આપણામાં પવિત્ર ભાવના અને કર્મયોગ પ્રગટાવો.

કોચરબ–પાલડી, એ અમદાવાદની પશ્ચિમે આવેલાં પરાં છે. સિદ્ધરાજના પિતા કરણે બંધાવેલી કરણાવતી ત્યાં હતી. અને સામે કિનારે આશાપલ્લી અથવા આશાભીલે સ્થાપેલું આશાવલ ઇ. સ.ના ૧૫મા સૈકામાં સારી સ્થિતિમાં હતું. બાદશાહી વખતે કોઈ સાંઈએ કોચરબ–પાલડીની સ્તુતિ કરી હતી તે પ્રસિદ્ધ છે: 'અહમદાબાદ તો અમદાબાદડી ઔર બડા શહેર તો કોચરબ–પાલડી.'

ગાંધીજીએ ૧૯૧૫થી ૧૯૧૬–૧૭નાં દોઢ પોણાં બે વર્ષ, સ્વ. બેરિસ્ટર જીવણલાલ દેસાઈના કોચરબને બંગલે સત્યાગ્રહ આશ્રમ સ્થાપીને કાઢ્યાં હતાં. પછી ૧૯૨૦ની હકીમ અજમલખાનના પ્રમુખપદે મળેલી કોંગ્રેસ પણ ત્યાં જ મળી હતી અને ત્યાંનાં ખેતરોમાં ખાદીનગર એ કોંગ્રેસ દરમિયાન સ્થપાયેલું. ત્યાં પ્રીતમનગર, જૈન, બ્રાહ્મણ અને બ્રહ્મક્ષત્રિયનગર નામની સોસાયટીઓ સ્થપાઈ છે અને સાંઈનું વચન સિદ્ધ થયું છે.

ગાંધીજી તે વખતે મહાત્મા નો'તા થયા. એમને પુષ્કળ વખત મળતો. ત્યારે મેં એમની સાથે સાહિત્ય, કળા, રાજ્યકારણ, ધર્મ, ઉદ્યોગહુન્નર, કેળવણી, સમાજસુધારો તથા આરોગ્ય વિષે પુષ્કળ વાતો કરેલી છે. અત્રે સ્વચ્છતા અને આરોગ્ય વિષે એમણે જે કંઈ કહ્યું, કર્યું અને કરાવ્યું તે સંબંધે હું લખીશ. જીવનની મારી એ ધન્ય ઘડી હતી. મને સંતોષ એટલો થાય છે કે સ્વદેશકલ્યાણના આટલા બધા વિષયો મહાત્માજીના શ્રીમુખે સાંભળવા હું ભાગ્યશાળી થયો હતો.

'તમે અમારા કેપ્ટન થાવ અને આ ગંદા અમદાવાદ શહેરની પોળો આપણે સાફ કરીએ.'

'પોળો તો ખરેખર ગંદી છે, પણ એ સાફ આપણાથી કેવી રીતે થાય? શહેર બહુ મોટું છે. ટોપલા ભરીને આપણે માનો કે કચરો કાઢીએ, તોપણ એ નાખવા જતાંઆવતાં સવારનો બધો વખત પસાર થઈ જાય, તો યે એકાદ પોળ પણ પૂરી સાફ થાય નહીં. વળી લોકોની ટેવો પણ એવી છે કે એ કચરો સાફ કરીએ કે તરત બીજો એટલો જ કચરો તેઓ નાખે. મ્યુનિસિપાલિટી પણ સફાઈકામમાં પહોંચી શકતી નથી. અને આપનો કેપ્ટન થનાર હું કોણ? કેપ્ટન તો આપ જ થાવ. હું એક સ્વયંસેવક થવા તૈયાર છું' મેં કહ્યું.

ગાંધીજી: 'એ કામ મને ગમે. દક્ષિણ આફ્રિકામાં હિંદી લત્તામાં પ્લેગ આવ્યો હતો. અમે એ કેસને એક અલગ ડહેલામાં ખસેડ્યો. જે ઘરમાં પ્લેગ થયો હતો તે ઘર ખાળી મૂક્યું. એક નર્સને એની સેવામાં મૂકી. એ કેસ અને નર્સ તો પ્લેગથી ગયાં, પણ સ્વચ્છતા અને જંતુનાશક દવાઓથી એ ઘરો અને લત્તાઓ અમે એવાં સાફ કર્યાં કે પ્લેગ ત્યાં રહેવાની બો ભૂલી ગયો. પણ મને લાગે છે કે અમદાવાદ મ્યુનિસિપાલિટીનો હું મેમ્બર થાઉં અને એકલે

હાથે જે સફાઈકામ અશક્ય લાગે છે તે કચરાપટ્ટીમાં જઈને કરીએ'

મે કહ્યુ 'સાહેબ' એ વાત જવા દો. 'મ્યુનિસિપાલિટીમા તો કદી ના જવુ' એમ મે ડાયરીમા લખી રાખ્યું છે કારણ રમણભાઈ નીલકંઠ સાહિત્યની સેવા મૂકીને મ્યુનિસિપાલિટીમા ગયા તેથી સાહિત્યને નુકસાન થયુ અને મ્યુનિસિપાલિટી દ્વારા કંઈ ખાસ સેવા એમનાથી થઈ શકી નથી. અમે એમના ઉપર એક દિવસ એ ગુના માટે મશ્કરીમા કેસ ચલાવવા માડચો, ત્યારે પોતે નિખાલસ દિલે કબૂલ કર્યું હતુ કે 'હુ એ ગુનો કબૂલ કરુ છું'

મ્યુનિસિપાલિટી તો માનો કે મોટો ઉકરડો છે એ ઉકરડા પર આપ ચડીને ઊભા રહેશો કે તરત અંદર ડૂબી જશો અને પછી આપણા સ્વરાજ્યનુ શુ થશે?'

ગાંધીજી 'હું હાથમાં ઝાડુ લઈશ' ટોપલો માથે મૂકીને જાતે કચરો કાઢીશ અને બીજા ખુરશી શોભાવનાર સભ્યોને પદાર્થપાઠ આપીશ કે 'મેમ્બરો' કેમ થવાય છે એક અમદાવાદ શહેરની સફાઈ કરીને એ દ્વારા આખા હિંદુસ્તાનની સેવા કરીશ અને સ્વરાજ્ય પણ એ રીતે બે ડગલા પાસે આવશે'

હું અવાચક થયો, પણ મનમા નક્કી હતુ કે એ વાતમાં કાંઈ સાર નથી!

બીજે દિવસે ગાંધીજીએ કચરાપટ્ટીની વાત ફરી કાઢી એ કહે, 'નવા ઇલેક્શન પહેલાં મારી ઉમેદવારી નોંધાવી આવજો'

પછી તો મારે મ્યુનિસિપાલિટીમાં જવુ પડ્યુ. તપાસ કરી તો માલૂમ પડ્યુ કે એમનુ તો વોટરના લીસ્ટમા જ નામ નહોતુ મને નિરાંત થઈ મે ઠેઠ પેટ પ્રાર્થના વખતે કહ્યુ 'આપ મેમ્બર નહિ થઈ શકો વોટર ના હોય તે ઉમેદવારી જ ન કરી શકે.'

ગાંધીજી 'હું બેરિસ્ટર છુ અરજી કરીને મારુ નામ વોટરના લીસ્ટમા—મતદારપત્રકમા લખાવી આવો'

મે કહ્યુ 'આપ બેરિસ્ટર મટી ગયા છો'

ગાંધીજી 'કામ નથી કરતો એ ખરું પણ હજી કાયદેસર તો હુ બેરિસ્ટર છુ. તમારે દવાખાને એક પાટિયું મારો 'મોહનદાસ કરમચંદ ગાંધી, બેરિસ્ટર એટ-લૉ' પછી મારું નામ હક્કસર મ્યુનિસિપાલિટીવાળાને નોંધવુ જ પડશે'

એમની આટલી બધી મક્કમતા હશે એની મને ખાતરી ન હતી છતાં મતદારોનાં નવાં લિસ્ટ તૈયાર થતાં હતા એમા સર રમણભાઇને રૂબરૂ કહીને મે એમનુ નામ દાખલ કરાવ્યુ. પ્રાર્થના વખતે મે એ વધામણી તો ગાંધીજી આગળ ખાધી, પણ ગાંધીજી પોતે અંત કરણ-પૂર્વક મ્યુનિસિપાલિટીમાં જ ડૂબી જાય એ જોવા હુ ખુશી નહોતો એ તો ઇલેક્શનના દિવસોની રાહ જોતા હતા, પણ હુ ભગવાનની પ્રાર્થના કર્યા કરતો હતો કે 'હે ભગવાન! તું ગાંધીજીને મ્યુનિસિપાલિટીમા ના મોકલીશ નહી તો અમારા સ્વરાજ્યનુ શુ થશે?'

છેવટે ભગવાને, મારી પ્રાર્થના સાંભળી, અને ખેડા-સત્યાગ્રહ ચાલવાથી અમે બધા ત્યાં ગયા અને ઇલેક્શન થઈ ગયા

ખેડા—સત્યાગ્રહ અને ચંપારણ્યના વિજયથી તથા અમદાવાદના મજૂરોના હક્ક મીલમાલિકો પાસે મહાત્માજીએ સ્વીકારાવ્યા તેથી અમારા મનમા ગાંધીજી માટે ખૂબ ભક્તિભાવ થયો હતો અને ખેડા પછી ગાંધીજીને 'મહાત્મા ગાંધી'નો ઇલકાબ લોકોએ પણ આપ્યો હતો

વલ્લભભાઈને સરદારનો ખિતાબ બારડોલી પછી મળ્યો, પણ તે દરમિયાન

મહાત્માજીએ એમની પરીક્ષા તો કરી લીધી હતી. એક સન્માનસમારંભમાં મહાત્માજી વલ્લભભાઈ વિષે બોલ્યા હતા : 'પહેલાં મેં એમને જોયા ત્યારે મને લાગેલું કે આ અક્કડ પુરુષ કોણ હશે? પણ પછી તો એમની વીરતાનો મને પરિચય થયો.' બીજી વખતે મહાત્માજીએ કહ્યું હતું: 'સરકાર એમને પકડી ગઈ ત્યારે મને લાગ્યું કે મારી પાંખ કપાઈ ગઈ છે!'

એ વલ્લભભાઈએ અમદાવાદ મ્યુનિસિપાલિટી સર કરી. પ્રજા સ્વરાજ્ય માટે લાયક છે એ સિદ્ધ કરવા પક્ષ બાંધીને અમને બધાંને સાથે લીધા. મારી ડાયરીની પ્રતિજ્ઞા સંજોગો બદલાયા છે એમ કહીને એમણે તોડાવી.

મહાસભા મ્યુનિસિપલ પક્ષે પહેલો જ ઠરાવ કર્યો કે મહાત્મા ગાંધીજીને સમસ્ત શહેર તરફથી મ્યુનિસિપાલિટીમાં એક માનપત્ર આપવું, અત્યાર સુધીમાં ગવર્નરો કે વાઈસરૉયનેજ આવાં માનપત્રો અપાતાં હતાં, તે પરંપરા અમે તોડી.

માનપત્ર અપાયું. ત્યારે હું અગત્યને કામે બહારગામ ગયો હતો. તે પહેલાં મહાત્માજીના કહેવાથી અમદાવાદની ગંદી પોળો વિષે મેં 'નવજીવન'માં લેખમાળા શરૂ કરી હતી.

ગાંધીજીએ તો માનપત્રના જવાબમાં અમે કરેલી શહેરસફાઈની વાતોનો જ ઉલ્લેખ કર્યો અને છેવટે કહ્યું કે 'હવે જ્યારે મારો ભાઈ ડૉ. હરિપ્રસાદ મ્યુનિસિપાલિટીમાં આવ્યો છે, ત્યારે હું આશા રાખું છું કે આ શહેર સાફ થશે.'

બીજે દિવસે આ વાત મેં જાણી ને તરત જ વલ્લભભાઈ પાસે જઈને મેં અવેતન (પગારવગરના) મુકાદમનું કામ માગી લીધું.

મહાત્માજી જેવાએ સોંપેલું કામ ઉપરચોટિયું થાય જ કેમ? રોજ બે વાગ્યાથી રાતના આઠ સુધી 'આદર્શ સફાઈ' મેં કરાવી. ઘેરઘેર સફાઈ કરાવ્યા પછી એના ફાયદા વિષે વાતો કહી, રાત્રે જિલ્લેજિલ્લે સભાઓ કરી અને સરદાર વલ્લભભાઈ પણ એ સભાઓમાં આવવા લાગ્યા. ૧૫૦૦ પોળો ત્યારપછી તો મેં સાત વાર સાફ કરાવી છે. ધૂળ કાઢી પથ્થરો અને ડામરની સડકો તે પછી મ્યુનિસિપાલિટીએ કરી. છીંડીઓમાં પથ્થરો જડાવ્યા, પંચનાં જાજરૂ તોડી પાડ્યાં, રમતગમતનાં મેદાનો અને બગીચા કર્યાં. જહાંગીર બાદશાહનું ૩૦૦ વર્ષનું મેણું હતું કે આ તો અહમદાબાદ નથી, પણ ગરદાબાદ એટલે ધૂળાબાદ છે, તે મેણું અમે ફોક કરાવ્યું. એકેએક પોળમાંથી બબ્બે ટન (એટલે ૭૨૬ મણ) કચરો સરેરાશ નીકળતો હતો. ખાળો, જાજરૂ, પોળોનાં બારણાં પાછળના ભાગ અને કૂવા પાસે પુષ્કળ ફીનાઈલ છંટાતાં મચ્છરો, માખીઓ, ઉંદર, વીંછી, કાન ખજૂરા વગેરેનો નાશ થતો અને સાપ સુદ્ધાં પકડાતા. ઢોરો માટે દરેક પોળમાં બબ્બે ચચ્ચાર ચાટો રહેતી. એને ખસેડીએ ત્યારે ગંધાતા એંઠવાડ અને બદબદતા કીડા નીકળતા.

ફાટેલી ગોદડીઓ, મેલાં ચીંથરાં, કાણી ડોલો, ફૂટેલી શીશીઓ, બુઠ્ઠા ખીલા અને તૂટેલાં ખાસડાંનું પ્રદર્શન અમે કરતા અને મોટા મોટા નગરજનો અને સન્નારીઓનાં નામ સાથે એમનાં ઘર અને પોળોમાંથી કેટકેટલી સોગાદો નીકળી તેનું વિગતવાર વર્ણન હું મહાત્માજી પર મોકલતો, જે પોતે 'નવજીવન'માં છાપતા.

સ્વ. મહાદેવભાઈ પાસે આ લેખોનું અંગ્રેજીમાં ભાષાંતર પણ મહાત્માજી કરાવતા અને તે મીસ મેયોએ પણ વાંચ્યું અને

આપણી નાલાયકીના પુરાવા માટે એણે યુરોપ-અમેરિકાનાં છાપાંમાં પ્રસિદ્ધ કર્યું. મહાત્માજીએ એને ગટર મુકાદમ કહી અને અમારા કામથી તો પોતે બહુ જ ખુશ થયા સાબરમતી અને વર્ધાની તથા સેવાગ્રામની સફાઈ વિષે અવલોકન કરવાનું અને રિપોર્ટ કરવાનું કામ પણ એમણે મને સોંપ્યું હતું તે મેં પૂર્ણ કર્તવ્યનિષ્ઠાથી કર્યું હતું

મારો છેલ્લો પત્ર, જે કમનસીબે જવાબ મેળવવા સર્જાયો નહોતો તેમાં લખ્યું હતું કે

પરમપૂજ્ય મહાત્માજી!

મેં આપને ઉપવાસ દરમિયાન કે પછીથી પત્ર લખીને હેરાન નથી કર્યા

બીજા પણ અનેક અગત્યના સંજોગોએ હું મન મારીને, યથાશક્તિ માર્ગ કાઢું છું પણ આપને તસ્દી નથી આપતો

પરંતુ આજે પત્ર લખવાનું કર્તવ્ય પ્રાપ્ત થાય છે.

આપ સેવાગ્રામ આરામ માટે જવાના છો એ યોજના મને ગમી, તો હવે આપે અમદાવાદ-સાબરમતી આવવું જોઈએ ગમે તો ૧૦ દિવસ માટે હક્ક તો ૧૫ દિવસનો થાય છે

અમારી ૧૫મી ઓગસ્ટની માગણી ઊભી છે સ્વરાજ્ય પછી-આપે સ્વરાજ્ય લઈને આવવાનું વચન આપેલું છે, દાંડી-કૂચ વખતે

અમે-(અમદાવાદ અને ગુજરાતમાં) હવે હિંદુમુસલમાન ઐક્ય સિદ્ધ કર્યું છે ચોમેરે આરોગ્યસમિતિઓ સ્થાપી છે

ખેડૂતો, મજૂરો, વેપારીઓ, દેશીરાજ્યો, વધારે સ્વદેશભક્ત થતાં જાય છે

વિદ્યાર્થીઓ, રાષ્ટ્રધર્મ સમજવા લાગ્યા છે અને સક્રિય બનતા જાય છે ડાકોરે હરિજનો માટે દ્વાર ઉઘાડ્યાં છે

આપ પોતે જ કહો છો કે 'હું બહુ લોભી' છું.' તો હવે એ લોભને તૃપ્ત કરીએ એવું અમદાવાદે અને ગુજરાતે કંઈ કર્યું છે એમ આપ માનશો.

ભગવાન-પ્રજાઓના ઇતિહાસના સૂત્રધાર-ની કૃપાને આપે બહુ ખેંચવી યોગ્ય નથી

ગઈ ધારાસભા વખતે પૂના ગયો હતો, ત્યારે બા અને મહાદેવને પ્રદક્ષિણા કરીને બબ્બે આંસુ આપી આવ્યો છું.

આપને તો રોજ સંભારું છું. આપની કૃપાનો અધિકારી થવા પ્રયત્નશીલ છું

| | |
|---|---|
| તા ૨૫-૧-'૪૮<br>પ્રીતમનગર,<br>અમદાવાદ | લિ સેવક<br>હરિપ્રસાદના દંડવત્<br>પ્રણામ |

ઉપર જે 'ભગવાનની કૃપાને બહુ ખેંચવી યોગ્ય નથી' એમ લખ્યું છે તે પહેલાંના એક તાર અને પત્રમાં પણ એક ઉપવાસ વખતે મેં લખેલું તેના અનુસંધાનમાં છે.

મહાન જર્મન કવિ શિલરનું એક કાવ્ય છે, તેના મથાળાની 'ભગવાનની કૃપાને બહુ ખેંચવી યોગ્ય નથી' એ લીટીઓ છે

મેં નરહરિભાઈ સાથે પણ એ મહાત્માજીને કહાવ્યું હતું કાવ્યનો વિષય પણ મોકલેલો એમાં એક ઉદ્ધત શાહજાદીની વાત છે એ એપોલો બંદર જેવા કોઈ દરિયાકિનારે હવા ખાવા ગઈ હતી સાથે સાહેલીઓ હતી બંદર પર એક હોશિયાર છોકરો-ઉત્તમ તારો ફરતો હતો. તે દરિયાના ઊંડા પાણીમાં ગમે તે ચીજ નાખો તે ડૂબકી મારીને લાવી આપતો પછી જે બક્ષિસ આપો તે લેતો શાહજાદી પાસે એવું કંઈક વસ્તુ દરિયામાં

નાખવાની માગણી કરી. શાહજાદીએ કિંમતી એરિંગ ફેંક્યું. છોકરો થોડીવારમાં ડૂબકી મારીને લઈ આવ્યો અને સૌના આશ્ચર્યનો પાર રહ્યો નહિ; કારણ કે પાણી તે વખતે ખૂબ ઊંચે સુધી ઊછળતાં હતાં અને તે જગ્યાએ પાણી પણ ચારપાંચ માથોડું હતાં.

આટલેથી શાહજાદીએ સંતોષ માનવો જોઈતો હતો, પણ એણે તો પાછી સોનાની બંગડી ફેંકી. ફરી પેલો તારો બંગડી લેવા ઊછળતા સાગરના ઊંડા પાણીમાં પડ્યો અને ડૂબી ગયો.

મહાત્માજીએ જવાબમાં કહાવ્યું હતું કે 'હું એવી કૃપા બહુ ખેંચતો હોત, તો ક્યારનો યે મરી ગયો હોત....'

એ દિવસના ઉપવાસમાંથી એ બચ્યા, દિલ્હીના છેલ્લા ઉપવાસમાંથી પણ એ નિર્વિઘ્ને પાર ઊતર્યા; ત્યારે મને લાગ્યું કે પોતે વ્યવહારુ આદર્શવાદી છે ખરા. પણ આ દુઃખદ મૃત્યુ પછી પાછું મને લાગ્યા કરે છે કે એમણે ભગવાનની કૃપાને બહુ ખેંચી.

☆

ઓરિસ્સાના બાલગઢ સ્ટેશને ગાંધીજી દીનબંધુ ઍન્ડ્રૂઝ સાથે ગાડીની રાહ જોતા હતા. એ વખતે એક ડોસો આવ્યો.

કેડમાંથી અર્ધો વળી ગયેલો, ગંદી લંગોટી પહેરેલો, ડરતોડરતો સામે આવ્યો. ભોંય પરથી તરણું લઈને એણે મોંમાં મૂક્યું અને લાકડીની જેમ સામે પડીને પ્રણામ કર્યા. પછી ઊઠયો, હાથ જોડ્યા. વાંકો વળીને નમ્યો. મોંમાંથી તરણું કાઢીને વાળમાં ખોસ્યું.

'તમે કોણ છો? ક્યાંથી આવો છો?'

'બાપજી, હું હરિજન છું. ત્રણ ગાઉ છેટેના ગામથી આવું છું. અહીં ભારો વેચવા આવેલો ત્યાં ખબર મળ્યા એટલે આપનાં દર્શને આવ્યો.'

'પણ તમે મોંમાં તરણું શા માટે લીધું?'

'આપને એટલું માન આપવું જોઈએ ને, બાપજી!'

ગાંધીજીએ શરમથી નીચે જોયું. થોડીવારે ઊંચે જોઈને પૂછ્યું: 'ઠીક, મારે માટે કંઈ ભેટ લાવ્યા છો?'

'હોવે બાપજી,' કહેતો ડોસો કેડેથી પૈસો કાઢવા લાગ્યો. ગાંધીજી વચ્ચે જ બોલી ઊઠ્યા: 'મારે પૈસો નથી જોઈતો, હું તો તમારી પાસેથી બીજી વધારે સારી ચીજની ભેટ માગું છું.'

એક મેલી લંગોટી અને એવો જ માથે બાંધેલો લીરો—એ સિવાય બીજી કશી મિલકત જેની પાસે ન હતી, એવા એ ડોસાની આંખ નવા તેજથી ચમકી ઊઠી. ગાંધીજી જેવા પુરુષને આપવા પોતાની પાસે બીજી કોઈ સારી ચીજ છે એ વિચારે એનામાં નવું ચેતન આવ્યું અને એ આનંદથી બોલી ઊઠ્યો: 'જે માગશો તે આપીશ.'

'એક નહીં, ત્રણ ચીજ માગું છું.'

'માગો બાપજી!' ડોસાનું મોં હસુંહસું થઈ રહ્યું. બાપુ ગંભીરપણે બોલ્યા: 'પહેલું, કોઈની પાસે મોંમાં તરણું ન લેવું; બીજું, દારૂ ન પીવો અને ત્રીજું, પરમાટી ન ખાવી.'

'જાઓ, આજથી ત્રણે ચીજો હરામ છે,' કહીને ડોસાએ ગાંધીજીને પગે હાથ અડાડ્યો.

ડોસાનો ચહેરો આનંદથી ખીલી ઊઠ્યો.

પાસે બેઠેલા દીનબંધુનું હૃદય બોલી ઊઠ્યું: 'બે હજાર વર્ષ પહેલાં ભગવાન ઈશુ આવી રીતે જ પાપીને પુણ્યશાળી બનાવતા હશે!'

—રામનારાયણ ના. પાઠક

# જૂનું એંજિન

•

શ્રી. ઈશ્વર પેટલીકર

અનાજની માપબંધી હતી, ત્યારે એના કાયદા-કાનૂનો નહિ જાણનાર વીરમ ડોસા સમા એક નહિ, અગણિત ભલાભોળા ગ્રામજનોને સરકારી અમલદારોએ જાળમાં સપડાવ્યા હશે એવા વખતે પ્રજાસેવકનું કર્તવ્ય શું હોવું જોઈએ એ નારણભાઈના પાત્રમાં લેખકે બતાવ્યું છે રાજ્યને આગગાડીની નવીન રૂપમાં ઓળખ આપી છે આ ગાડીના જૂના એંજિનો સમા જૂના અમલદારો બરાબર ન વરતે, તો ગાડીના ડ્રાઈવરો થયેલા પ્રજાકીય પ્રધાનોએ એ એંજિનોને બદલી જ નાખવા જોઈએ ને? આ ચિત્ર માત્ર ગુજરાતનું જ નથી, દેશના એકેએક પ્રદેશનું છે

ધૂંધુકાથી પોતાનો કાફલો ઉપાડતાં નાયક વીરમ ડોસાએ સૌને જણાવી દીધું કે, દસવેલા પહેલા આપણે કોઈ હિસાબે મહીસાગર પાર કરી દેવાની છે

વીરમ ડોસાનું કહેવું પણ બરાબર હતું દસમ સુધી જ મહીસાગર પગરસ્તે ઓળંગાય પછી ભરતી શરૂ થાય એટલે હોડી વગર ઓળંગાય નહિ જો દસવેલા ચુકાય, તો એકસોવીસ માણસ અને બેહજાર ઘેટાં-બકરા-ગધેડાના કાફલાને હોડીથી પાર કરતાં સોએક રૂપિયાનું ખર્ચ થઈ જાય

એટલે એ હુકમ કોઈ લશ્કરી નાયકનો હોય' અને લશ્કરી શિસ્ત પ્રમાણે સૈનિકો કૂચ કરે તેમ દસમની આગલી રાતે વીરમ ડોસાનો એ કાફલો મહીસાગરને કાંઠે વખતસર આવી પહોંચ્યો. બકરાંએ બે. . બે'થી અને ગધેડાએ ચાં .ચી હાં ચીથી આરાને ગજવી મૂક્યો.

સત્તર કુટુંબમાં એ કાફલો વહેંચાયેલો 'હતો, તે દર્શાવતા સત્તર ચૂલા રોટલા શેકવા માટે સળગ્યા રાત્રિ આ કાંઠે ગાળી વહેલી સવારમાં' મહી પાર કરવાની હતી એટલે વહુવારુઓ પોતાનું કામ વેળાસર પરવારી પથારીઓ કરવા લાગી પશુઓ અને માણસો સૌએ આજે રોજ કરતા વધુ મજલ કરી હતી એટલે થાક્યાં હતાં, તેથી સૌ વહેલાં જંપી ગયાં

• વહેલી સવારમાં સૌ જાગે તે પહેલા ચોકી કરતા કૂતરાઓએ ભસીને સૌને જગાડ્યાં પથારીમાંથી બેઠા થઈ સૌએ જોયું તો સરકારી પોલીસ ખડી થઈ ગઈ હતી આગેવાનોએ કૂતરાઓને ભસતા વાર્યા. કૂતરાઓ ભસતા અટક્યા એટલે •પોલીસ ભસવા લાગી

વીરમ ડોસો અને બીજા આધેડ પુરુષો અચંબામાં જ પડી ગયા પોલીસનો હુકમ હતો કે, કોઈએ અહીંથી ખસવાનું નથી અને દરેક પાસે જે અનાજ હોય તે એમને સોંપી દેવાનું છે

વીરમ ડોસો કરગર્યો. 'બાપલા! અમારી પાસે દાણો વધારે નથી બે ટંક હાલે એટલું માંડમાંડ છે એ તમે ખૂંચવી લ્યો તો અમે ખાઈએ શું?'

પોલીસ 'ખાવ કે ભૂખ્યા રહો એ! અમારે જોવાનું નથી અમે તો સાહેબનો જે હુકમ છે તેની વાત કરીએ છીએ.'

'કયા સા'બ?'

'મામલતદાર સાહેબ.'

'સા'બ ક્યાં છે?'

'કાલે સાંજના એમનો ચોરામાં મુકામ પડ્યો છે તમે લોકો પરહદમાં અનાજ

લઈ જઈ કાણું બજાર કરો છો, એ બાતમી સાહેબને મળતાં, તમારું અનાજ જપ્ત કરવાનો સાહેબે અમને હુકમ કર્યો છે.'

આગેવાનોએ પોલીસને કાલાવાલા કર્યા. હકીકત સમજાવી. પોલીસ છૂટી પડી—'અમને કહો એ બધું નકામું. સાહેબના હુકમ પ્રમાણે અમારે કરવું પડે.'

વીરમ ડોસો અને બીજા ત્રણ આગેવાનો ચોરા ભણી દોડ્યા. સાહેબ હજુ ઊઠ્યા ન હતા, પરંતુ ગરબડ થતાં પથારી છોડી બહાર આવ્યા.

વાતને સાંભળ્યા વગર એમણે એ લોકોને ઊધડા લેવા માંડ્યાઃ 'તમે લોકો આમ બહારથી ભલા-ભોળા અને સીધા-સાદા દેખાઓ છો, પણ અંદરખાને શા ધંધા કરો છો તે મારી જાણ બહાર નથી. આ તાલુકામાં હું હમણાં આવ્યો છું, પણ લડાઈનો બધો વખત સુરત જિલ્લામાં અને ભરૂચ જિલ્લામાં હતો. અહીંની બાજરી અને ભાલના ઘઉં ત્યાં મેં કાળા બજારમાં વેચાતા પકડ્યા છે. એ બધો માલ તમે લોકો જ ચોરીછૂપીથી પરહદમાં લઈ જાઓ છો. મારી સરહદમાં થઈ અનાજનો એક દાણો પણ હું કોઈને બહાર લઈ જવા દેવાનો નથી.'

આગેવાનો પોતાની સચ્ચાઈ બતાવતાં વધુ રકઝક કરવા લાગ્યા એટલે સાહેબ પોલીસ ઉપર ખિજાઈ ગયાઃ 'એ લોકોએ તમને અહીં મોકલ્યા શું કરવા ?'

'સા'બ ! અમે અમારી મેળે આવ્યા છીએ. એમણે નથી મોકલ્યા.'

'પણ તમને આવવા જ શું કામ દીધા ?' એમ સવાલ કરીને સાહેબ પોતે મુકામ ઉપર આવવા તૈયાર થયા. આગેવાનોએ જાણ્યું કે, પોતે સાહેબને કેટલું કેટલું અનાજ છે તે બતાવશે એટલે વાત પતી જશે. એ ઉત્સાહમાં આગેવાનો આગળ અને મામલતદાર સાહેબ પાછળ એમ પડાવ ઉપર આવી પહોંચ્યા.

સાહેબે આવતાં જ પોલીસને ઊધડી લેવા માંડીઃ 'તમને લોકોને મેં શું કામ મોકલ્યા હતા ? અનાજ કબજે કર્યા વગર હજુ તમે તો ડાચાં ફાડીને ઊભા જ રહ્યા છો !'

દરેક કુટુંબે પોતાની પાસે કેટલું કેટલું અનાજ છે તે બતાવવા સાહેબ પાસે લાવવા માંડ્યું. કોઈએ લોટ સાલ્લાના કકડામાં બાંધ્યો હતો. ફાટી ગયેલા કેડિયાની બાંયની થેલી બનાવી દાળ બાંધી હતી. બાજરીની પોટલીમાં કાણાં હતાં એટલે દાણા વેરાતા હતા.

સૌએ લાવીને સાહેબના પગ આગળ રજૂ કર્યું. દરેકે ધાર્યું હશે તેના કરતાં સાહેબે પોલીસને જુદો જ હુકમ કર્યો : 'એ બધું અનાજ ભેગું કરો !'

દરેક સ્ત્રીપુરુષનાં મોં ઊતરી ગયાં. બોલનારના બોલ મોંમાં રહ્યા અને અનાજ પોલીસે ભેગું કર્યું. બાજરી, ઘઉં, અને ઘઉંનો લોટ, એમ ત્રણ ઢગલીઓ થઈને વીસેક મણ અનાજ હશે, એમ અંદાજ દેખાતો હતો.

સાહેબની કાયદાબાજી દૃષ્ટિએ વસ્તુસ્થિતિ માપી લીધી. એકસો વીસ માણસ અને સત્તર કુટુંબને નામે એ અનાજ નોંધાય તો ગુનો અને નહિ. અને એ લોકો બચી જાય તેમ સાહેબ ઇચ્છતા ન હતા. પોતે આ તાલુકામાં તાજા બદલાઈને આવ્યા હતા. એટલે એવો કડક દાબ બેસાડવા માગતા હતા કે પહેલે, ઝપાટે પોતાની સત્તા વસતિ ઉપર વસી જાય;

એટલે આ મોકો એ જવા દેવા માગતા ન હતા

જાણે પોતે ભરવાડોના હિતેચ્છુ હોય તેમ સાહેબે આગેવાનોને સલાહ આપવા માંડી 'જુઓ, અનાજ જપ્ત કર્યા વગર તો હું છોડવાનો નથી પરંતુ તમારી દયા ખાઈને કહો તો ગુનામાં થોડાને નોંધુ બધા નામ લખાવશો, તો બધાને જેલમાં જવું પડશે, માટે બેચાર જણ પોતાને માથે લઈ લો'

બૈરાની રડારોળ અને પુરષોના કાલાવાલા સાહેબ આગળ કંઈ કામ ન આવ્યા છેવટ કાયદામાં ન સમજતા ભરવાડો સાહેબની જાળમાં ફસાયા ત્રણ કુટુંબ વચ્ચે એટલું અનાજ હોય તેમ નોંધાણું વીરમ ડોસા અને બીજા બે જણનાં નામ નોંધાવ્યાં

એ બધું અનાજ જોડેના થાણે ગાડું ભરી કરી રવાના થવા ઉચકાવ્યું વળી ભરવાડો કરગર્યા 'સાબ! અત્યારની ટંક રોટલા થાય એટલું તો લેવા દો'

સાહેબ અચળ હતા બોલ્યા 'રાડો પાડીને ઘોઘરો દુખાડશો એટલું જ, બાકી લોટની ચપટી એમાંથી મળવાની નથી!'

અસહાય સ્ત્રીપુરુષો અને બાળકો તાકી રહ્યા અને ગાડું અનાજ લઈને ચાલ્યું ગયું. અને એ પહોંચાડ્યાના ભાડાના પાંચ રૂપિયા પણ એ જ કમનસીબ ભરવાડોને આપવા પડ્યા!

ત્રણ ગુનેગારોને પણ થાણે વિદાય કર્યા અને બાકીનાઓને ત્યાં પડાવ ઉપર જ અટકમાં રાખ્યા હોય તેમ ખસવા ન દીધા!

તાલુકાની જેલમાં અનાજ પકડાયાના ગુના બદ્દલ ત્રણ ભરવાડોને પૂર્યા હતા એ બીના કોંગ્રેસી કાર્યકર નારણભાઈને મળતા એ એમને મળવા ગયા

અનાજનો કંટ્રોલ પ્રજાને વિનાકારણ હેરાન કરે છે અને ખેડૂતોને અન્યાય કરે છે, એ બીનામાં નારણભાઈને શક રહ્યો ન હતો કોંગ્રેસી સરકાર આવતા કંટ્રોલ જવો જોઈએ એવી માગણી પ્રજામાં વધતી જતી હતી સામી બાજુ કોંગ્રેસી પ્રધાનો પણ એ કાઢવાના મતના ન હતા નારણભાઈ જેવા થોડા આગેવાનો હવે એ નિર્ણય ઉપર આવ્યા હતા, કે નક્કર હકીકતો રજૂ કર્યા છતા જો પ્રજાકીય સરકાર પણ લોકમતની માગણી ન સ્વીકારે તો, એ કાયદાનો સવિનય ભંગ કરવો જ રહ્યો એ નિર્ણયનો અમલ એમણે કર્યો પણ હોત, પરંતુ મહાત્માજીએ કંટ્રોલ વિરુદ્ધ પ્રચંડ અવાજ ઉઠાવ્યો હતો, રોજ ને રોજ એમના પ્રાર્થના-પ્રવચન વખતે એ જ મુદ્દા ઉપર એ ચર્ચા કરતા હતા; એટલે એનું પરિણામ જોઈને પછી છેવટનું પગલુ ભરવુ એમ નારણભાઈએ નક્કી કર્યું હતું

તેમાં આ ભરવાડોની હકીકત સાભળીને એમનો આત્મા કકળી ઊઠ્યો લાત મારે તો ધરતી ધમધમી ઊઠે તેવા મસ્ત ભરવાડો આજે જેલના સળિયામાં પુરાતાં રડતા હતા એ નાનો શો રુદનનો પડઘો વિરાટ બનીને નારણભાઈના હૈયાને હચમચાવી મૂકતો હતો દેશમા વધુ આગળપડતા ગણાતા પોતાના જિલ્લામાં આ રામકહાણી સજવાઈ રહી છે, તો પછાત ગણાતા પ્રદેશોમા શો જુલમ નહિ થતો હોય? અને અંગ્રેજોનું રાજ્ય કાઢી પ્રજાનું રાજ્ય લાવવા લોકો લડ્યા, તે રાજ્ય આવ્યુ છતાં પ્રજાને આવા જુલમો સહેવાના હોય, તો એથી સ્વરાજ્ય આવ્યુ તો ય અને ન આવ્યું તો ય જનતાને શું?

નારણભાઈની આંખમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં. ભરવાડો અવાક બની ગયા. શું બોલવું તે એમને સૂઝ્યું નહિ. દરેક એકમેક સામે જોવા લાગ્યા. શરમિંદા પડી ગયા.

નારણભાઈ એમની સ્થિતિ કળી ગયા. સ્વસ્થ થતાં બોલ્યા: 'તમારે શરમાવાનું કંઈ કારણ નથી. રડવાનું ય કારણ નથી. રડવું અને શરમાવું તો અમારે જોઈએ—જે લોકો કોંગ્રેસી છે, અમારું રાજ્ય છે, એમ કહે છે તેમની શરમની આ કથા છે.' ભાવનામાંથી જાગતાં નારણભાઈ એ લોકોને સમજાય તેમ બોલ્યા: 'હવે તમારે ગભરાવાનું કંઈ કારણ નથી. બીક પણ ના રાખશો. તમારો કોઈ વાંકો વાળ કરનાર નથી. આજે જ હું તમને જામીન થઈ છોડાવી જાત, પણ પોલીસ તરફથી કેસનાં કાગળિયાં આવ્યાં નથી. કાલે આવશે તો કાલે, અથવા પરમ દિવસે તો જરૂર આવી જશે એટલે મોડામાં મોડો પરમ દિવસે હું તમને છોડાવી જઈશ.'

જાણે હાજરાહજૂર ભગવાને દર્શન દીધાં હોય તેવા અહોભાવ સાથે ત્રણે ભરવાડો નારણભાઈને પગે પડ્યા. એ વિદાય થયા, ત્યારે ત્રણે જણ ફાટી આંખે ક્યાં ય સુધી તેમના રસ્તા ભણી તાકી રહ્યા.

વીરમ ડોસાએ છેવટે કહ્યું: 'આવા દયાળુ મનખ છે, એટલે તો પ્રથવી આપણાં બધાંનો ભાર ઝીલે છે.'

બીજો: 'ગાંધી મહાત્માના માણસ છે એટલે આપણી વહારે ધાયા, બાકી બીજું કુણ વગર ઓળખાણપાળખાણે દયા ખાય?'

વીરમ ડોસો: 'આપણાં દલ ચોખ્ખાં હોય તો ભગવાન વહેલોમોડો સામું જુએ. એણે જ એમને મોકલ્યા......'

રાત્રે આ પ્રસંગ ઉપર વિચાર કરતા નારણભાઈ સૂતા હતા ત્યાં દસ વાગે એમને શોધતા બે ભરવાડ આવ્યા.

વીરમ ડોસાના કાફલાના જ એ લોકો હતા. બે દિવસ એ કાફલાને અટકમાં રહેવું પડ્યું ત્યાં સુધી બૈરાંછોકરાં ભૂખે મર્યાં હતાં. ગામમાં અનાજ તો હતું, લોકો વેચતા પણ હતા, પરંતુ પોલીસે અટકમાં લીધેલા લોકને કોણ વેચાતું આપે?

છેવટ ત્રીજે દિવસે એમના ઉપરથી પોલીસ હઠી ગઈ. દસવેલની મુદત વીતી ગઈ હતી, એટલે મહીમાં ભરતી શરૂ થઈ ગઈ હતી. હોડી વગર એ ઓળંગાય તેમ હવે રહ્યું ન હતું. લોકો એવા ફફડી ગયા હતા, કે આ પાર એ ઘડી પણ રહેવા તૈયાર ન હતા. હોડીવાળાઓને એકસો દસ રૂપિયા આપવાના કરી બધાં ઘેટાં-બકરાંને પાર કરવાનું ઠરાવી શરૂ કર્યું.

છીછરા પાણીને લીધે ઠેઠ કિનારા સુધી હોડી જઈ શકે નહિ, એટલે થોડે દૂરથી બકરાં–લવારાંને ઊંચકીને, કાંપમાં ખૂંપી ન જાય તે માટે, ભારે ઉતારવાં પડતાં. એવી મુશ્કેલીમાં અને ગભરામણમાં તેવીસ નાનાં બચ્ચાં નદીમાં તણાઈ ગયાં. વળી સૌ કરતાં, મોટો અકસ્માત એ થયો કે જેલમાં ગયેલા હીરાની વહુ વધુપડતી ગભરાઈ ગઈ હતી. એટલી બધી એ નિરાશ થઈ જશે એમ જો પહેલેથી ખબર હોત, તો હીરાને બદલે બીજો જેલમાં જાત; પરંતુ એના ગયા પછી એમાં કંઈ વળે એવું ન હતું, બધાંએ એને આશ્વાસન આપ્યું હતું, પરંતુ ઘડી પછી એ આશ્વાસન આપનારાં પણ માંહેમાંહે એટલી બીકણ

વાતો કરતા, કે હીરાની વહુએ માંડ સ્વસ્થતા મેળવી હોય તે ચરી જતી

તેમા આ પાર છોડી પેલી પાર જતાં એના હૈયામાં દુખનું વલોણુ ફરતુ હતું. કદાચ બધાંને પકડી જાય એ બીકે જ સર્વે દૂર ભાગવા માગતા હતાં. એ સ્થિતિમાં પોતાના ધણીને મૂકીને ચાલ્યા જવુ એ રૂડીને માટે અસહ્ય હતું છતા મનનું એ દુખ બહાર વ્યક્ત કર્યા વગર બધાં સાથે એ સૂનમૂન નદી પાર કરવા તૈયાર થઈ હતી

પરતુ એની એ અસ્વસ્થતાને લીધે મોટો અકસ્માત થયો એના મોં આગળથી બે હવારા જેવા પ્રવાહમાં તણાયાં એવી એ ચીસ પાડી ઊઠી એના હાથ પહોળા થઈ ગયા અને એ સમાણુ એના હાથમાં છ માસનુ બાળક હતુ તે પાણીમા પડી ગયું!

એની સાથેની બાઈએ તરત પડતા સમાણું બાળક બહાર કાઢી લીધુ કિનારાની નજીક એ હતી એટલે પાણી ઊડુ ન હતું, પ્રવાહનું તાણુ ન હતું, પરતુ ડહોળાઈ ગયેલું પાણી બાળક પી ગયું અને ત્યારનું એ માંદુ પડી ગયું હતું આમ એક રૂડીની ચિંતા હતી ત્યા એના બાળકની વધી હતી

પોતાના સાથીઓને મૂકી કઈ આ લોકો નાસી છૂટવા માગતા ન હતા કેમ એ ભય-ગ્રસ્ત વિસ્તારમાથી નીકળી જઈ, પછી શો રસ્તો લેવો એ જ એમની ગોઠવણ હતી આરેથી દૂર બે ગાઉ છેટે એમણે મુકામ નાખ્યો ગામના કોક બે આગેવાનોને પોતાના દુખની વાત કરી અને ત્યાંથી સલાહ મળી, કે કઈ ગભરાશો નહિ તમે નારણભાઈને જઈને મળો બધી હકીકત જણાવજો. એ તમને પૂરેપૂરી મદદ કરશે

એ સલાહ પ્રમાણે બે ભરવાડો રાત્રે દસ વાગે નારણભાઈને શોધતા દસ ગાઉ દૂરથી આવી પહોંચ્યા એકનો પગ પાકેલો હતો, એટલે લાબી મજલ કાપતાં એને શું દુખ થયુ, એ એનું મન જ જાણતું હતુ પરતુ ટોળામા એ સૌથી મોટો હતો એટલે પગની દરકાર કર્યા વગર એણે ફરજ બજાવવા એ દુખ સહર્ષ સહી લીધું હતું.

નારણભાઈ ઊઠ્યા દીવો કર્યો ભરવાડોને જોતાં એમની ઉત્કંઠા વધી એ લોકોની વાત સાંભળતા અગ્નિમાં ઘી હોમાય તેમ એમનુ અતર સળગી ઊઠ્યું.

નારણભાઈએ એ લોકોને દિલાસો આપ્યો પોતે જેલમા એમને મળી આવ્યા હતા એ સમાચાર કહ્યા આવતી કાલે કે પરમ દિવસે એમને જેલમાંથી છોડાવશે તે હકીકત કહી

બન્ને ભરવાડોનો દસ ગાઉનો થાક ઊતરી ગયો એકના પગે પાકમા પરુ ભરાયુ હતુ, ત્યા સણકા નાખતા હતા, તે બધ થઈ ગયા હોય એમ ઘડીભર લાગ્યું

નારણભાઈએ પૂછ્યુ 'તમે ક્યારના મુકામેથી નીકળેલા?'

એક જણુ. 'નીકળ્યા'તા તો વહેલા, પણ હોડી આ પાર હતી એટલે સામે કાંઠેથી આવતા મોડુ થયુ'

નારણભાઈએ પત્નીને સબોધી, અદરના ખડમા સભળાય તેમ કહ્યુ 'ઘરમાં બે જણ ખાય એટલુ.'

'ના બાપલા ના, અમને ભૂખ નથી'

'અરે! ભૂખ ના હોય એવું તે બને? એમ હોય તો ખીચડી ઓરી દો.'

'કાકા! સાચુ કહીએ છીએ–અમને ભૂખ જ નથી તમે જે કહ્યુ તેથી અમે ધરાઈ ગયા છીએ.'

પણ એમ ભૂખ્યો કોઈ માણુસ નારણુભાઈને ઘેર સૂએ એ શી રીતે બને ?

બીજે દિવસે નારણુભાઈ મૅજિસ્ટ્રેટની કોર્ટમાં ગયા. તપાસ કરી પરંતુ પોલીસ તરફથી કેસ 'વેરીફાઈ' થઈને આવ્યો ન હતો. એ થાણાનો એક પોલીસ કચેરીએ આવ્યો હતો, તેની સાથે નારણુભાઈએ ફોજદારને કહેવડાવ્યું કે આવતી કાલે જરૂરથી કેસનાં કાગળિયાં મોકલી આપજો.

પેલા બે ભરવાડો તો કચેરી વાઘની બોડ હોય, તેમ એનાથી દૂરના દૂર લાગતા હતા. નારણુભાઈએ એમને કહ્યું કે 'જો તમારે જેલમાં તમારા સાથીઓને મળવું હોય, તો મંજૂરીની ચિઠ્ઠી લાવી આપું.' બીકના માર્યા એમણે ના પાડી. છેવટે ઘણી હિંમત આપી ત્યારે એ તૈયાર થયા. મળ્યા, અને રડ્યા.

બીજે દિવસે પોલીસનાં કાગળિયાં આવ્યાં. ત્રણ જણ ઉપર પરહદમાં અનાજ લઈ જવાનો ગુનો હતો. અનાજ વીસ મણ હતું અને ત્રણ કુટુંબનાં ચાલીસ માણુસ હતાં એમ કેસમાં વિગત હતી. એ બધા જૂઠાણા સામે તો કોર્ટમાં કેસ ચાલે, ત્યારે લડી લેવાનું હતું. હાલ એ લોકોને જામીન ઉપર છોડાવવાનો પ્રશ્ન હતો.

નારણુભાઈ મૅજિસ્ટ્રેટને મળ્યા.

'કોણ જામીન થાય છે ?' મૅજિસ્ટ્રેટે સવાલ કર્યો.

'હું.' નારણુભાઈએ જવાબ આપ્યો.

'તમે એ લોકોને ઓળખો છો ?'

'ના.'

'તો એ લોકો નાસી નહિ જાય તેની શી ખાતરી ?'

'મારું અંતઃકરણ કહે છે, કે એ લોકો એવો દગો કદી ન કરે.'

મૅજિસ્ટ્રેટે અનુભવની વાત કરતાં કહ્યું: 'એ લોકો દગો ન દે એ બરાબર છે. પરંતુ આવા પ્રસંગમાં બીકના માર્યા હાજર ન થાય એ બનવાજોગ છે.'

'બીકણ તો ઘણા છે, એનો મને પૂરતો અનુભવ થયો છે. પરંતુ એને લીધે એમના ઉપર એવો અવિશ્વાસ રાખવાનું કારણ નથી.'

મૅજિસ્ટ્રેટ નારણુભાઈની મક્કમતા જોઈ વિચારમાં પડ્યા. નારણુભાઈની સેવાનિષ્ઠા ઉપર એ મુગ્ધ હતા એટલે એમની ઉપર બોજો નાખ્યા વગર કંઈ રસ્તો કાઢવો, એમ એ વિચારતા હતા. વચલો રસ્તો સૂચવતાં એ બોલ્યા: 'તમારે માથે જવાબદારી ન આવે એવો એક ઉપાય છે. આ લોકોને જેલમાંથી મુક્ત કરું, પણ તમે કહો ત્યાં, તાલુકાના કોઈ ગામે એ લોકોને રહેવાનો હુકમ કરું. એ ગામ–પૂરતા અટકમાં.'

નારણુભાઈએ થોડો વિચાર કરીને જવાબ આપ્યો: 'આપનું કહેવું બરાબર છે. પરંતુ એ લોકો જ્યાં સુધી પાછા જઈ એમના ટોળાને નહિ મળે, ત્યાં સુધી બધાનો જીવ ઊંચો રહેશે–ફફડ્યા કરશે. માટે મારું અંતઃકરણ કહે છે કે એવી કોઈ મર્યાદામાં પૂર્યા કરતાં એમને સાવ છૂટા કરવા. મને ખાતરી છે, કે એ લોકો દગો નહિ જ દે.'

મૅજિસ્ટ્રેટ વળી વિચારમાં પડ્યા: નારણુભાઈના મોં ઉપરની મક્કમતાની વિશેષ ખાતરી કરી, છેવટે બસોબસો રૂપિયાના ઓછામાં ઓછા જામીનની મર્યાદાનો રસ્તો રહ્યો. નારણુભાઈએ છસો રૂપિયાના જામીનખત ઉપર સહી કરી આપી. ત્રણે ભરવાડો છૂટા થયા.

મેજિસ્ટ્રેટ અને નારણભાઈ વચ્ચેની વાતચીત–મનોમન સાક્ષી એ ન્યાયે–એ લોકોએ સાંભળી હોય તેમ, છૂટા થતા વીરમ ડોસાએ નારણભાઈના હાથમાં ત્રણ સોનાની કડીઓ મૂકી

નારણભાઈએ પૂછ્યુ 'આનું શું છે?'

'અમે ત્રણેયે જેલમાં જ વિચાર કરી, દરેકના કાને એકએક તોલાની કડી હતી, તે કાઢી રાખી હતી વગર ઓળખાણપાળખાણે તમે અમારા જામીન થાવ, તે તમને ભરોસો પડે એવુ કંઈ અમારે આપવુ જોઈએ ને?' વીરમ ડોસાએ મનની વાત કરી

નારણભાઈએ કડીઓ પાછી આપવા હાથ લંબાવતાં બોલ્યા 'અરે, એવો તમારા ઉપર ભરોસો ન હોય, તો હું જામીન જ શું કામ થાઉં? તમ–તમારે કડીઓ કાને નાંખી ઘો, આમાં તો મારું ખોટું દેખાય'

હીરાએ કહ્યું 'કાકા! એમાં તમારું શું ખોટું દેખાવાનું છે? તમે ઓછી અમારી પાસે એ માગીને લીધી છે? અને અજાણ્યાની એવી આંટ લેઈને પણ કુણ મદદ કરવા તૈયાર થાય એવું છે?'

નારણભાઈનો આગ્રહ આ વખતે નિષ્ફળ નીવડ્યો, તેમને કડીઓ સંઘરવી પડી

નારણભાઈએ આ પ્રશ્ન હાથમાં લીધો છે, એટલે મામલતદારને શિક્ષા થશે, એમ તાલુકાની પ્રજાએ માની લીધું હતુ.

નારણભાઈએ કેસ અંગેનું વિગતવાર નિવેદન કલેક્ટર ઉપર પણ લખી મોકલ્યું હતુ, એટલે પોલીસને કેસ કરવાની મંજૂરી આવી ન હતી

મુદત લંબાઈ છતાં મંજૂરી ન આવી એટલે જરૂર એમાં જવાબદાર વ્યક્તિને શિક્ષા થવાની એમ સૌને ખાતરી થઈ.

આજે નારણભાઈની આંખ ભીની થઈ હતી હીરાનો છોકરો, જે નદીમાં પડી જવાથી માંદો થયો હતો તે આખરે બચવા ન પામ્યો. ગુજરી ગયો

એ જ ભીની આંખે એમણે કલેક્ટર સાહેબનો હુકમ પણ વાંચ્યો 'વીરમ ડોસા વગેરે ભરવાડોને ચેતવણી આપી છોડી મૂકવામાં આવ્યા છે।'

ચેતવણી? એટલે એ ભરવાડો ગુનેગાર તો ખરા, એમ ને! નારણભાઈનું સમગ્ર હૈયું કડવુ થઈ ગયુ 'પ્રજાકીય પ્રધાનો ભલે રાજ્યની ગાડીના ડ્રાઈવરો થયા, પણ એ ગાડીનાં જૂનાં એન્જિનો જેવા અમલદારો નહિ બદલાય, ત્યાં સુધી ગાડી બરાબર નહિ ચાલવાની.' એમનું અંતર પોકારી ઊઠ્યુ

★

આપણને કદાચ ખબર ન હોય કે આપણે વ્યક્તિ તરીકે તેમ જ રાષ્ટ્ર તરીકે ધીમે મોતે મરી રહ્યા છીએ એમાં બીજાઓનો–સરકારનો, દેશી રાજ્યનો કે જમીનદારનો વાંક કાઢવામાં સાર નથી આપણી દુઃખી દશા માટે તેઓ તો જવાબદાર અવશ્ય છે જ, પણ આપણે એથી જરા યે ઓછા જવાબદાર નથી, અને આપણે આપણી પોતાની જવાબદારીનો વિચાર કરીએ એ વધારે સારું ગણાય.

—ગાંધીજી

# અમરતાની ભાવના

શ્રી. મોહિનીચંદ્ર

માનવીના પ્રત્યેક કાર્ય પાછળ અમર થઈ જવાનો ભાવ રહેલો છે, કહો કે જાણે કે અજાણે અમરતાની ભાવનાથી પ્રેરાઈને જ મનુષ્ય પોતાનું જીવન જીવતો હોય છે; પરંતુ મર્ત્ય સાધનોને માર્ગે અમરતા મેળવી શકાય ખરી? દુન્યવી વિષયો અમરત્વ અર્પે ખરા? પરપોટા જેવાં પાર્થિવ સુખો દ્વારા, ઇંદ્રિયો જે માગે કે જેમ વર્તે તેમ વર્તવા દેવાથી માનવી અમરપદ ન મેળવી શકે. તો અમર થવા માટે કયો માર્ગ છે? મુક્તિ કે મોક્ષ શેનાથી મળી શકે? વાર્તાસંગ્રહ 'દિગંત' તથા કાવ્યસંગ્રહ 'મંજૂષા'ના કર્તા શ્રી. મોહિનીચંદ્ર પ્રત્યેક માનવીને સ્પર્શતા આ મુદ્દાઓનો પ્રત્યુત્તર આપવા પ્રયત્ન કરે છે.

બૃહદારણ્યક ઉપનિષદમાં એક ગાથા છે. તપસ્વી ઋષિ યાજ્ઞવલ્કયને બે સ્ત્રીઓ હતી–મૈત્રેયી અને કાત્યાયની: મૈત્રેયીને બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિની દિવ્ય ઝંખના હતી. કાત્યાયનીની વાસનાઓ મામૂલી ને પાર્થિવ હતી.

તપસ્વી મુનિ યાજ્ઞવલ્કય વનપ્રયાણ-વખતે પત્નીઓને પાસે બોલાવી સ્વહિતાર્થે સર્વસ્વનું દાન દેવા માટે ઇશારો કરતાં મૈત્રેયી પૂછે છે: 'શું આ દાન દેવાથી મને અમરતા પ્રાપ્ત થશે?' ત્યારે ઋષિ જણાવે છે: 'ના, અમરતા ન મળી શકે. સર્વસ્વનો ત્યાગ કરવાથી તમે ઇહ લોકના અપાર વૈભવના માલિક બનીને તમારા દિવસો સુખચેનમાં નિર્ગમી શકશો.'

તુરત જ પ્રારબ્ધના પુણ્યયોગે ઋષિપત્ની મૈત્રેયીના મુખમાંથી વિરલ એવી બ્રહ્મવાચા પ્રકટે છે:

**યેનાહં નામૃતા સ્યામ્ કિમહં તેન કુર્યામ્?**
જેથી હું અમર ન થઈ શકું તે વડે હું શું કરું?

* °

પ્રશ્ન વિચારણીય તો છે જ, પણ સાથે-સાથે કેટલો સનાતન અને સાત્ત્વિક પણ છે!

સનાતન એટલા માટે, કે આ સંસારની પરિસમાપ્તિ પછી પણ તેમાંનો સંદર્ભ ટકવાનો છે, કારણ સૃષ્ટિના નાનામાં નાના સંચરણમાં પણ આ સંદર્ભ પરોક્ષ રીતે ઉપલબ્ધ બને છે, સુષુપ્ત કે જાગૃત જીવ-માત્રના અંતસ્તલની એ અપ્રકટ આરઝૂ છે. સાત્ત્વિક એટલા માટે, કે પ્રશ્નમાંનો તત્ત્વાર્થ તપસ્વિની મૈત્રેયી જેવા પુદ્ગલને ઉચ્ચતમ કોટિની ભૂમિકા પર દોરી જાય છે.

પૃથ્વીના પ્રારંભથી માંડીને અદ્યતન વહેતા કાળના પ્રવાહમાં તળેઉપર થયા છતાં, પોતાની હાજરીની જાણ થવા દીધા વગર, કેંક પ્રાણીઓના અહંકાર, કેંકનો તિરસ્કાર, કેંકની નિર્લેપતા, તો કેંકની મીઠાશ પણ સંગ્રહતો, કેંકને સ્પર્શતો, થોડા જ વિરલ મહાભાગોના અંતરભંડારના તાગ લેતો અને નિરવધિ એવી જનતા માટે સદા અદશ્ય અને અસ્પૃશ્ય રહી અથડાતો, પછડાતો, છતાં પણ નિઃસીમ કાળના પ્રવાહને ટકાવવા માટેના મર્મતંતુ જેવો એ સંદર્ભ આગે ને આગે બઢે જાય છે, અથવા કહો કે એ મર્મતંતુ ઉપર સ્વ. કવિશ્રી ન્હાનાલાલના શબ્દોમાં તપાસીએ તો—

'બ્રહ્માંડો પ્રકટે દમે, યુગ યુગો ઊગે અને આથમે,
વિશ્વો કાળતરંગમાં ઊછળતા ઊઠે, રમે ને શમે.'

મૈત્રેયીના ઉત્કટ પ્રશ્નમાંથી અગણિત બ્રહ્માંડો જન્મે છે ને લય પામે છે, યુગોના યુગો ઊગે છે ને આથમે છે, અનંત વિશ્વો કાળના તરંગો ઉપર ઊઠે છે, રમે છે ને શમે છે.

*

માણુસની મૃત્યુ પર્યંતની દરેક ક્રિયા તેની અમર થવાની ઉત્કટ ભાવનામાંથી જ આકાર ધારણુ કરે છે આત્મા એક ખોળિયું તજી સ્વકીય કર્માનુસાર બીજા ખોળિયામાં પ્રવેશ કરે છે, એ દર્શાવે છે કે જીવીને અમર રહેવાની ભાવના તે ઘણા બલવત્તર સ્વરૂપમા સેવતો હોય છે માણુસને અમર થવુ છે, કારણુ એને મરવુ ગમતુ નથી, તેથી જ જીવાત્મા એક તજીને બીજું ખોળિયુ ધારણુ કરે છે ત્યારે જાણે માણુસ મરવાની ના પાડે છે, કારણુ એને અમર થવું છે અને તેથી જ તે પોતે જર્જરિત થયા છતા વાસનાના તંતુને ત્યજી શકતો નથી.

આમ હોવા છતા માણુસ શુ અમર થાય છે ખરો? તેને મન તો જીવન અને મરણુ એ જાણે અમરતાનાં ઉપકરણો હોય નહિ' પણુ એ શુ સાચા ઉપકરણો હશે? અંતિમ પ્રાપ્તિ તો અમરતા જ છે ને? દુન્યવી વિષયોપભોગ અમરતા આપે છે ખરા? જન્મથી મૃત્યુ સુધીના ઉપાદાનો જીવાત્માને અમરતાને પથે દોરે છે ખરાં?

માણુસ અમર થવા માગે છે ખરો પણુ તે માટે તે જે સાહિત્યોનો ઉપયોગ કરે છે, તે કાચ કરતાં પણુ વધારે તકલાદી હોવાથી અંતિમ સિદ્ધિ અપાવી શકતાં નથી માણુસ જન્મે છે તે મરવા માટે, મરે છે તે જન્મવા માટે, પરંતુ તે જન્મે છે ને મરે છે તે અમર થવા માટે એમ કેમ કહી શકાય? ક્ષણુભંગુર સાધનો માણુસને અમર કેમ બનાવી શકે?

પાર્થિવ સુખો ક્ષણિક છે, પાણીના પરપોટા જેવાં છે, અરે, યુગો સુધી અવિરત ધારે વહેતી જિંદગી પણુ સમુદ્ર ઉપરના બુદ્બુદો જેવી પળજીવી છે, તો પછી એવી આ નાશવંત જિંદગી અને તેમાં ભોગવાતા વિવિધ ઉપભોગો માણુસને અમરતાની બક્ષિસ શી રીતે દઈ શકે? માટે જ બ્રહ્મવાદિની મૈત્રેયી વારંવાર પોકારી-પોકારીને કહે છે કે

યેનાહમ્ નામૃતાસ્યામ્ કિમહં તેન કુર્યામ્?

તો પછી અમરતા પ્રાપ્ત કરવાનો માર્ગ કયો? ગીતાજીમાં ભગવાને સ્વમુખે કહેલુ છે

સર્વધર્માન્ પરિત્યજ્ય મામેકં
શરણં વ્રજ

સર્વ ધર્મોને ત્યજીને મને એકલાને શરણે તુ આવ કારણુ ભગવાનને શરણે જવાથી સર્વ આપત્તિઓ નામશેષ થઈ જાય છે અને—

યં લબ્ધ્વા ચાપરં લાભં મન્યતે
નાધિકં મતઃ

ભગવાનને પ્રાપ્ત કરીને પછી પરમ પ્રાપ્તવ્ય કે આત્યંતિક સુખ કશુ જ પ્રાપ્ત કરવાપણુ રહેતુ નથી, એટલા માટે જ ભગવાનના ભક્તો ભગવાન પાસે સાયુજ્ય-મુક્તિ માગે છે ભક્ત ભગવાન સાથે એકાત્મતા-તાદાત્મ્ય અનુભવે છે, ભગવાન સાથે ઓતપ્રોત થઈ જાય છે, આથી વધારે ઊંડા ઊતરીને જોઈએ, તો ભક્ત ભગવાનમાં પોતાની જાતને ઓગાળી નાખે છે આ સ્થિતિને સાયુજ્યમુક્તિના નામથી ઓળખવામાં આવે છે

'બ્રહ્માંડોના યશસ્થિરીટો તારો ધ્વજ ફરકાતો રે,
ભવ્ય ધન્યતા પામીને હુ વિગલિત તેમાં થાતો રે'

આવી સાયુજ્યમુક્તિની સિદ્ધિ પછી ભક્તના મુખ ઉપર ભવ્ય ધન્યતાનો નિર્મલ-પ્રસન્ન આનંદ ઝળકી ઊઠે છે. તેના દિલનું કમળ પ્રભાતના પ્રકાશથી સંપૂર્ણ વિલસિત બને છે.

પણ ભગવાનને શરણે જવાય શી રીતે? ભગવાનમાં પોતાની જાતને ઓગાળી નંખાય શી રીતે અને એ રીતે સાયુજ્ય-મુક્તિ મળે શી રીતે?

માણસ દૈહિક ઇંદ્રિયોને સંતોષ આપવા માગે છે, પણ તેમાં તેને સંતોષ મળતો નથી. ભોગથી ઇંદ્રિયો બહેકે છે, અગ્નિમાં ઘી હોમતાં અગ્નિ બલવત્તર બને છે અને ઘી હોમનાર સાવચેત ન રહે તો તેને જ એ અગ્નિ ભસ્મ કરી નાખે છે. સાપને દૂધ પાઈને ઉછેરનાર માણસનો પોતાનો જ જીવ સાપ લઈ લે છે. તૃષ્ણાનો તંતુ તેને તૃપ્ત કરવાથી રબ્બરની દોરી માફક આગળ વધ્યે જ જાય છે. એ જ તૃષ્ણા માણસ ઉપર સવાર થતાં માણસ તેનો ગુલામ બને છે. માણસ એમ માને છે, કે તૃષ્ણાને તૃપ્ત કરવાથી તૃષ્ણા શમી જશે; પરંતુ કાળક્રમે એને ખબર પડે છે, કે થોડી અમથી મામૂલી દેખાતી તૃષ્ણા રાત્રિના વખતે ભૂલા પડેલા મુસાફરની જેમ, જાણે ઘરનો નાનો ઓટલો રોકવા માગતી હોય, તેમ દયામણું મોં કરીને કાકલૂદી કરે છે; પરંતુ જયારે તેને આટલો નજીવો પણ આશ્રય આપવામાં આવે છે, ત્યારે તે ઘરના ગર્ભદ્વારમાં થઈને મુખ્ય ખંડમાં પ્રવેશે છે, એટલું જ નહિ પણ તે ઘરની શેઠાણી થઈ બેસે છે. પોતાના વટહુકમથી તે ઘરના માલિક પાસેથી કામ લે છે, માલિક તેની માયાજાળમાં પૂરેપૂરો સપડાય છે. આ વિપરિત પરિસ્થિતિની જયારે તેને ખબર પડે છે, ત્યારે તે કરુણ આક્રંદ ઉચ્ચ સ્વરે કરી મૂકે છે. તેની રડારોળ અને બૂમાબૂમ નિર્જનતામાંના અરણ્યરુદનની ગરજ સારે છે, તેનું એ રુદન વ્યર્થ જાય છે, કારણ દરેક જણ પોતાના ઘરમાં આવી જ રીતે ફસાયેલ હોય છે. કોણ કોને મુકાવે? તૃષ્ણા એ બહુરૂપિણી છે અને તેની કાયા એટલી વિરૂપ અને વિશાળ છે, કે જે તે મરજી મુજબ સંકોચી અને ફેલાવી શકે છે. તેનું સ્વરૂપ જેવું ઉપરથી લઘુતમ–નાનું દેખાય છે, તેવું નથી હોતું; પરંતુ તે બૃહત્તમ–વિશાળ હોય છે, અને તેથી જ પ્રાણીમાત્ર તેના ભુલાવામાં પડે છે; પરંતુ જયારે તૃષ્ણા તેનું સાચું વ્યાપક રૂપ પ્રકટ કરે છે, ત્યારે જીવમાત્ર તેનાથી ડરી જાય છે; તેને આજીજી કરે છે, તેને છોડી મૂકવા માટે નાકલીટી પણ તાણે; પરંતુ રાક્ષસરૂપિણી તૃષ્ણા તેનો જીવ લે છે ત્યારે જ સંતોષાય છે. તેના શબ્દકોષમાં 'દયા' શબ્દ નથી હોતો. આમ પળેપળે અસંખ્ય પામર જીવોને ભરખી જતી તૃષ્ણા યુગેયુગે વધે જ જાય છે; તેનો છેડો નથી.

એટલા માટે જ આપણા ધર્મગ્રંથોમાં 'ઉપરતિ'ને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. 'ઉપરતિ' એટલે શારીરિક ઇંદ્રિયોનું દમન અને મનનું શમન. ઈશ્વરની આ દુનિયામાં કહેવામાં આવે છે, કે શેરને માથે સવાશેર છે, તે ન્યાયે આ ખાઉધરી તૃષ્ણાનો નાશ કરવા માટે 'ઉપરતિ' ને યોજવામાં આવેલ છે. 'ઉપરતિ'ના પાયાનું ઘડતર સીમેંટ કોંક્રીટ કરતાં પણ વધારે પાકું હોવું જોઈશે. જે ક્ષણે આ પાયા લેશ પણ હાલવા માંડશે, તે જ ક્ષણે આ આખી ઇમારત કડડભૂસ કરતી ભોંયભેગી થઈ જશે. અને આપણા પૂર્વજ ઋષિમુનિઓના વિષયમાં કેટલાક પ્રસંગોમાં બનેલું છે, તે મુજબ નર–દેવનું કૈંક યુગોનું, કૈંક જન્મોનું ઉપાર્જિત

કરેલુ તપોબળ–પુણ્ય ઘડીના છઠ્ઠા ભાગમાં નષ્ટ થઈ જશે

આ ‘ ઉપરતિ ’ શી રીતે સાધ્ય થઈ શકે વારુ ?

‘ સંસારકુ સરસો રહે ને મન મારી પાસ ’ સંસારમાં રહ્યા છતા–સંસારમાના પ્રાપ્ત કર્તવ્યકર્મ બજાવવા છતા–મન તો શ્રીહરિમાં જોડેલુ રાખવું ઘણી વખત એવુ બને છે, કે આપણે કોઈ વાંચનમાં કે કોઈ ઇતર ક્રિયામા લીન થયા હોઈએ, ત્યારે આપણી દષ્ટિ સમક્ષ દેખાતાં દશ્યો અથવા કર્ણપટ પર પછડાતાં નગારાના અવાજો પણ આપણા લક્ષમાં લેશમાત્ર આવતા નથી દુન્યવી વિષયોં પ્રત્યે નિર્લેપ–નિરાસક્ત રહેવુ તે આનુ નામ, ગીતાજીમાં ‘ ઉદાસીન ’ શબ્દનો જે પ્રયોગ કરેલો છે, તે ઘણા ઔચિત્યપૂર્વકનો છે માણસે અંતિમ સ્વસ્થતા પ્રાપ્ત કરવી હોય, તો તેણે દરેક પ્રકારની દુન્યવી વ્યવહારુ ક્રિયા તેમા વાસનાની છાંટ સરખી પણ આવવા દીધા વગર–‘ઉદાસીન’તાપૂર્વક–તટસ્થભાવે કરવી અને ચોવીસે કલાક શ્રીહરિમાં ચિત્તને દઢીભૂત બનાવવુ

અનેક જન્મોની મથામણ અને ઈશ્વરના કૃપાપ્રસાદથી ભગવદ્દશરણ પ્રાપ્ત થાય છે અને ભગવદ્દશરણ પ્રાપ્ત થયા પછી. તો યદ્ ગત્વા ન નિવર્તન્તે તદ્ધામ પરમં મમ જ્યાં સૂર્ય અને ચંદ્ર પ્રકાશતા નથી, જ્યા ગયા પછી કોઈ પાછું ફરતું નથી, તેવા અક્ષયધામમા પહોચી જવાય છે ભગવાનનું શરણ મળ્યા પછી બીજું કંઈ પણ મેળવવાનું બાકી રહેતુ નથી.

આનું નામ તે સાયુજ્યમુક્તિ બીજા અર્થમા કહીએ તો તે છે અમરતા. અમરતાનો આ સાચો ધોરી માર્ગ છે અવધૂતો જ એને પામે છે કરોડો તો એ માટે પ્રયત્નશીલ નથી રહેતા, કેંક પ્રયત્ન કરે છે, તો વચ્ચેથી જ અટકી જાય છે અને કેક કરોડોમા એક અંતિમ સિદ્ધિને વરે છે.

એટલા માટે જ જ્ઞાનચક્ષુ મૈત્રેયી અંતે અનંત અવકાશ તરફ પોકારી–પોકારીને કહે છે

**ૐ અસતો મા સદ્ ગમય । તમસો મા જ્યોતિર્ગમય । મૃત્યોર્માઽમૃત ગમય। આવિરાવીર્મ એધિ રુદ્ર, યત્તે દક્ષિણં મુખં તેન માં પાહિ નિત્યમ્ ॥**

ઓ પરમ કૃપાળુ પરમાત્મા ! અસત્યોમાથી સત્યમાં મને પ્રકટ કરો, નિબિડ અંધકારમાથી પરમમંગલમય જ્યોતિમાં મને સંસિદ્ધ કરો, અને મૃત્યુની ગહનતામાંથી મને અમરતાના સરલ પ્રકાશમા ઉદયમાન કરો, હે પ્રકાશ ! તમે મારામાં–જ પ્રવેશ પામો, હે રુદ્ર ! હે ભયાનક ! તમારા પ્રસન્ન અભિજાત પ્રેમમુખનુ મને દર્શન કરાવો અને તમારા દર્શનથી તમે મારુ અનંત કાળ સુધી રક્ષણ કરો

★

અવિદ્યા અને તૃષ્ણા એ કોઈ બાબતના વિચાર અને આચાર જેવા બે પાસા છે, તે બે એ રીતે પરસ્પર સંકળાયેલી વસ્તુઓ છે અવિદ્યા જન્મવી એ જીવન સાથેના અંગભૂત–તેની જીવંત અખંડતામાં પરેલા વિચ્છેદનું પ્રતીક છે તથા જગતના સુમેળ સામે બળવારૂપે, પોતાની જાતને અલગ પાડવારૂપે, તથા અતિશયતા ભરી વૈયક્તિકતારૂપે તે વ્યક્ત થાય છે આમ જીવાત્માને સતાવતી તૃષ્ણાઓ અને કામનાઓ ઊભી થાય છે, તેઓ તેને સાંકળોમા જકડી લઈ, એવી તો પરાધીન દશાએ પહોચાડે છે, કે જેમાથી છૂટવાનાં તે વ્યર્થ ફાંફાં મારે છે —રાધાકૃષ્ણન્

# લોકજીવનનાં કથાગીતો (૨)

શ્રી. મધુભાઈ પટેલ

કોણ જાણે કેમ પણ લોકકવિને ભાઈબહેનના વિરહે ઘણો જ સતાવ્યો હશે. કુટુંબજીવનના પ્રત્યેક પાસાથી એવી કળા કારીગરીથી ઉપસાવે છે, કે ગમે તેવા ક્રૂર હૈયાનો માનવી પણ એને સાંભળતાં ડોલી ઊઠે.

સોનબાઈની લોકકથા તો નાનપણમાં બધાયે સાંભળી હશે. પણ ફરીફરીને સાંભળીએ તો યે આત્માને તૃપ્તિ ન થાય, એનું સૌંદર્ય જાણે પીધા જ કરીએ, સોનબાઈ પર લાદવામાં આવતી આપત્તિઓ જોઈ આપણું યે હૈયું વિંધાઇ જાય, એવી આ કથા છે. અને એનો અંત? કલાનો સુંદર નમૂનો છે.

બીજી 'બલિદાન' ની કથા કાઠિયાવાડનાં લોકગીતોમાં પણ પ્રચલિત છે, પરંતુ પિયેરથી નીકળી સસરાના ગામના સૂકા સરોવરને આત્મબલિદાનથી એ જળબંબાકાર કરે, ત્યાં સુધી તો કદાચ સામાન્ય થઈ પડેલું કથાવસ્તુ કહી શકાય. પણ ના, નારીહૃદયની સાચી આરઝૂ તો ઊડતી સમળી દ્વારા પોતાનાં સગાંને જે જે સંદેશો મોકલે છે તેમાં છે. એ સંદેશાઓ ગ્રામ્ય પણ કેટલા ભાવભરપૂર છે, કેટલા સૂચક છે!

'અખંડ આનંદ' ના વાચકોનાં કુટુંબોમાં આ કથાઓ વંચાવી જ જોઈએ.

## સો ન બા ઈ

માય ને બાપ બેઉ કાશી ગયાં,
સાતેય ભાઈ તો વા'ણે ચડ્યા;
ને સોનબાઈ બેનને મેલી ગયા!

સાત-સાત વીરાની એક લાડકડી સોનબાઈ બેની હતી. કાશીની યાત્રા કરવા નીકળી ગયેલાં એનાં માબાપ અને વહાણમાં વેપાર ખેડતા સાતે વીરા એની ભાભીઓની સંગે મેલી ગયા. એ ભાભીઓ સોનબાઈ પર જુલમ વરસાવતી હતી. તેમના જુલમ પણ કેવા!

સાતેય ભોજાઈ વેળા પાડે,
વગર દોરડે પાણી ભરાવે;
ને સોનબાઈ કૂવે જઈ રડે!

રાશ વિના પાણી શી રીતે ખેંચવું? અસહાયનું રુદન સાંભળી ત્યાં થઈને જતા એક કાળા નાગને દયા પ્રગટી. રડતી સોનબાઈ પાસે જઈને કહે: 'બેન, ડરીશ મા! હું તારો ભાઈ છું! તું મને રસી માની નિર્ભયતાથી પાણી ભરી લે!' અને સાપને દોરડે સોનબાઈએ બેડલું ભરી લીધું.

ભર્યું બેડલું માથે લઈ આવતી નણદલને દેખી ભાભીઓના અચંબાનો પાર રહ્યો નહિ. તેઓ આ જોઈને તેને ડાકણ ને ધુતારીનાં નામોથી સંબોધવા લાગ્યાં. અને વઢીવઢીને ઘરનું સઘળું કામ એકલી "પાસે કરાવવા લાગ્યાં.

એક દિવસ ફરીથી એની કસોટી કરવા તેલબોળ્યાં કપડાં આપી, તેને તળાવે ધોવા મોકલી. ઓવારાના પગથિયે બેસી સોનબાઈ વિચારવા લાગી, કપડાંનો મેલ નહિ નીકળે, તો ભાભીઓ ગાળેગાળ દેશે. એમ વિચારતી તે માબાપ અને ભાઈઓને યાદ કરતી રોવા લાગી:

માય ને બાપ તો કાશી ગયાં,
સાતેય ભાઈ તો વા'ણે ચડ્યા;
ને સોનબાઈ બેનને મેલી ગયા !

એનો વિલાપ સાંભળી તળાવના બગલાંનું એક ટોળું ઊડતું આવ્યું અને એનાં ધોવાનાં લૂગડાં પર આળોટી તેમની પાંખો જેવા ધોળા કરી આપ્યાં સોનબાઈ તો હરખાતી-હરખાતી વસ્ત્રોની ગાંઠડી લઈ ઘેર આવી. બગલાની પાંખ જેવા સફેદ વસ્ત્રો ભાળી સોનબાઈની ગેબી સફળતા પર તેની દુષ્ટ ભાભીઓ વધુ રોષ દર્શાવવા લાગી, તેને વધુ કષ્ટ આપવા લાગી સોનબાઈ તો આંસુડા સારતી જાય ને સોંપ્યાં કામ કરતી જાય. ભાભીઓ એને રોજ ખાવામા કુશકીના રોટલા દેતી તેમાંથી તે એક પોતે ખાતી અને બીજો ગૌમાતાને ખવરાવી દેતી

ભક્ત પ્રહ્‌લાદની કસોટી કરવા જેમ •હિરણ્યાક્ષે તેને સંકટ દીધાં હતાં, તેમ સોનબાઈની રાક્ષસી સરખી ભાભીઓ પણ, એની શક્તિ જોવાને એક પછી એક તરકીબો શોધવી જ રહી

સાતેય ભોજાઈ વેળા પાડે,
વણ આંકડીએ ઈંધન કરાવે;
ને સોનબાઈ જંગલ જઈને રડે! •

જંગલમાં સોનબાઈને એકલી રડતી દેખી, ઝાડો પર બેઠેલાં વાંદરાને દયા આવી, એટલે તેમણે ઝાડેઝાડથી સૂકાં લાકડા ભાગી આપ્યા અને વૃક્ષે લટકતી વેલના બધે ભારો બાધી આપ્યો વનમાં દયાળુ પ્રાણીઓને આશીષ દેતી સોનબાઈ લાકડાં લઈ ઘર તરફ વળી, વગર આંકડીએ ને વગર દોરડીએ ઇંધનનો ભારો લઈ આવતી સોનબાઈનું આ કૌતુક દૂરથી દેખી ભૂંડી ભાભીઓનાં મોં ભોંઠા પડી ગયાં એમને થયું, કે સોનબાઈને નક્કી કોઈ સહાય દઈ રહ્યું છે! આપણી નજર સમક્ષ કઈ વિકટ કામ સોપીએ અને પછી જોઈએ, કે એનો કયો ભગવાન એની મદદે આવે છે? પછી તેમણે આણી ટોપલો ભરી ડાંગર. તેને ઉખળિયામાં નાખી સાંબેલા વિના ખાંડી આપવાનું કામ સોનબાઈને સોપ્યું, સોનબાઈ તો નરસિંહ ભગતની જેમ શામળિયાની સહાય વાંછતી ઉખળિયે બેસી આંસુડાં સારવા લાગી

સાતેય ભોજાઈ વેળા પાડે,
વગર ખાંડણે ખંડાવે,
ને સોનબાઈ ઉખરી બેસી રૂવે !

દુખીઓનો જોનારો ભગવાન! સોનબાઈનુ રુદન સુણી ઊડતી ચકલીઓ ભેળી થઈ એટલે આવી, આજસુધી સોનબાઈને હાથે ઘણું કણુ અને પાણી પામી હતી આજે સોનબાઈને મદદરૂપ થવાનો એમનો વારો હતો ચકલીઓ તો ડાંગરના ઢગ ઉપર આવી બેઠી, ને ડાંગરનો દાણેદાણો ફોલી નાખી, ચોખા છૂટા પાડી આપ્યા અને ફરરર કરતી ઊડી ગઈ.

દૂર બેસી આ ખેલ જોઈ રહેલી ભાભીઓ દોડતીદોડતી સોનબાઈ કને આવી

પહોંચી અને તેણે ડાંગર ચકલાંને ખવરાવી દીધાંનો આરોપ મૂકતી તેને પીટવા લાગી. રોતાંરોતાં સોનબાઈ કહે: 'મને મારો મા, ચકલાંએ એકે દાણો ગળ્યો નથી, એક ભાભી દોડીને ત્રાજવાં લાવી. ત્રાજવે ચોખા ને છોતરાંનાં વજન કર્યાં, તો દીધેલી ડાંગર જેટલું જ વજન થઈ રહ્યું! ચકલાંને ને નણંદીને ગાળો ભાંડતી ભાભીઓ ખાંડેલી ડાંગર લઈ ઘરમાં ચાલી ગઈ. જતાંજતાં એક દુષ્ટાને કુબુદ્ધિ સૂઝી. સોનબાઈ પાસે જઈને કહે: 'કોણે કહ્યું ચકલાં નથી ખાઈ ગયાં? જો, ટોપલામાં ડાંગરનો એક દાણો ખૂટે છે.' આંસુ રેલાવતી સોનબાઈ લીમડે બેઠેલી ચકલીઓને કહેવા લાગી: 'અલી ઓ! કોઈ મારો દાણો ચોરી લાવ્યું હોય તો બોલજો!' ત્યાં તરત જ એક ચકલીએ પોતાની ભૂલની ક્ષમા માગી, ચાંચમાં સંતાડેલો દાણો સોનબાઈને દઈ દીધો. સોનબાઈએ તેની ભાભીને તે લાવી દેખાડ્યો, ત્યારે તે મોં વકાસી સોનબાઈ સામું જોઈ જ રહી!

આટઆટલાં કામ કરી દીધાં છતાં નગુણી ભાભીઓનો હૃદયપલટો ન થયો તે ન જ થયો. હવે દુઃખ ક્યાં સુધી સહેવાં? હજી માબાપ કે વીરાઓમાંનું તો કોઈ આવ્યું નથી. સોનબાઈ તો કંટાળીને એક દિવસ દરિયાકાંઠે જઈને વીરાઓની વાટ જોતી બેઠી.

દરિયાદાદાને કહે:

માય ને બાપ તો કાશી ગયાં,
સાતેય ભાઈ વા'ણે ચડ્યા;
ને સોનબાઈ બેનને મેલી ગયા!

સમંદરમાં તે દહાડે આંધીના વાયરા ખૂબ જોરથી વાઈ રહ્યા હતા. કિનારાનાં લાંગરેલાં વહાણ પણ ડાલમડોળ થતાં હતાં. તે પ્રમાણે ઊંડે દરિયે તો વિશેષ તોફાન હશે તેમ લાગતું હતું. સૂરજ ડૂબવાને હવે થોડી જ વાર હતી. સોનબાઈ તો એના વીરાઓની ક્ષેમકુશળતા ઇચ્છતી વિલાપવા લાગી.

થોડીવારે એક વહાણ કિનારે આવી ખડકાયું. એના ખલાસીઓ કૂદકા મારતા ધરતી પર ઊતરતા હતા, અને જીવ્યાનો શ્વાસ ખેંચતા હતા, અને રાખણહારા રામનું નામ લેતા હતા. સોનબાઈ દોડતી એમની પાસે ગઈ અને પૂછવા લાગી: 'મારા વીરાઓનું વહાણ તમે જોયું?' પેલા કહે: 'તારા વીરા કોણ? અમે ના ઓળખીએ. હા, એક વહાણ અમારી પાછળપાછળ થોડે સુધી આવતું હતું. એક માના જણ્યા હોય એવા સાત બંધુડા તેને હંકારી રહ્યા હતા. અરે! પણ તે વહાણ તો ઝંઝાવાતમાં ક્યારનું યે સપડાઈ ગયું હશે! પૂછ, બેન પેલા તોફાની દરિયાને જ હવે તો?'

પણ સાત વીરાની સોનબાઈ બેની એવું પૂછવા થોભે શાની? એણે તો ઝુકાવ્યું એકદમ ઊછળતા સાગરતરંગો મધ્યે. તરતીતરતી એ તો એના વીરાનું વહાણ શોધવા જઈ રહી હતી.

ક્યારેક તાડપૂર ઊછળતાં મોજાં સામે બાથ ભીડતી, ઊંચે દેખાતી, તો ક્યારેક ડૂબકી મારતી સાગરના પેટાળને પગો અડાડતી હતી. અને 'ઓ ભાઈ! હું આવું છું......આવું છું......' બોલતી હતી. મસ્તીભરેલો મહેરામણ પણ આજે તેના સમુદ્રફીણના

વિશાળ, ધવલ દાંતો દેખાડતો, ' માણુસ ગ ધાય, માણુસ ખાઉ, ' કહેતો કોઈ ભુખાળવા રાક્ષસ જેવો લાગતો હતો

પેલી તરફ સાતે ભાઈઓનુ વહાણુ ખરે જ ડૂબવાની અણી પર આવી રહ્યુ હતુ. સૌ પોતાની જીવ્યાની આશા છોડી દઈ, ભગવાનનું છેલ્લું સ્મરણુ કરી રહ્યા હતા. ત્યાં સોનબાઈ બહેનનાં પુણ્યે આફતની આડા ઊતર્યાં ડૂબતા વહાણુની ફરતા કુશકીના ગોળ ગોળ હલકા રોટલા ક્યાંકથી આવી વળગી ગયા ડૂબતુ વહાણુ તરતુ થયુ ! તેને વેગે હંકારતા, આનંદ કરતા ભાઈઓ કાંઠે આવી પહોંચ્યા એમના આવ્યાના ખબર ઘરે પહોંચતા સાતેય ભાભીઓ સાગરતીરે દોડતી આવી. વહાણુફરતા વળગેલા રોટલા દેખી માંહોમાંહે કહે 'આવા રોટલા તો આપણી સોનબાઈ ખાય છે.' ' હૈં શુ કહ્યુ ? ' ભાઈઓ બોલ્યા, ' એ રોટલાએ જ અમને તો તાર્યા ! ક્યાં છે તે અમારી તારણુહારી દુ ખિયારી સોનબાઈ બેનડી ? '

પાપણીઓ કહે· 'તે તો પાછલા પહોરની અહી આવી હતી ' ' તો ક્યાં છે અમારી એ સોનબાઈ ભગિની ? ' કાંઠે ઊભેલો એક માછીમાર બોલ્યો· 'વીરાને શોધનારી એક અભાગણી બહેન હમણાં જ થોડા સમય પહેલાં ' ભાઈ, હુ આવુ છુ હુ આવું છુ . ' કરતી ઉછાળા મારતા સાગરમાં દૂરદૂર ચાલી ગઈ એ જ તમારી બહેન હશે, ભાઈ ! ' સૌ આ સાભળી અવાક બની ગયા વહાણુ સરખા વહાણુને ગળી જવા મથતા એ તોફાની સાગરના પેટાળમાં સાત વીરાની સોનબાઈ બહેન ક્યારનીય વિલીન થઈ ગઈ હતી. ઉદધિના વિશાળ ઉદરને સ્પર્શી આવતા વાયરામાં કાંઠે ઊભેલા માનવોથી દૂર-ક્ષિતિજ પારથી રેલાઈ આવતુ એક કરુણુ ગીત જાણે સભળાતુ હતું:

માય ને બાપ બેઉ કાશી ગયા,
સાતેય ભાઈ તો વા'ણે ચડ્યા,
ને સોનબાઈ બેનને મેલી ગયા !

*

## બલિદાન

ઘણા જૂના જમાનાની આ એક લોકકથા છે તે દિવસોમા લોકો પ્રકૃતિ, શક્તિ અને દેવીઓની પૂજા કરતા અને તેમના માગ્યા ભોગ ધરતા ભોગ ન ધરે તો દેવી કોપે ચડે એમ મનાતું દેવતાના તે ભોગ એટલે ફળફળાદિ, નાળિયેર કે મેવા મીઠાઈ નહિ, પણુ પશુપખીના ભોગ અને કેટલીક વાર તો અણુમોલ માનવદેહની પણુ અમર આહુતિ દેવાતી દેવીને ચરણે એવા આત્મભોગ, બલિદાન કે દેહ સમર્પણુ કરનાર માનવી હસતે મુખડે પોતાનું શિર ધડથી અલગ કરી શક્તિદેવીને સોંપતો, આવા મનુષ્ય, દેહના ભોગથી દેવી અતિશય તૃપ્ત થઈ જનસમુદાયનું કલ્યાણુ કરતી, ગામના રોગો હરતી, પશુપખીને રોગમુક્ત કરતી, તેમના સૂકા કૂવા ને તળાવને પાણીથી છલકાવતી એવી તેમની આસ્થા હતી

પાંચમે પગથિયે વહુજી જોઈ પગ મેલજો,
　　　　પાણી તો છાતી સમાં રે જી!
છઠ્ઠે પગથિયે વહુજી જોઈ પગ મેલજો,
　　　　પાણી તો ગળા સમાં રે જી!
સાતમે પગથિયે વહુજી ઘસી પગ મેલજો,
　　　　હવે તો બૂડી જવાનાં રે જી!

એમનું ગીત ઘડીભર થંભી ગયું. સર્વત્ર ઘેરી શાંતિ છવાઈ. આ દૃશ્ય જોનારાં સૌનાં હૈયાં સમાન ધબકારા લઈ રહ્યાં, ત્યાં સાતમે પગથારે પગ મૂકતી અમર નારીએ સરોવરપાળે ચોંટી ગયેલાં ગ્રામવાસી અને સગાંસ્નેહીઓ પર એકવાર છેલ્લો દૃષ્ટિપાત કર્યો અને અંતર્યામીનું સ્મરણ કરતાં ઊંચે આભમાં જોયું તો એક સમડીને થંભેલી જોઈ. તરત જ એનું મૈયરિયું સાંભર્યું. સમડી સાથે તે ત્યાં સંદેશો પાઠવતી કહેવા લાગી:

આકાશે ઊડતી બાઈ રે તું સમડી,
　　　　એક તે સંદેશો લેતી જાજે રે જી!
મારી તે માડીને એટલું જ કે'જે,
　　　　માટલી ભરી લાડુ રખે મોકલે રે જી!
મારા તે વીરાને એટલું જ કે'જે,
　　　　વેલડી જોડી આંગણે રખે આવે રે જી!
મારી તે ભાભીને એટલું જ કે'જે,
　　　　દાબડી ભરી કાજળ રખે મોકલે રે જી.

છેલ્લો સંદેશો બોલી ન બોલી ત્યાં સાતમે પગથારે તેણે પગ મૂકી દીધા અને ડૂબકી મારતી તે સરોવરના ઘેરા ઊંડાણમાં જળદેવીને ચરણે જઈ વસી. ગામલોકોએ 'જય અંબે' 'જય અંબે'ના પોકારો કર્યા. ઢોલનગારાં વાગી ઊઠ્યાં.

ગ્રામનારીઓએ જળદેવીનાં ગીત ગાયાં.

સરોવરની સપાટી પર ફૂલો તરી રહ્યાં હતાં. તેની પડખે શ્રીફળ હિલોળાં ખાઈ રહ્યું હતું. અને તરતી થાળમાં 'બલિદાન' દઈ ગયેલ વડીવહુના અમર દીવડા બળી રહ્યા હતા. ત્યાંથી ઉદ્ભવતી ગોળ ઘૂમરિયાળી જળલહરીઓ સરોવરકાંઠે અણુ-ઝીલ્યો બોલ ઝીલી લાવતી હતી.

સગે રે સસરે સરોવર ખોદાઈવાં,
　　　　સરોવરે લીધા ભોગ રેજી.

*

# નપાણીઓ ભાલ

[ફેબ્રુઆરી અંકથી ચાલુ]

લેખક
શ્રી નવલભાઈ

## દશ્ય બીજું

સ્થળ : એ જ

સમય : થોડા દિવસ પછીનો બપોર.

[ બન્ને દેગડા લઈ કેશુર અને મંગો પ્રવેશ કરે છે તળાવમાં વીરડામાંથી બેત્રણ સ્ત્રીઓ પાણી ઉલેચી રહી હોય છે મંગો ગામઠી લહેકારે છે ]

મંગો : સાંગાસર ગામ અને સાઠીડાં પાણી.
ઊઠને રાણી, ભૂજ હું ધાણી.
ફાકતો ફાકતો જાઉં હું પાણી
ઊઠને રાણી,. ઊઠને રાણી.

[ ધાણીનો ફાકો મારે છે અને એક મૂઠી કેશુરને આપે છે ]

કેશુર : તળાવ સુકાણું ને વાવ સુકાણી,
ખારાં અગર તળનાં પાણી,
દનિયું રાત મથીએ તારે,
મળે માંડ પાવલું પાણી,
એવો આ ભાલનો કાંઠો,
એવો આ નળનો કાંઠો,
મળે જ્યાં, પાવલું પાણી,
મળે માંડ પાવલું પાણી!

[ બન્ને વીરડા પાસે આવી પહોંચે છે કેશુર ઉજમ પાસે દેગડો મૂકે છે ]

મગુ : કેશર ! બધો મલક આવો જ દુખી હશે શું ? પાણીનું આ દુઃખ . !

કેશુર : હાચુ જ તો ! આ તો આપણને જ આવું દુઃખ છે ઓલે દી હું ધોળી ગીયોતો, મારું વા'લું હું મઝાનું તળાવ ! જાણે સરવર જ જોઈ લો.

ઉજમ : (વચમાં જ) બેસ, બેસ હવે, ટાઢા પોરના ગપ્પાં હાંકવા ન કર છ આઠ મઈના પર ઓલા મોટા મખીની કાણે ગઈતી તારે તો તળાવમાં કાંકરા ઊડતા'તા કાંકરા આપણે તો આ બે ગઉ હીંડીએ ને પાણી લાધે પણ ઈ વેછ–ધોળી-વાળાનો તો દમ નીકળી જતો તો દમ ..

કેશુર : માતાના જો, જૂઠું બોલતો હું તો, આ સરચઈતરે પણ એવું મઝાનું પાણી ! મંગા ! હું નાવાની ને ફદવાની મઝા ! આખો દી બસ નાયા જ કીધું અને બાપના ! તળાવને કાંઠે એવો સરસ બગીચો બનાવી દીધો છે એવો સરસ કે

ઉજમ : બેસ હવે આ મારો આખો જનમારો ગીયો પણ ભાલમાં બાગ નથી દેખ્યો તું વળી નવઈ વાત લાઈવો

મંગો : (ગણગણે છે)

પાથર જેવો ભાલનો કાંઠો,
સીધો દોર નળનો કાંઠો
મળે જ્યાં પાવલું પાણી
મળે માંડ ચાંગળુ પાણી !

કેશુર : તમે હાચુ નઈ માનો, પણ હાચુ કીછ ઓલા ધોળીકફનીવાળા આવે છે ને ?

મંગુ : કોણ ઓલા મા'રાજ ? ઉઘાડે પગે, ધોળાં બગલા જેવાં કપડાં પે'રીને હીંડે છે ઈ ને ? ઈ મારાજના માણહાને ?

કેશુર : હા, એ જ સંત મા'રાજ !

ઉજમ : મા'રાજ તો કે'વા પડે ! આવી તપતી બળીપાટ ભોંય પરેય ન જુએ તાપ, ન તડકો બસ હીંડયે જ રાખે મૂઆં પગનાં તળિયા નહિ બળતાં હોય . અને એમની આંખ ! કેટલી મીઠી જાણે અમરત વરહે. ને એમની વાણું ! મારી ! મારી ! કે'તા પાણીપાણી કરી નાખે

**મંગો :** ઈ તો ઓલા મોઢે કપડાવાળા મારા'જને? ખરા છે! જયાં બેહે તાં ઝાડી નાખે. દોરાની હાવરણી બગલમાં રાખીને ફરે છે.

**કેશુર :** હાં ઈ જ એમને લીધે જ ઈ ઘોળીનું તળાવ ખોદાણું. આંઈજ બધે ફરે છે. ઓલા ઊંચા હરખા કફનીવાળા છે ને તે કે'તાતા કે આપણે આંય પણ તળાવ ખોદાવવાના છે.

**ઉજમ :** તો તો બધું જ દખ મટી જાય સે. આ હવારના રોટલા નથી ખાધા, ને પૂંજો ઘેર ચાર દીનો તાવમાં ધીકે છે.

**કેશુર :** મારાં'જ તો મદદ કરવા તિયાર છે પણ આપણા ગામના પટેલીઆ જ કાં હીધા ઊતરે છે. મા'રાજ તો કે છે કે તમે પણ થોડી મદદ કરો.

**ઉજમ :** એમાં ખોટુંય શું છે? એ કાંઈ ઓછા હંગાથે પાણી બાંધી જવાના છે? આપણે પીવા જોઈએ ને આપણે હાથ હલાવીએ ઇમાં આપણું હું લુટાઈ જાય? કયાં ખેતરમાં ઢેફાં નથી ઉખેડતા તે...

**સોમી :** આવે ઈ વાતુમાં તમે હું હમજો? અમારા ઘરવાળા (મખી) છે ને તે કે'તાતા કે આ તો બધો ઢોંગ છે ઢોંગ. કોણ જાણે તળાવ ખોદાવીને હુંય કરવાના ઓહે?

**કેશુર :** તળાવ ગળાવીને પાણી પાશે. કાંઈ ઝેર તો નથી નાખવાના ને?

**સોમી :** ઇ તમે હું જાણો! સાંભળ્યું છે કે મારા'જ કૂવા તો ખોદાવે છે પણ બધી વરણ–ઢેડાં, ભંગિયાં, ચમાર, બધા હંગાથે પાણી ભરે એવી શરત મૂકે છે.

**મંગો :** એવું તે હોય? એ તો મોટા ધરમાતમા છે. હારા હારાય પગે લાગે છે. કેવા મોટા–મોટા માણસાં ઈમને દરશને આવે છે. ઇ તો વળી ઈમ કરતા હોય?

**સોમી :** ઓય મા! મૂઆને ઇ પાણી! એવો બોળાવારો કરી આ પાપમાંથી કયે ભવે છૂટીએ! હાત ભવ ઢેડકાંના લેવાં પડે! એના કરતાં તો વગર પાણીએ મરવું હારું?

**કેશુરે :** પણ આ ઢેડો પાણી ભરે એમાં હું ખોટું? લ્યો, આ તમારા વીરડાંથી ઓલા છમલાનો વીરડો દહ હાથે ય દૂર નથી. કોને ખબર એના વીરડામાંથી તમારી ગમ પાણી નંઈ આવતું હોય?

**સોમી :** આવે મેલ બધી વાતું! તુંય મૂઆ બગડી ગીયો છ. ઉજમ બા! આવા તે વળી હાધુમા'રાજ હોતા હશે. આ તો બધા ઢેડાંભંગિયાંને એકઠાં કરી બોળાવારો કરી નાખવાનો પેંતરો છે! તમે નાં હમજો! આપણને બધાંને વટાડી મારશે!

(સોમી પોતાના વીરડા ભણી વળે છે.)

**ઉજમ :** (સ્વગત) પણ મા'રાજને આવું તે શેં હુંજતું હશે? (થોડીવારે) વાતે ય ખરી. કાંઈ ગામનાં ચાર ખોરડાં હારુ જુદો કૂવો થોડો ખોદવા બેસાય છે? એક કૂવા કે તળાવનાં તો ઠેકાણાં નથી, ત્યાં બીજાની વાત જ કાં કરવી?

**કેશુર :** (પોતાનો દેગડો લઈ ઊભો થાય છે.) મંગા! મંગા! ઓલું હામુ કોક ધોળું ધોળું આવતું દેખાય છે.

**મંગો :** આવડે બપોર એ મા'રાજ હશે. હાથે કોઈ બીજો ય ધોળી કફનીવાળો છે.

**ઉજમ :** (ઊભી થઈને) ઓય મા! આવા તાપમાં?

**કેશુર :** માસી, હું નો'તો કે'તો કે સંત મા'રાજ આવવાના છે? એ જ છે. (આનંદમાં આવી જઈ લહેકાથી) આવો મારાં સંત મા'રાજ.

ઉજમ : ( ધીમેથી ) આવો મારા સંત મા'રાજ.

હું તો ઊંચી ચઢું ને નીચી ઊતરું રે લોલ.
તમારા દરશને હું તો ગાંડી ને ઘેલી રે લોલ

કેશુર : આ અમારું તળાવ પણ ચોળીના જેવું સરવર થઈ જાય તો ઓ ભગવાન ! (આકાશ ભણી જોઈ રહે છે )

( જૈન સાધુના વેશમા મણિભાઈ નામના એક યુવાન સાથે સંત પ્રવેશ કરે છે કેશુર દોડી જઈ પગે લાગે છે ઉજમ અને મંગો જોઈ રહે છે )

સંત : કેમ મઝામા તો ખરાને માજી ?

ઉજમ : હા, બાપુ, ભગવાનની મે'ર છે તે ગમે તેમ જીવીએ છીએ ! પણ હવે તો ઝાઝુ વેઠાય એવું નથી રીયુ

સંત : કેમ ?

ઉજમ : આ હવારની આવી'તી તારે માડ ઘડો પાણી મળ્યુ

મણિભાઈ : ( હાથમાં થોડું પાણી લે છે ને દુ:ખની સહાનુભૂતિમા માથુ હલાવે છે ) આ રગડો ? કેમ પિવાય ?

ઉજમ : ( નરમાશથી ) આવુ આવું મળે છે તે ઠીક છે નહિ તો ?...

કેશુર : મા'રાજ ! અમારુ તળાવે ય ચોળીના જેવુ બંધાવી દીયો ને ?

મણિભાઈ : તમે ક્યાંથી જોયુ ?

કેશુર : અરે હુ ગીયો'તો ને ? હુ નાવાની મઝા ! બસ

મણિભાઈ : એમ ? તો તમે પણ તમારુ તળાવ ખોદવા લાગશો ને ?

કેશુર : જરૂર ! એમાં શું ? પાણી તો અમારે જ પીવુ છે ને ?

(ફાટેલા-તૂટેલા લૂગડાં સાથે બસે તૂટલું હાલ્લું મૂકી ઊભો પ્રવેશ કરે છે ને મા'રાજને જોઈ ઊભો રહે છે )

મણિભાઈ : કેમ પાણી લેવા આવ્યો છે ?

છલીઓ : હા મા'રાજ.

મણિભાઈ : તમારો વીરડો ક્યાં છે ?

છલિયો : બાપુ ! અમે તો ભંગિયા છીએ ! અમારા વીરડામા શું જોવાનું ?

મણિભાઈ : પણ માણસ તો છો ને ? તમારેય પીવા પાણી જોઈએ છે ને ?

સોમી : (સંત તે તરફ વળે છે એટલે ભયથી) ઈ તો ભંગિયો છે માં'રાજ !

સંત : ( હસીને હાથથી ) શાંતિ ! શાંતિ !

[ છલિયો વીરડો ખોદે છે ]

મણિભાઈ : સવારમાં પાણી લઈ ગયો-તો કે શું ?

છલિયો : ના મા'રાજ ! કોઈ ભૂંડું ચોરી ગયુ લાગે છે હવે તો ગામના લોકો અમારુ પાણી હુદ્ધાં ઢોરોને પાઈ નાખે છે, આ બે ખોબા પાણી પર આંખો ઠી કાઢવો પડશે !

( સંત નજીક જાય છે અને છલિયાના માથા પર પ્રેમાળ હાથ ફેરવે છે, સોમી મોંમા સાડી ઘાલી ઉજમને બતાવે છે સાધુ એની સાથે બાજ પર જઈ વાતો કરે છે, ત્યારે રંગભૂમિના આ ખૂણા પર રહેલા બાઈઓ વચ્ચે વાતચીત થાય છે )

સોમી : હું નો'તી કે'તી કે આખું ગામ અભડાવી મારશે ! જોયુ ને હંગી આંખે ? ઓલા છલિયાને માથે હાથ ફેરવ્યો !

ઉજમ : ઈ તો મોટું માણહ છે ઈને મન તો બધા હરખાં ! એને વરણના ભેદ શા ? એ બધા ભેદ તો આપણા હૈયામાં છે ! એને મન તો બધાંય માણસ-કીડીને હઉ હરખા !

સોમી . ઈમ કોઈ અડવે મોટા થવાતું હશે ? આ તો નવાઈનો સાધુ ભાળ્યો આટઆટલા સાધુ સંતો જોયા પણ આવો

**કેશુર:** (સ્વસ્થતાથી) મારે પણ.

**મણિભાઈ:** તારે ?

**કેશુર:** હા, દારૂ-માટી બંધ.

**મણિભાઈ:** દારૂ હોત ?

**કેશુર:** હાં, એ ગંધાતામાં તો હું પીતું છ ?

**મણિભાઈ:** અને ચા ?

**કેશુર:** મૂઉં મા'રાજ ચા વગર તો નોં જીવાય. હવારનો રોટલો જ ગળે નોં ઊતરે ને !

**સંત:** ઠીક, એક મહિના માટે દારૂમાટી બંધ, ખૂબ દિલથી પાળજો.

[આ સમય દરમ્યાન સોમી, નાથી આવી પહોંચે છે, બારણે ઊભાં રહી બધું જુએ છે, સંત ભિક્ષા લઈ ઉતાવળા રંગભૂમિના બીજે-સામે બારણેથી ચાલ્યા જાય છે, મણિભાઈ પણ જાય છે. ઉજમ એટલાની ધાર સુધી આવી હાથમાં લૂગડાનો છેડો લઈ પગે લાગી નીરખી રહે છે.]

**ઉજમ:** આજે આ મનખો પાવન થીયો !

**કાળુ:** ઘરમાં ભગવાનનાં પગલાં પડ્યાં, (ઘરના અંદરના ભાગમાં જાય છે.)

**સોમી:** (ટોળથી)લ્યો આ ઉજમનો મનખો પાવન થઈ ગીયો ! માટી ખાધી ઈમાં તો હું લુટાઈ ગયું ? બાપદાદાથી ખાઈએ છીએ, પણ ઘેડાંના ઘરનું તો નથી ખાધું ને ? સાંભળ્યું ? અમારા મખી કે'તાતા ઓલા ધોળીવાળા છમા ઢેડાને ત્યાંથી એના મા'રાજે રોટલા ખાધા'તા.

**નાથી:** હાય ! મા ! ઢેડને ત્યાંથી રો'ટલા ? કોણુ જાણે આ ઉજમને ય હું લા[illegible] છે ? આવા હાધુને ઘરમાં ઘાલી [illegible] ઘર અને ગામ બોળી નાખ્યું.

**કેશુર:** ઢેડને ત્યાંથી એમણે રોટલા ખાધા એમાં હું ખોટું કર્યું ? ઈય માણહ છે ને ?

**સોમી:** આ બંનેનેય કામણ કર્યું લાગે છે !

**નાથી:** મારા'જ તો કે'વા પડે, પણ આપણે આ ઢેડાં-ભંગડાંનું નથી ગમતું. બીજું બધું હારું પણ આ...વળી...

**ઉજમ:** અરે ભગવાન છે, નહિ તો આવા મલકમાં બા'રનું માણહ ક્યાંથી ? ગામડે ગામડે ફરે, કૂવા-તળાવ ખોદાવે.

**સોમી:** આ તળાવો તો તાળવે ગોળ છે, એનું આ બધું બોલાય છે. આ કેચરીઓય ઓલું ધોળીનું તળાવ દેખી આવ્યો છે ને તેનો કૂદે છે, પણ તમારા મા'રજ કાંઈ બધે કોથળીનાં નાણાં થોડા છોડી દેવાના છે ?

**કેશુર:** નહિ છોડે તો કાંય નંઈ ! આપણે એટલા ખાતર જ ઓછા એમની હારે ન જઈએ છ, ભલા ! ઈમની આંયખમાં તો જુઓ, નીતરો પ્રેમ વરહે છે !

**સોમી:** હું ઈ જ કઉં છું ને કે કામણ કર્યું છે કામણ !

**ઉજમ:** ભલે કર્યું, અમે ભલે ભોળવાતાં, તમે ચોખલિયાં રે'જો, ભલે હું અભડાતી; મારું ઘર અભડાતું, ભલે હું નરકમાં જતી, જાવ ! જાવ. મારે કોઈનુંય હાંભળવું નથી.

**સોમી:** મોટી સાધુડી ના થઈ બેઠી હોય તો. (બબડતી બબડતી જાય છે.)

**કેશુર:** ઓ મા ! જો એવું ખાવાની મનખા થાય તો મારી જીભ કપાઈ જજો.

**ઉજમ:** માવડી મારી મને બળ દેજે કે આખો ય જનમારો આવા હાચા માણહને છેતરું નો ! (પડદો)

**પ્રથમ અંક સમાપ્ત**

★

# સંતસમાગમ

•

શ્રી. રમણીકલાલ જ મહેતા

હંસ મહારાજનું જીવન અને તેમનો ઉપદેશ અનેક ભક્તોને જ્ઞાનનો પ્રકાશ આપનારો છે એમાંથી થોડાંક કિરણો 'અખંડ આનંદ'ના વાચકો માટે અહીં એકત્ર કર્યાં છે, 'સંતસમાગમ' દ્વારા આપણા જીવનમાં એ ઉતારીએ અને ઘેરબેઠાં સંતોનો સમાગમ કરીએ

સદ્‌ગ્રંથ જે પ્રમાણે એક પ્રકારનો સત્સંગ છે તેમ સજ્જન પુરુષોની સાથેના પ્રસંગો પણ સત્સંગ છે આ સંગનો પ્રભાવ બહુ મોટો છે, એ સમજાવવા માટે બાબાએ હિરણ્યકશિપુના પુત્ર પ્રહ્‌લાદની બે વાતો સંભળાવી પ્રથમ તેના બાલ્યકાળની એક વાત કહી બાળ પ્રહ્‌લાદ ફરતાફરતા એક કુંભારના નિભાડા આગળ આવી લાગ્યો કુંભાર તે સમયે માટીનાં કેટલાંક વાસણો નિભાડામાં મૂકી અગ્નિ પ્રકટાવી પકાવતો હતો પકાવવાનું કામ પૂરું થયા પછી તે કુંભાર એક વાસણને બહાર કાઢવા લાગ્યો જોયું તો એક વાસણમાં એક બિલાડી છે તેના દેહને જરા પણ આંચ પહોંચી નથી. અગ્નિના પ્રચંડ તાપમાં તેના શરીરને હાનિ થવાનું તો દૂર રહ્યું; પણ તેના એક વાળ સુદ્ધાંને પણ ઈજા થઈ નહિ આ જોઈ કુંભારે વિસ્મય પામી કહ્યું 'હરિ જેની રક્ષા કરે, તેને મારવાની કોની તાકાત છે? અર્થાત્ રામ રાખે તેને કોણ ચાખે?' કુંભારનું આ કથન પ્રહ્‌લાદના અંતઃકરણમાં કોરાઈ ગયું તે ઘણી વિપત્તિમાં સપડાયો, છતાં આ સત્યને તે વિસર્યો ન હતો, પછી જ્યારે તેને હાથીના પગ તળે, અગ્નિમાં અને પર્વત પરથી સમુદ્રમાં નાખી દેવામાં આવ્યો, તે સમયે પણ તે ક્ષણભર માટે પણ આ અમૂલ્ય સત્યને વિસર્યો ન હતો શ્રીહરિની અપાર કરુણાથી મુગ્ધ થઈ તે પોતાને કૃતાર્થ માનતો હતો તેનું ચિત્ત પણ ભગવાન પ્રતિ આકૃષ્ટ થતું હતું આટલી મહાન વિપત્તિમાં તે કુંભારના વાક્યને વીસર્યો નહિ તે જ તેના સત્સંગનું પરિણામ

કુસંગનું પરિણામ કેટલી હદ સુધી વિષમય હોય છે, તે પણ પ્રહ્‌લાદના ચરિત્રમાં જોવામાં આવે છે બાબાએ કહ્યું 'જ્યારે પ્રહ્‌લાદ સિંહાસનારૂઢ થયો, ત્યારે તેની આસપાસ ચોમેર વિષ્ણુદ્વેષી પાર્ષદો હતા દૈત્યગુરુ શુક્રાચાર્ય રોજ નિયમિત રીતે તેને કહેતા હતા 'વિષ્ણુ તારા વંશનો શત્રુ છે અને તેથી તેની પૂજા તારે માટે કરવા યોગ્ય નથી પિતૃવૈરીને સજા કરવી એ પુત્રનો ધર્મ અને કર્તવ્ય છે' તે સમયે પ્રહ્‌લાદના મનમાંથી હરિભક્તિ સરી ગઈ હતી, આમોદપ્રમોદમાં તેનું ચિત્ત રંગાઈ ગયું હતું, રાજકાર્યમાં પણ તેનું મન ગૂંથાયેલું રહેતું હતું તેના મનની આવી સ્થિતિ હતી, ત્યારે તેણે પોતાના કુલગુરુ શુક્રાચાર્યને પોતાને ઘેર ભોજન માટે નિમંત્રણ આપ્યું શુક્રાચાર્યે નિમંત્રણને હડસેલી જવાબ મોકલાવ્યો 'જે માણસ પોતાના પિતાની હત્યા કરનારને સજા આપતો નથી અને તેનો આદર કરે છે, તેનું નિમંત્રણ હું સ્વીકારી શકતો નથી'

ગુરુએ આમંત્રણનો સ્વીકાર કર્યો નહિ, તેથી પ્રહ્‌લાદના મનને આઘાત પહોંચ્યો. તેણે વિચાર કરી જોયું તો જણાયું કે તેના હાથે અન્યાય થયો છે. આથી તેણે એકદમ

ઉશ્કેરાઈ વિષ્ણુની સામે યુદ્ધ જાહેર કર્યું. પ્રધાન સેનાપતિને તેડી મંગાવ્યો. વિપુલ લશ્કર તૈયાર કરવા માંડ્યું. શુક્રાચાર્ય સલાહ આપવા લાગ્યા. રાજ્યમાં યુદ્ધ કરવાની તૈયારી થવા લાગી. આ સમયે એક વૃદ્ધ બ્રાહ્મણ હાથમાં લાકડી લઈ રાજદ્વાર આગળ આવી ઊભો. સૈનિકે તેને અંદર જતાં અટકાવ્યો. બ્રાહ્મણે કહ્યું: 'મારે રાજાનાં દર્શન કરવાં છે. તમે શા માટે મને અટકાવો છો?' સૈનિકે કહ્યું: 'રાજાના હુકમ સિવાય તમારાથી અંદર જવાશે નહિ.' બ્રાહ્મણે કહ્યું: 'જાવ ત્યારે રાજાનો હુકમ લઈ આવો.' લાંબા તર્કવિતર્ક કરી પહેરેગીર રાજાની આજ્ઞા લેવા અંદર ગયો. પ્રહ્લાદે તેને અંદર આવવા અનુમતિ આપી. બ્રાહ્મણ રાજપ્રાસાદમાં દાખલ થયો. પોતાના હાથમાંની લાકડી જમીન પર મૂકી રાજાનું અભિવાદન કરી કહ્યું: 'મહારાજ! કવખતે આવી આપને મેં વિરક્ત કર્યા.'

પ્રહ્લાદ: 'હે વૃદ્ધ! આપને આવવાનું પ્રયોજન?'

વૃદ્ધ: 'સાંભળ્યું છે કે આપે વિષ્ણુ સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો છે.'

પ્રહ્લાદ: 'આપે સાંભળ્યું છે તે ખરું છે.'

વૃદ્ધ: 'મારો પણ ઘણા દિવસથી તેની સાથે યુદ્ધ કરવાનો વિચાર છે; પરંતુ તેનું વાસસ્થાન ક્યાં છે, તેનો નિર્ણય નહિ કરી શકવાથી આટલા સમય સુધી મારો સંકલ્પ પાર પાડી શક્યો નથી. આજે જ્યારે સાંભળ્યું, કે આપણા મહારાજ વિષ્ણુ સામે યુદ્ધ કરવા પ્રવૃત્ત થયા છે, ત્યારે વિચાર આવ્યો કે વિષ્ણુનાં દર્શન ક્યાં થશે, તે મહારાજને જરૂર અવગત હશે. હું તે જાણવા માટે આપની પાસે આવ્યો છું.'

વૃદ્ધની વાત સાંભળી પ્રહ્લાદ વિચારમાં પડ્યો. વિષ્ણુનું વાસસ્થાન ક્યાં છે, તેની તેને ખબર ન હતી. એક દિવસ તે જાણતો હતો. એક સમયે તેણે બીજાને તેનું સંધાન જણાવ્યું હતું; કિંતુ આજ! તેને પોતાને તેના સંધાનની ખબર નથી.

રાજાને ચિંતામગ્ન જોઈ તે વૃદ્ધ બોલ્યો: 'સમજ્યો, આપને પણ વિષ્ણુના પત્તાની ખબર નથી અને યુદ્ધ કરવા તૈયાર થયા છો! જાઉં છું, જો બીજે કોઈ ઠેકાણે તેનું સંધાન મળે તો જોઉં.'

પ્રહ્લાદ: 'ખરેખર, બ્રાહ્મણ! મને તેના સંધાનની ખબર નથી.'

વૃદ્ધ: 'તો પછી અહીં વૃથા સમય ગાળવાનું પ્રયોજન નથી. તેથી શું વળવાનું છે? જાઉં છું—આપ કૃપા કરી કોઈને આ મારી લાકડી ઊચકી મને આપવા કહો. વૃદ્ધ થયો છું, તેથી વાંકા વળતાં મને કષ્ટ થાય છે'.

રાજા પ્રહ્લાદે એક પહેરેગીરને તે લાકડી ઊચકી આપવા આદેશ કર્યો. બળવાન પહેરેગીર તે લાકડી ઊંચી કરી શક્યો નહિ. રાજાના અંગરક્ષકે પ્રયત્ન કર્યો, તે પણ નિષ્ફળ નીવડ્યો. એક પછી એક અનેક જણ આવ્યા, પણ કોઈથી તે લાકડી ઊંચકાઈ નહિ. જે લાકડી એક વૃદ્ધ હાથમાં રમતાંરમતાં લઈને આવ્યો હતો, તે લાકડી આવા મોટા વીર યશસ્વી યોદ્ધાથી સહેજ પણ ઊંચકાતી નથી, તે જોઈ પ્રહ્લાદ ચોંક્યો. તેને એકદમ સ્મરણ થયું, કે જેણે લોહસ્તંભમાંથી બહાર નીકળી તેની રક્ષા કરી હતી, તે જ વિશ્વંભર અત્યારે આ લાકડીમાં વાસ કરી રહ્યા છે. તેને વિચાર થયો, કે 'હું જ શ્રીહરિને આટલા બધા દિવસથી વીસરી ગયો છું; પરંતુ તે કરુણાસાગર મને વીસર્યા નથી, તેમની કેવી અપાર દયા!' આટલી લાંબી અવધિએ શ્રીહરિને સ્મરણ કરતાંની વાર

પ્રહ્‌લાદનું હ્રદય પીગળી ગયું. તે આંખમાં આંસુની ધારા સાથે સિંહાસન પરથી ઊતરીને વૃદ્ધના ચરણમા ઢળી પડ્યો. તે વૃદ્ધના ચરણ અશ્રુથી ભીના થયા અંતરના આવેશમયી ઉમળકાથી તેણે કહ્યું 'આટલે દિવસે આ દાસને સંભાર્યો'' વૃદ્ધવેષી વિષ્ણુએ કહ્યું 'હું તને ભૂલી ગયો નથી. *પ્રહ્‌લાદ! તું મને ભૂલી ગયો છે'*

સત્સંગ અને કુસંગનો પ્રભાવ કેવો છે તે સમજાવી બાબાએ કહ્યું જ્યાં સુધી મનુષ્યમાં અહંભાવ–હુંપણુ છે ત્યાં *સુધી પોતાના કર્મફળ માટે તે જવાબદાર* છે. અમને આ વાતની સમજણ પાડવા સારુ બાબાએ એક બીજું દૃષ્ટાંત સંભળાવ્યું. કોઈ એક ધનવાન માણસે પોતાના ઘરની નજીક એક બાગ બનાવ્યો હતો તે ઉદ્યાનના મધ્યભાગમાં એક પુષ્કરિણી નામનું તળાવ ખોદાવી તેની પાળે બેસી ભાનંદઉપભોગ કરતો હતો સરોવરનું જળ સ્વચ્છ અને ઊંડુ હતું પછી એ જળને કોઈ સ્પર્શ કરે, તો એની સ્વચ્છતા નષ્ટ થાય, માટે તેણે અંદર ઊતરવા માટે ઘાટ વા પગથિયાં કરાવ્યાં ન હતાં, પરંતુ ચોમેર પાળ *એટલી ઊંચી બંધાવી હતી, કે* તે પાણીમાં પડવાનો કે ઊતરવાનો કોઈ માર્ગ ન હતો

એક સમયે એક ગાય તરસથી બહુ પિડાતી હતી અને પાણીની શોધમા આમતેમ ફરતી હતી દૂરથી તેણે આ જલાશય જેયું અને તે ત્યાં આવી પહોંચી પણ જેયું તો પાણીમાં ઊતરવાનો ઉપાય નથી તે પાળની ચોમેર ફરી વળી અને જ્યારે પાણીમા ઊતરવાનો ઉપાય જણાયો નહિ, ત્યારે તેણે પાણીમાં ભૂસકો માર્યો. પેટ ભરીને પાણી પીધું અને પછી ઉપર આવવાનો ઉપાય શોધવા લાગી. ઉપર આવવાનો કોઈ પણ માર્ગ જડ્યો નહિ. ચોમેર પાળ એટલી ઊંચી હતી કે પગ મૂકવાની જગ્યા પણ ન હતી જળ એટલું ઊંડું હતુ કે તળિયે પગ પણ પહોંચે નહિ ચોમેર તરીને નીકળવાનો માર્ગ શોધવા લાગી. આખરે તે થાકી ગઈ અને ગંભીર જલમાં ડૂબી મરી.

બીજે દિવસે જ્યારે તે સરોવરનો માલિક પોતાની હમેશની જગ્યાએ આવી પૂજા કરવા બેઠો, ત્યારે ગૌવધથી લાગેલું *પાપ મૂર્તિ ધારણ કરી તેની પાસે આવ્યું* અને તેણે કહ્યું 'તારા આ તળાવમાં એક ગાય મરી ગઈ છે. એની જવાબદારી તારા શિર પર છે હું હવે તારો જ આશ્રય લઈશ'

માલિક. 'મારા હાથે આ તળાવ ખોદવામાં આવ્યું નથી બીજાને હાથે તે ખોદાયું છે હસ્તનો કર્તા તો ઇંદ્ર છે; માટે આ પાપ માટે કોઈ જવાબદાર હોય તો તે ઇંદ્ર છે. આ ઉદ્યાન કે આ સરોવર મારા હાથથી તૈયાર થયું નથી; માટે એની જવાબદારી મારી નથી'

પાપ ત્યાંથી ચાલ્યું ગયું અને સ્વર્ગાધિપતિ ઇંદ્રની સન્મુખ જઈ ઊભું *અને ત્યાં જઈ તેણે બનેલી ઘટના નિવેદિત* કરી ઇંદ્રે કહ્યું 'થોડીવાર રાહ જો, હું હમણાં જ પાછો આવુ છું.'

ઇંદ્ર પછી મૃત્યુલોકમાં આવ્યો તેણે વૃદ્ધ બ્રાહ્મણનો વેષ ધારણ કર્યો અને તે તળાવની પાળ પર બેઠો બાગનો માલિક તો ત્યા હાજર જ હતો તે છદ્મવેષી ઇંદ્રે બાગમાં ફરીને ત્યાંનાં વૃક્ષાદિ જેઈ તેની તારીફ કરી તે વાડીના માલિકે ગર્વથી ફુલાઈ જઈ કહ્યું. 'આ બધાં ઝાડ મહામહેનતથી મેં મારા હાથે રોપ્યા છે' પછી તે વૃદ્ધ બ્રાહ્મણનો વેષધારી ઇંદ્ર પાછો તળાવની

પાળ પર આવી બેઠો અને જળને જોઈ તેની પ્રશંસા કરતાં કહ્યું: 'આવું સુંદર સરોવર કોઈ જગ્યાએ જોવામાં આવતું નથી. કેવું નિર્મળ સ્ફટિક જેવું જળ છે! તળિયું સુદ્ધાં દેખાય છે!' માલિકે કહ્યું: 'આ સરોવર મેં બહુ ઊંડું ખોદાવ્યું છે. તેની નિર્મળતા જાળવવા માટે જળનો કોઈ સ્પર્શ કરે એવો ઉપાય પણ રાખ્યો નથી.' છદ્મવેષી ઇંદ્રે કહ્યું: 'બધું ય તેં જ કર્યું છે. માત્ર પીપ ગ્રહણ કરતી વખતે તું નહિ, તો હું શા માટે?'

વાત પૂરી કરી બાબાએ કહ્યું: 'પુણ્યની આશાથી જો કોઈ કર્મ કરવામાં આવે, તો તેમ કરતાં કદાપિ વિધિ વિરુદ્ધ કર્મ થાય કે અન્યાયભર્યું કર્મ થાય તો તેનું ફળ કર્મ કરનારને ગ્રહણ કરવું પડે છે; પરંતુ જો કોઈ નિષ્કામભાવે, બ્રહ્માર્પણ કરવાની વૃત્તિથી કર્મ કરે, તો તેનું ફળ તેને ગ્રહણ કરવું પડતું નથી.'

જ્યાં સુધી મનમાં હુંપણાનો ભાવ છે, ત્યાં સુધી સર્વ કર્મની જવાબદારી તેને શિર છે; અર્થાત્ કર્મકર્તાને તેનાં ફળ ભોગવવાં પડે છે. કર્તાપણાના અભિમાન વગર બ્રહ્માર્પણભાવે જો કર્મ કરવામાં આવે, તો તે બંધનકર્તા નથી. એટલા માટે જ શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં સકળ કર્મનું ફળ તેને અર્પણ કરી નિષ્કામભાવે કર્મ કરવાનો બોધ કર્યો છે.

*

પ્રશ્ન: 'શું કરવાથી શત્રુનું દમન થાય?'

ઉત્તર: 'કામનું દમન વસ્તુવિચાર દ્વારા, લોભનું સંતોષ દ્વારા, હિંસાનું પ્રેમ દ્વારા, મોહનું વિવેક દ્વારા અને અહંકારનું વિચાર અને નિરભિમાન દ્વારા દમન થાય.'

ત્યારપછી બાબા આ શત્રુ સંબંધી કંઈક ઉપદેશ આપી બોલ્યા, કે ઉપદેશ સાંભળી સાધુઓ બેસી રહેતાં નથી. તેઓ આ ઉપદેશનું સ્મરણ કરી તેને કાર્યમાં યોજે છે, તે પ્રમાણે વર્તે છે.

*

બાબાએ કહ્યું: ભગવાનની પ્રાપ્તિ માટે ચાર ઉપાય છે. જેમ કે-સત્સંગ, શાંતિ (શમ-દમ), વિચાર અને સંતોષ. આ ચારમાંથી જો એકનું કોઈ દૃઢતાથી અવલંબન કરે, તો બીજા ત્રણ વિના પ્રયાસે મળી આવે છે. જેમ એક ખાટલાના એક પાયાને મજબૂત રીતે પકડીને ખેંચે, તો બીજા ત્રણ આપોઆપ ઘસડાઈ આવે છે. બાબા એક દિવસ એક વાર્તા વડે સમજાવતા હતા કે સાધુસંગરૂપી દુર્ગ મધ્યે હમેશ રહેવું; જ્યારે ત્યારે સૂઈ જવું નહિ, ભૂખ ન હોય ત્યારે આહાર કરવો નહિ. કોઈ એક માણસના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. તે ગૃહત્યાગ કરવાના વિચારથી પોતાની માતા પાસે વિદાય લેવા ગયો. માતાએ કહ્યું: 'વત્સ! હર વખત તું હમેશ મજબૂત કિલ્લામાં નિવાસ કરજે, ઉત્તમ શય્યામાં શયન કરજે અને પકવાન્ન ખાજે.' પુત્રે જવાબ આપ્યો: 'માતા, તારી આજ્ઞા પાળી શકવા હું સમર્થ નથી; કારણ કે મારે અહીંતહીં ભટકવાનું છે, ભિક્ષાન્નનું ભોજન કરવાનું છે અને જમીન પર ધૂળમાં શયન કરવાનું છે. સાધુ લોકોનો આ જ નિયમ હોય છે.' માતાએ કહ્યું: 'વત્સ, હું તને સાધુસંગરૂપી દુર્ગમાં સતત વાસ કરવા કહું છું. જ્યારે તને એમ લાગે, કે ઊંઘ વગર છૂટકો નથી, ત્યારે જ તું ઊંઘજે અને જ્યારે તીવ્ર ક્ષુધાથી પીડાય, ત્યારે જ ભોજન લેજે.'

*

કોઈ એક રાજાને જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ. જ્ઞાન તો સાધુપુરુષ પાસેથી જ મળી શકે, એથી તેણે સાધુની શોધમાં ચોતરફ માણસો મોકલ્યા. સાધુનાં ટોળેટોળાં

આવવા લાગ્યા; પણ રાજા તેમનો ઉપદેશ ગ્રહણ કરવા સમર્થ થયો નહિ તે અમૂલ્ય જ્ઞાનગર્ભ ઉપદેશ વિષયમુગ્ધ રાજાના હૃદય પર અંકિત થઈ શક્યો નહિ તેણે-કંટાળી સાધુઓને કારાવાસમા પૂર્યા આ બનાવથી સઘળાના મનમાં ચિંતા પેદા થઈ સાધુભક્તવૃંદ યત્ન કરવા લાગ્યુ, કે કોઈ પણ સાધુ રાજસભામાં જાય નહિ

એવામા એક મહાતેજસ્વી સાધુ રાજસભામાં આવી ઉપસ્થિત થયા સાધુ અને ભક્તજનોની કોઈ પણ પ્રકારની સલાહને તેમણે માની નહિ તે સાધુઓના દુઃખને દૂર કરવા અને રાજાના સંશયને ભાગવા રાજસભામાં આવ્યા હતા. જટાવાળા મહાતેજસ્વી સાધુને જોતાંની વાર રાજાનુ મસ્તક આદરબુદ્ધિથી તેમને નમ્યુ તે સિંહાસન પરથી ઊઠી સાધુની સેવા કરવા ઊભો થયો અને મહામૂલ્યવાન આસન બેસવા માટે આપ્યુ આમનેમ બેચાર વાત કરી રાજાએ ઉપદેશ માટે પ્રાર્થના કરી સાધુએ કહ્યું 'જે વ્યક્તિ ઉપદેશ આપે, તે ગુરુ અને જે ઉપદેશ ગ્રહણ કરે તે શિષ્ય આપ જો મારો ગુરુ તરીકે સ્વીકાર કરતા હો, તો જ હું તમને ઉપદેશ આપી શકુ, નહિ તો નહિ' રાજા શિષ્ય થવા કબૂલ થયો સાધુએ કહ્યું 'હુ હવે તમારો ગુરુ છું મારી આજ્ઞાનુ પાલન કરો'

'આપની શી આજ્ઞા છે?'

'મારી સાથે તમે ચાલો'

રાજા કોઈ પણ પ્રકારની હરકત કર્યા વગર તેમની સાથે ચાલી નીકળ્યો નગર બહાર જઈ ઉભયે જોયું, તો રસ્તાની બાજુમા એક મરેલુ ઊંટ પડ્યુ છે તે ઊંટના મુડદાનુ શરીર ફૂલી ગયુ છે અને ચોમેર દુર્ગંધ મારે છે સાધુએ રાજાને ઊંટ દેખાડી પૂછ્યુ

'આ શું છે?'

રાજા 'ઊંટનુ શબ'

સાધુ: 'સારી રીતે તેનુ નિરીક્ષણ કરી એની આકૃતિનું વર્ણન મને કરી સંભળાવો'

રાજાએ તેને જોઈ તેનુ જેવુ હતુ તેવુ વર્ણનકરી બતાવ્યું સાધુએ કહ્યું 'મૃતદેહ-મુડદુ અપવિત્ર છે. જે ઘરમા તે પડ્યુ હોય, તે ઘરમાં આહારાદિ કાર્ય થાય નહિ તમારા અંતઃકરણમાંની આ મુડદાની છબીને દૂર નહિ કરો, ત્યાં સુધી તમારાથી આહારાદિ ગ્રહણ નહિ કરી શકાય' એટલું કહી સાધુ ત્યાંથી ચાલ્યા ગયા રાજા જેમજેમ ઊંટના મુડદાને ભૂલવાનો પ્રયત્ન કરવા લાગ્યો, તેમનેમ પુનઃપુનઃ ચિંતનના પરિણામે તે વધારે ને વધારે ઊંડુ પેસવા લાગ્યુ દાસદાસીઓ ભોજનની સામગ્રી લઈ રાજાની આસપાસ ઊભા રહ્યા, પણ રાજા તે ગ્રહણ કરી શક્યો નહિ તે દુર્ગંધથી ભરેલા મૃત ઊંટના દૃશ્યને દૂર ન કરી શકવાથી તેનાથી આહાર ગ્રહણ કરી શકાયો નહિ ગુરુના આદેશની અવહેલના શી રીતે થઈ શકે?

કેટલીકવાર પછી સાધુએ આવી દર્શન આપ્યુ રાજાને તે સંબંધી પૂછવામા આવતાં તેણે સ્વીકાર્યું, કે તે ઊંટના મૃતદેહને મનમાંથી દૂર કરી શકતો નથી સાધુએ કહ્યુ - 'ત્યારે શા માટે સાધુઓને બંદીખાનામા બંધ કરી નિરર્થક તેમને દુઃખ આપે છે? તેઓ જ્ઞાની પુરુષો છે તારા હિત માટે તેઓએ માંગલિક ઉપદેશ આપ્યો છે; કિંતુ તારુ ચિત્ત મલિન હોવાથી, તુ તે ગ્રહણ કરી શક્યો નથી જ્યાં સુધી મનમાં રાગ, દ્વેષ, અસ્મિતા, માત્સર્ય અને હઠાગ્રહ એ પાંચ છે, ત્યાં સુધી-ઉપદેશ માટે તુ યોગ્ય નથી આ સર્વનો ત્યાગ કરીશ, ત્યારે તારાથી ઉપદેશ ગ્રહણ કરી શકાશે'

★

વૃક્ષપરિચય (૧)

# આંબો

श्री. માર્તંડરાય શિવભદ્ર પંડ્યા

આંબા ને અશોકનાં વૃક્ષો તથા તેમની સાથે સંકળાયેલી અનેક વસ્તુઓથી સંસ્કૃત અને ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ બનેલ છે. આમ્ર, આમ્રફળ, મંજરી, મરવો, કોકિલ, કંઈ કંઈ સ્મૃતિઓ આપણામાં 'આંબો' જગાડી જાય છે. ભારતની રસાળ ભૂમિ ઉપર ઊગતાં અનેકાનેક જાતનાં નાના અંકુરોથી માંડી મહાન વડલા સમાં વૃક્ષો થાય છે પરંતુ એ વનસ્પતિસૃષ્ટિ તરફ આપણે કેટલા બધા બેદરકાર છીએ! ઉપયોગી વૃક્ષોનો પરિચય આપણે અવારનવાર કરીશું. આજે એના પ્રથમ હપ્તામાં આંબા ઉપર મહત્ત્વપૂર્ણ માહિતી લેખકે અહીં આપી છે. 'વૃક્ષપરિચય' માળાનો પ્રાસ્તાવિક તરીકે શરૂઆતનો ભાગ આપવામાં આવ્યો છે એ તરફ, અને આંબા-વિષયની માહિતી તરફ 'અખંડ આનંદ' ના ગ્રામ્ય વિસ્તારમાં વસતા વાચકોનું ખાસ ધ્યાન દોરીએ છીએ.

વિદ્વાનો ઇતિહાસની અને ઐતિહાસિક દૃષ્ટિએ કાર્ય કર્યાં જ કરે છે. તેઓ દેશનો ઇતિહાસ, રાજ્યનો ઇતિહાસ, રાજા-મહારાજાઓનો ઇતિહાસ, મનુષ્ય તથા પ્રાણીના જીવનવૃત્તાંત અને પરિચય વગેરે શોધતાં ફરે છે. કોણ હતું? ક્યાં હતું? ક્યાંથી આવ્યું? કોણ કોનો સંબંધી? કોનો ક્યાં હક્ક? વગેરે સંશોધનનાં કાર્યોનો પણ એ જ એક હેતુ અને આશય છે.

ઘણીવાર આપણી આવી જિજ્ઞાસા-આપણું કુતૂહલ અનુત્તર રહે છે. જિજ્ઞાસાને દાબી દેવી પડે છે; કેમકે તેનો પાછલો ઇતિહાસ મળી શકતો નથી.

વનસ્પતિની બાબતમાં આવું ખાસ જણાય છે. એક મિત્રે મને કહેલું: 'તમાકુનો છોડ અમેરિકાથી આવ્યો, ત્યારે હિંદુસ્તાનમાંથી શું ગયેલું? બીજાં અસંખ્ય ઝાડો છે તેને વિષે કોઈ કેમ કંઈ કહેતું નથી? શું તે બધાં જ અહીંનાં છે?' આવા અનેક પ્રશ્નો મનમાં ઊપજી ત્યાંના ત્યાં જ વિરમે છે.

આપણે બધાં જ સુખ અને આનંદ માટે ઝઘડીએ છીએ; તો તે આનંદમાં દૃશ્યોનું સૃષ્ટિસૌંદર્ય, ફળફળાદિનો રસાસ્વાદ તેમ જ આરોગ્ય, પોષણ અને વૈદકીય દૃષ્ટિએ તેનું સ્થાન અલૌકિક અને મહત્ત્વનું છે. તેનું સૌંદર્યપાન કરતી વખતે; તેનો રસાસ્વાદ લેતી વખતે કે ઉપયોગ કરતી વખતે આવી જિજ્ઞાસા જાગ્રત થાય છે.

મનુષ્ય અને પ્રાણીની માફક અમુક વૃક્ષ, અમુક ફૂલઝાડ, અમુક ફળઝાડ વગેરે વનસ્પતિ માટે અમુક દંતકથા પ્રચલિત હોય છે. થોડાંક ઉદાહરણો લઈશું. જે જે વૃક્ષ માટે જે કાંઈ હશે, તે તે પ્રસંગે કહેવાશે જ—જો કે મહત્ત્વ તો ઐતિહાસિક સત્ય હકીકત આપવાનું જ છે. અહીં થોડીક દંતકથા ટૂંકમાં નીચે આપી છે:

યુરોપમાં, લોકો બસોથી ત્રણસો વર્ષ પર, કપાસના છોડથી તદ્દન અજ્ઞાન હોઈ એવી દંતકથામાં માનતા, કે હિંદુસ્તાનમાં એક એવું વિચિત્ર ઝાડ છે, કે જેની ટોચ પર ઊગતી કળી જ્યારે ફાટે છે, ત્યારે દરેક કળીમાંથી એક એક ઘેટું નીકળે છે, (કપાસને ઘેટું અને જીંડવાંને કળી ગોઠવી બેસાડી હશે.) વળી કેટલાક એવું પણ માનતા કે કપાસનો છોડ અર્ધું વનસ્પતિ અને અર્ધું પ્રાણી છે; એટલે નીચેથી ઝાડની ટોચ ઉપર તેને એક ઘેટું ચોંટેલું હોય છે.

તે જીવતું, ચરતું, બોલતું હોય છે અને તેના પરનું ઊન (કેશ) તે શું!

વિલાયતમાં સુથાર કે હજામ જ્યારે છોડની કલમ કરે, ત્યારે બહુ મોટાં ખુણા-પડતી અને છરતી ઢાળવાળી કાપે છે અને શીખવે છે તો જ ઊગે છે, અને સારી થાય છે; પરંતુ માળી અગર કોઈ નિષ્ણાત એ જ કામ સરખી રીતે કાપીને કરે છે તેમ જ શીખવે છે, ને તેમાં જ પોતાની ફત્તેહનું મૂળ માને છે

હિંદુસ્તાનમા પણ એવી દંતકથાનો તોટો નથી ઘણા લોકો માને છે કે, જમરુખ કે જામફળ(ફળ)માંથી બી કાઢી નાંખવાં હોય, તો છોડ નાનો હોય ત્યારે તેના પ્રકાણ્ડ(થડ)ને ચીરીને તેમાથી ગાભો (Pith) કાઢીને તેને પાછું બાંધી દે, તો બી-વગરનાં ફળ આવે. આ વાત તદ્દન અસંભવિત છે બાકી બીવગરનાં ફળ આવે એવાં ઝાડ આવે છે ખરાં!

કેળ પર કલમ ચડાવવાની વાત પણ આવી વજૂદવિનાની છે અને આંબાને સારા બનાવવાને (પાણીને બદલે) દૂધ પાવામાં આવતું અને કેરીમા મીઠાશ લાવવાને ગોટલા રોપતા પહેલા મધમા બોળી રાખવામાં આવતા એ હાસ્યાસ્પદ નથી? મારા જાણવામાં છે, કે એક વૃદ્ધ ગૃહસ્થે પોતાના આંબાવાડિયામાં ૬૨ આંબા દીઠ પાંચપાંચ મોટા સીસા ભરીને મધ મૂળ આગળ રેડેલું! દંતકથાઓ જાણવી ને તેમાં રાચવું ઠીક છે, પણ આવું તે પ્રમાણેનું આચરણ નુકસાનકારક જ નહિ પણ વિનાશક નીવડવા સંભવ છે!

બકુલ અને અશોક એ બે પુષ્પછોડ વિષે પણ જાણવા જેવી દંતકથા મળી આવી છે, એક કવિ લખે છે'

'દિવ્ય સુંદરી જો કરે, બકુલ વૃક્ષ પર ધાર,
મુખથી મધુગંડૂષની, ફાલે તે તત્કાળ!'

મોમાં મધનો ઘૂંટડો ભરીને જો દિવ્ય સુંદરી બકુલના વૃક્ષ પર પિચકારી મારે, તો તેને તુરત ફૂલ, ફળ આવે છે એ તો પરીઓની વાત જેવું લાગે છે! અન્ય સ્થળે કવિ લખે છે'

'નૂપુરરવથી રણુકતા, ચરણ કરે પ્રહાર,
અશોકને કદી સુંદરી, પુષ્પ ફૂટે તે વાર!'

પગમાં ઝાંઝરનો રણકાર કરતી સુંદરી જો અશોકના ઝાડને પગથી ઠેશ મારે, તો તેને પણ તુરત ફૂલ આવે છે આ પણ એવી જ કલ્પના નહિ તો બીજું શું? આવું તો ઘણું મળી આવે તેમ છે, એને દંતકથા કહો કે કવિની કલ્પના કહો, પણ ઉપયોગની દૃષ્ટિએ કાંઈ સારું નીકળે તેમ નથી

ઇતિહાસ એટલે સત્ય હકીકત ભેગી કરી તારવી કાઢી હોય તે કોઈ પણ વસ્તુનો ઇતિહાસ જાણવાથી ફાયદો છે તેમ જ વૃક્ષનો ઇતિહાસ પણ ઉપયોગનો જ છે અમુક વૃક્ષ પ્રથમ ક્યાં હતું? ક્યાંથી આવ્યું? કેમ આવ્યું? કોની સાથે આવ્યું? કઈ પરિસ્થિતિમાં આવ્યું? કયું વાતાવરણ તેને અનુકૂળ છે? તે ક્યાં સારું થશે? વગેરે સમજાય છે લાવનાર વ્યક્તિ પરથી અમુક પ્રજા, અમુક વખતે અહીં હતી, કે આવી તે પણ ખબર પડે તેની સંસ્કૃતિ વિષે અને અહીંની પરિસ્થિતિ વિષે ખ્યાલ બાંધી શકાય અને એમ અનેક દૃષ્ટિએ ઇતિહાસનું જ્ઞાન ઉપયોગી થવા સંભવ છે

હવે આંબા વિષે જરા વિગતવાર વિચાર કરીએ.

## આંબો:

અધિશ્રીરુદ્યાને ત્વમસી ભવત: પલ્લવ ચ યો:
ધુટીણુ: કલ્યાણે તવ જગતિ શાખા શ્રમહરા!
મુદે પુષ્પોલ્લેખ: ફલમપિ ચ તુષ્ટ્યૈ તનુભૃતામ્
રસાલ ત્વાં તસ્મચ્છૂક્ષતિ શતશ: કોકિલકુલમ્

'હે આંબા! તું બધીચાની અંદર અધિક શોભારૂપ છે. તારાં પાંદડાં અતિકલ્યાણકારક છે; તારી શાખાઓ જગતમાં શ્રમને દૂર કરનારી છે. તારાં પુષ્પો આનંદ આપે છે. અને તારાં ફળો પણ મનુષ્યોને સંતોષ આપે છે. તેથી હે રસાળ! હજારો કોયલોનાં ટોળાં તારું સેવન કરે છે.

આપણી સૃષ્ટિના બે મુખ્ય ભાગ સજીવ સૃષ્ટિ અને નિર્જીવ સૃષ્ટિ છે. સજીવ સૃષ્ટિના બે ભાગ પ્રાણી અને વનસ્પતિ છે. વનસ્પતિના બે ભાગ 'અપુષ્પ' વનસ્પતિ અને 'સપુષ્પ' વનસ્પતિ છે. આ 'સપુષ્પ વનસ્પતિ'ના બે ભાગ 'એકદળ' અને 'દ્વિદળ' વનસ્પતિ છે અને આ 'દ્વિદળ' વનસ્પતિના અનેક કુદરતી વિભાગો પૈકી એનાકાર્ડીએસીઈ-માં આંબાનો સમાવેશ થાય છે. એના એટલે ઉપર અથવા બહાર અને કાર્ડીઆ એટલે હૃદય (ફળ). જાડી દાંડી પર હૃદય જેવું ફળ ચોંટેલ હોય તે વિભાગ. આ વર્ગમાં આંબો, ભિલામો, કાજુ વગેરેનો સમાવેશ થાય છે. વનસ્પતિ શાસ્ત્રોક્ત આંબાનું નામ મેંગીફેરા ઇંડિકા છે. સંસ્કૃતમાં 'આમ્રવૃક્ષ', મરાઠીમાં આંબ કે આંબા અને બીજી કેટલીક ભાષામાં 'મામાડીચીત્,' 'મંગાસ,' 'મારૂમ' વગેરે શબ્દો છે.

કેરી ફળોનો રાજા છે અને એનું વાવેતર હિંદુસ્તાનમાં ઘણા જ પ્રાચીન સમયથી થતું આવે છે. પુરાણમાં તેમ જ સંસ્કૃત નાટકો વગેરે અન્ય સાહિત્યમાં પણ ઘણે ઠેકાણે આવે છે. આમ્રપલ્લવ પાંચ પલ્લવોમાંનો હોઈ આમ્રમંજરી એ મદનનાં પાંચ બાણમાંની એક છે. મલાયા, મલાકા વગેરે દેશમાં આંબાના વર્ગના, એટલે કે કુદરતી વિભાગ એનાકાર્ડિએસીઈના વર્ગનાં પુષ્કળ ઝાડ દેખાય છે; પરંતુ ઘણા જ પ્રાચીન કાળથી આંબાનું વાવેતર થતું હોવાથી, તેનું મૂળસ્થાન કયું તે નક્કી કરવું બહુ જ કઠણ છે. તોપણ પૂર્વ હિમાલયની તળેટીનો પ્રદેશ, બ્રહ્મદેશ, મલાયા-એટલામાં કોઈક સ્થળે આંબાની ઉત્પત્તિ હોવી જોઈએ એવો ડીકંડોસનો મત છે.

આમ્રવૃક્ષ ઉપનિષદકાળથી જાણીતું છે. એનો ઉલ્લેખ બૃહદારણ્યકોપનિષદ્માં નીચે પ્રમાણે કર્યો છે:

'સ યત્રાયમણિમાનં ન્યેતિ જરયા વોપતપતા વાઽણિમાનં નિગચ્છતિ તદ્યથાઽઽમ્રં વોદુંબરં વા પિપ્પલં વા બંધનાત્ પ્રમુચ્યતૢ્ગે એવમેવાયં પુરુષ: એભ્યોઽઙ્ગેભ્ય: સંપ્રમુચ્ય પુન: પ્રતિન્યાયં પ્રતિયોન્યાદ્રવતિ પ્રાણાયૈવ ॥ ૨૬ ॥ અધ્યાય ૪ ॥ ॥ બ્રાહ્મણ ૩ ॥

અર્થાત્ જે પ્રમાણે આમ્રફળ, ઊંબરડો અને પીપળાનાં ફળ (રસ સુકાયાથી) પોતાનાં ડીટાંમાંથી ખરી પડે છે, તેમ મનુષ્યનો દેહ ઘડપણને લીધે અથવા રોગને લીધે થાય છે, એટલે નાશ પામે છે.

આ સમય ઈ. સ. પૂર્વે એક હજાર વર્ષનો છે એમ માનવામાં આવે છે. તે વખતે ફળ ડીચકાંને ચોંટેલું છે એવી કલ્પના હતી.

અકબરે દરભંગામાં એક લાખ આંબાનાં

ઝાડ વાવ્યાં હતાં; તેમાના કેટલાંક હજુ જીવતા છે પ જાબમાં બકુર શહેરમા એક આબો હતો, તેની કેરી અફઘાન બાદશાહના વખતમાં કાબુલ મોકલવામા આવતી મુંબાઈ, મઝગામની ઉત્તમ કેરી શાહજહાન બાદશાહ માટે જતી અલિગઢ, અમૃતસર, મુરાદાબાદ, કલકત્તા, બ્રહ્મદેશ, આસામ, ભોપાળ, ગ્વાલિયર, રજપુતાના, ઉત્તર સરકાર, બેગલુર, સેલમ વગેરે ઠેકાણે આબાના સારા ઝાડ થાય છે એક દરે આબાનુ વાવેતર હિંદુસ્તાનમા ન હોય એવો ભાગ જડવો મુશ્કેલ છે, તે જ પ્રમાણે અમેરિકામા ફ્લોરિડા, બ્રાઝિલ, પોર્ટોરિકો, કેનેરી, મદિરા, ફીલીપાઈન વગેરે ટાપુઓમા, ઓસ્ટ્રેલિયા, આફ્રિકા, લકા (સિલોન) વગેરે ઉષ્ણ પ્રદેશમા પણ આંબાનુ વાવેતર સારા પ્રમાણમા છે

મુબાઈ પ્રાતમા, સિધ પ્રાતમાં, અને કેટલેક સ્થળે કાઠિયાવાડમા જુનાગઢ, જામનગર વગેરે સ્થળે આંબા સારા થાય છે ગુજરાત અને ખાનદેશમા રામબળ આબા ઘણી જગ્યાએ થાય છે નાશિક, પૂના અને સતારા જિલ્લામા આબાનુ વાવેતર સારા પ્રમાણમાં છે કારવાર, ગોવા, રત્નાગિરિ અને થાણાની આફૂસ, પાયરીની કેરી પ્રસિદ્ધ છે સુરત જિલ્લાના દક્ષિણ ભાગમા કલમી આબાનુ વાવેતર હાલ વધતુ જાય છે દ્રકાણમાં આબા મુબાઈ પ્રાતમાં જયા આંબા સારા થતા ન હોય, એવુ એકે સ્થળ છે જ નહિ એમ કહીએ તોપણ ચાલે

આબાની અનેક જાત છે તેનુ વર્ગીકરણ કરવાની ભાજગડમા કોઈ બહુ પડ્યુ નથી, અને જેમણે તેમ કરવાનો પ્રયત્ન કર્યો છે તેમને જોઈએ તેટલો યશ મળ્યો નથી આનુ કારણ એ છે, કે આબાની બહુ જાત હોવાને લીધે તે બધીને એક ઠેકાણે ભેગી કરી, તેના વર્ગ કરવા એ લગભગ અશકય જ થયુ છે એકાદ જાતને લઇને તેને એક શાસ્ત્રીય નામ આપીએ, તો તે જાત કામની છે, અથવા તેના ગોટલામાથી થનાર ઝાડો પહેલા જેવાં જ ફળો આપશે, એવુ ખાતરીથી કહી શકાય તેમ નથી, કારણ કે આબાના મહોર(ફૂલ)મા ગર્ભધારણ માટે તેની જાતના પરાગરજની જરૂર છે એવુ નથી બીજા નજદીકની જાતના પરાગ પડીને તેમાથી ગર્ભધારણ-ફલીકરણ થવાનો સભવ હોય છે તેથી ગોટલામાથી વાવતા ઝાડને ફળ માતૃવૃક્ષ જેવા કે પિતૃવૃક્ષ જેવા અથવા તેના કરતા પણ જુદી જ જાતના આવવાનો સભવ છે

પાયરીના ગોટલા વાવીને તેમાથી ઝાડ થયા, તેને નવ વર્ષ પછી ફળ આવ્યા પણ તે પ્રથમની પાયરી જેવાં બિલકુલ પણ ન હતા, એ ઘણાના અનુભવની વાત છે તે ઉપરાત વળી ગોટલામાથી કરેલા ઝાડને ફળવાને આઠથી નવ વર્ષ લાગે છે આને લીધે એકાદ જાત પેઢીદરપેઢી એક જ સરખી આવે છે કે નહિ, તે સમજવાને બહુ વખત લાગે છે અને ત્રાસ પડે છે ઝાડનો આકાર, ઊંચાઈ, ફળના આકાર, રગ, અવ, સ્વાદ, વાસ વગેરે ગુણ પરથી આબાનુ વર્ગીકરણ કરવાનો કઈક પ્રયત્ન અમેરિકામા થયો છે પરતુ તે કેટલા પ્રમાણમા ગ્રાહ્ય થશે તે બદલ શકા છે. નામ પરથી જાત ઠરાવવી એ ભૂલભરેલું છે, કારણ એક જ જાતની કેરીના જુદેજુદે ઠેકાણે જુદાજુદાં નામ હોવાથી, બહુ ગોટાળો થાય છે દાખલા તરીકે મહારાષ્ટ્ર

કે દક્ષિણમાની 'પાયરી'

બેગલોરની 'રસપુરી'

મહારાષ્ટ્રમાં પાયરીના ત્રણ પ્રકાર-રામબળી. ઈરસાલ અને કલમી મનાયા છે. ગોટલો ગમે તે જગ્યાએ પડે અને દૈવવશાત્ તે વધીને ઝાડ થાય તેને 'રામબળ' કહેવામાં આવે છે; એનું ફળ સારું હોય કે ન પણ હોય. ખાસ સારી જાતની કેરી જોઈને તેના ગોટલામાંથી કાળજીપૂર્વક ઝાડ ઉછેરવામાં આવે તો તે ઝાડને 'ઈરસાલ' કહેવામાં આવે છે, એનું ફળ ઘણુંખરું સારી જાતનું જ હોય છે. આ બેઉ જાતનાં ઝાડ બહુ મોટાં થાય છે.

જે ઝાડ કલમ બાંધીને કરવામાં આવે છે, તેનું નામ 'કલમી' આંબો. તેનાં ફળ ઉત્તમ જાતનાં હોય છે. અને ઘણુંખરું પહેલી બે જાત કરતાં વધુ કાળજીપૂર્વક જતન કરેલું હોવાથી તેનાં ઝાડ 'રામબળ' અને 'ઈરસાલ' કરતાં નાનાં હોય છે. આનાં ફળનો ભાવ હમેશાં સારો આવે છે. આવી જાતનું વર્ગીકરણ સામાન્ય માણસને ઉપયોગી હોય, તોપણ તે શાસ્ત્રીય દૃષ્ટિએ બરાબર નથી, કારણ કે એકાદ રામબળ આંબો સારી જાતનો હોય, તો તેની કલમ કરીને વધુ પેદાશ કરવાને હરકત નથી. પણ બેઉનાં ફળ સરખાં જ હોય, તો એકને 'રામબલ' અને બીજાને 'કલમી' કહેવું એ શાસ્ત્રીય રીતે જોતાં ગેરવાજબી ગણાય.

કેરીના ગોટલામાં એક કે તેથી વધુ અંકુર હોય છે. અનેક અંકુર હોય, તો ગોટલામાંથી એકથી વધુ ફણગા ફૂટે, કોઈકોઈ આવી જાત ફીલીપાઈન ટાપુ, ફ્લોરિડા, મેક્સિકો, વેસ્ટઈન્ડિઝ વગેરે દેશમાં માલૂમ પડે છે, અને તે હમેશાં બી પ્રમાણે ઊતરે છે. હિંદુસ્તાનની બધી જાત એક અંકુરવાળી જ હોય છે, તે હમેશાં મૂળ ઝાડ જેવા જ થાય છે એવું નથી. હિન્દુસ્તાનમાંથી કેટલીક પ્રસિદ્ધ જાતનાં નામ નીચે આપ્યાં છે:

**હિંદુસ્તાનની પ્રસિદ્ધ જાતો:**

**બંગાળની જાતો:** ફજલી, ગોપાળભોગ, કૃષ્ણાવતી, વૃંદાવની, બરબુજીઆ, લંગરા, મહાજનવસંત ઇ.

**મદ્રાસ તથા મૈસુર તરફની જાતો:** બીટર, ગોવા, અમીરકોલા, દિલવસંત, નીલમ, નાજૂકવસંત, ચિતૂર, સુંદરશાહ, રસપુરી.

**ગોવા તરફની જાતો:** કાળી અને ગોળ આફૂસ, માકુરદ, ફર્નાન્ડિઝ, માલ્ડેઝ, મુશરાદ, વિશળ, મલગોવા ઇ.

**મુંબાઈ પ્રાંતની જાતો:** આફૂસ, પાયરી, કાવસજી પટેલ, બમછોડ, બામમોશા, બોરસા, રૂસ, બારલી, શેપ્રા, બાળીમાણુ, કરેમાણુ, સીખર્ચા (સાકરીઆ) બાળશા, કામાઈસાડ, ખુંદ, મોપ્ટો, કલકમિસો, અમલસાડી, ધમડાછી ઇ.

કેરી—પૃથ્વી પરનું અમૃતફળ અને ફળોનો રાજા—સર્વનું માનીતું ફળ હોઈ તે જાતનાં વૃક્ષનો પરિચય સૌથી પ્રથમ કર્યા પછી હવે એક પછી એક બીજાં વૃક્ષોનો પરિચય કરીશું.

★

# નામસ્મરણ

શ્રી. મોરારજી છગનલાલ ઠક્કર

જગતના દરેક ધર્મમા પ્રાર્થના ને ભક્તિને મહત્ત્વ અપાયુ છે ભક્તિના એક આવશ્યક અગ તરીકે પ્રભુસ્મરણનો મહિમા અતિ મહાન છે પ્રત્યેક ભક્ત આ નામસ્મરણનો સવાર ને સાંજ આશ્રય લે છે, પરતુ નામસ્મરણ પાછળ રહેલા વિજ્ઞાનનું સ્વરૂપ આપણે જાણતા નથી બુદ્ધિશાળી ને ભણેલા લોકો આ નામસ્મરણને વેવલાપણુ ગણી હસી કાઢે છે માનવીની આતરિક પ્રકૃતિના સૂક્ષ્મ પ્રવાહને વધુ ને વધુ શુદ્ધ બનાવવા માટે ધ્વનિ–અવાજ–ઉત્પન્ન કરે એવા શબ્દની-ધ્વન્યાત્મક શબ્દની જરૂર છે એ શબ્દ ગમે તે હોય, એની પાછળની ભાવના વિશાળ હોવી જોઈએ નામસ્મરણથી અતરના દ્વાર ઉઘડતા, જે સ્વાનુભવ થાય છે, જે અનુપમ દૃશ્યો નિહાળવા મળે છે, અને સૌથી વિશેષ જે શાંતિ પ્રાપ્ત થાય છે, એનુ વર્ણન કોઈ પણ શબ્દ દ્વારા થઈ શકે નહિ 'હરે રામ હરે કૃષ્ણ હરે હરે' કે 'રઘુપતિ રાઘવ'ની ધૂન ભક્તને કેટલુ સાંત્વન આપે છે, તે ખુદ ભક્ત પણ વર્ણવી શકે એમ નથી. નામસ્મરણનો આ મહિમા જાણ્યા પછી, એને પોપટની પેઠે પઢવાની કોણ ઇચ્છા રાખશે?

નામસ્મરણ એક સાધન છે, અતિ ઉત્તમ સાધન છે. નામસ્મરણની ઉત્પત્તિના મૂળમા વિજ્ઞાનની દૃષ્ટિ સમાયેલી છે, એટલે કે વિજ્ઞાનની દૃષ્ટિએ પણ તે સિદ્ધ છે અત્યારે નામસ્મરણ એ એક 'વેવલાપણુ' ગણાય છે તેના ઉપર અધશ્રદ્ધાના જાળા બાઝી ગયાં છે ધર્મના અતિરેકથી તેની પાછળ રહેલુ વૈજ્ઞાનિક રહસ્ય દબાઈ ગયુ છે તેની આંતરિક શક્તિની અત્યારે કોઈને ઝાઝી પડી નથી નામસ્મરણ એ ઋષિ-મુનિઓએ પ્રયોગથી સિદ્ધ કરેલું અભૂતપૂર્વ વિજ્ઞાન છે–વિજ્ઞાનનું પ્રગટીકરણ છે

આપણી આંતરિક પ્રકૃતિ સૂક્ષ્મ છે–પ્રવાહી છે, તેને સૂક્ષ્મ શરીર પણ કહી શકાય આ સ્થૂળ શરીરને તો સાબુ, પાણી કે અત્તરો જેવા સાધનોથી શુદ્ધ કરી શકાય, સુગધીમય બનાવી શકાય પણ એવી સ્થૂળ ક્રિયાઓથી કાઈ આતરિક સૂક્ષ્મ પ્રકૃતિને શુદ્ધ કરી શકાય? તેને માટે તો કોઈ સૂક્ષ્મ સાધન જોઈએ!

આંતરિક પ્રકૃતિના સૂક્ષ્મ પ્રવાહમાં પ્રવેશી શકે, એવું સાધન તે કયુ? આતરિક પ્રકૃતિમાં પ્રવેશી શકે એવુ સૂક્ષ્મ સાધન તે 'ધ્વન્યાત્મક શબ્દ' છે ધ્વન્યાત્મક–શબ્દ એટલે ધ્વનિ–અવાજ–ઉત્પન્ન કરનારો શબ્દ એક રીતે જોતાં આ ધ્વન્યાત્મક 'શબ્દ સૂક્ષ્મ તો છે જ, છતાં યે સ્થૂળ પણ છે, કારણ કે આપણે તેને જોઈ શકતા નથી છતાં તેને સાંભળી શકીએ છીએ! છતા તે અતિ સૂક્ષ્મ છે, પ્રકૃતિના આંતરતલમાં તે પ્રવેશી શકે છે

પરતુ એકલો ધ્વન્યાત્મક શબ્દ તે નામસ્મરણ નથી ધ્વન્યાત્મક શબ્દ તે તો નામસ્મરણનું સ્થૂળ શરીર જ છે તેનો આંતરિક ભાગ બીજી જ વસ્તુ છે એ છે 'ભાવ' યા 'ભાવના'! ધ્વન્યાત્મક શબ્દની અદર 'ભાવ'પરમાણુઓનુ જોડાણ કરવું તેનુ નામ નામસ્મરણ!

આંતરિક પ્રકૃતિના સૂક્ષ્મ પ્રવાહને શુદ્ધ અને નિર્મળ બનાવવા માટે, ત્યાં સદ્-પરિમાણુ યા 'ભાવ'અણુઓને ઠાલવવા જોઈએ, અને 'ભાવના' એ કાંઈ સ્થૂળ વસ્તુ નથી, તે તેને હાથ વતી કે એવા કોઈ સ્થૂળ સાધનથી આંતરિક પ્રકૃતિમાં ઠાલવી

શકાય ! તેને માટે કાંઈ સૂક્ષ્મ અને પ્રવાહી ગતિ કરી શકે તેવું સાધન જોઈએ. 'ભાવ' રૂપી સૂક્ષ્મઅણુઓને પકડી, ઠેઠ અંતસ્તલમાં વહેતા સૂક્ષ્મ પ્રકૃતિપ્રવાહમાં મૂકી આવે, તેવું સાધન જોઈએ, અને એવું સાધન તે, ઉપર કહ્યું તેમ, ધ્વન્યાત્મક શબ્દ ! તે શબ્દમાં ભાવના આરોપી, તે શબ્દની ગતિ સૂક્ષ્મશરીરમાં કરાવી, ત્યાં 'ભાવ'અણુઓને પ્રસારવા તેનું નામ તે નામસ્મરણ. 'ભાવ' અણુઓ સકડવાનું સાધન ધ્વન્યાત્મક શબ્દ છે ! અને ધ્વન્યાત્મક શબ્દ અને 'ભાવ'નું સંયુક્ત જોડાણ તે નામસ્મરણ કહેવાય છે.

ધ્વન્યાત્મક શબ્દ ઠેઠ સૂક્ષ્મ પ્રકૃતિમાં પ્રવેશી શકે છે, અને તે પ્રકૃતિમાં 'ભાવ' અણુઓને પ્રસરાવી શકે છે ! ધ્વન્યાત્મક શબ્દ મન દ્વારા આંતરિક પ્રકૃતિમાં જઈ, લય પામે છે: સાથેસાથે 'ભાવ'અણુઓને પણ તે પ્રકૃતિપ્રવાહમાં લય પમાડી, ભેળવી દે છે ! એવી રીતે ઉપરાઉપરી ધ્વનિ કરવાથી, અને એ ધ્વનિ દ્વારા 'ભાવ'અણુઓનો પ્રવાહ વહાવવાથી, આંતરિક પ્રકૃતિમાં 'ભાવ'અણુઓનો જથ્થો વધી જાય છે અને સૂક્ષ્મ શરીર ક્રમેક્રમે શુદ્ધ થઈ જાય છે !

ઉપર કહ્યું તે 'ધ્વન્યાત્મક શબ્દ' ગમે તે પદ્ધતિથી યોજવામાં આવે છે. ધ્વનિ ગમે તે હોય—દાખલા તરીકે 'રામ, કૃષ્ણ, ૐ, સોહંમ' વગેરે—પરંતુ તે ધ્વનિ અંતર્ગત 'ભાવ'અણુનો પ્રવાહ નક્કર જોઈએ ! ધ્વનિનું મહત્ત્વ નથી. ધ્વનિ તો તે 'ભાવ'અણુઓને વહન કરાવનારું સ્થૂળ સાધન છે. 'ભાવના' વસ્તુ સૂક્ષ્મ છે ! અને એ ભાવનાના સાત્ત્વિક અણુઓથી જ આંતરિક પ્રકૃતિ—મલિનપ્રકૃતિ સુધરી શકે તેમ છે: તો પછી તે 'ભાવ'અણુઓને આંતરિક પ્રકૃતિ સુધી પહોંચાડવાનું કાંઈ સાધન તો જોઈએ ને ? અને ધ્વન્યાત્મક શબ્દ સિવાય એકે એવું સાધન નથી, કે તે આંતરિક સૂક્ષ્મ પ્રકૃતિને અસર કરી શકે ! એક શબ્દશક્તિ જ એવી છે, કે મન, બુદ્ધિ, અંતઃકરણ સુધી પહોંચી અસર કરી શકે છે. પરંતુ એકલા શબ્દધ્વનિથી પ્રકૃતિને કાંઈ અસર થતી નથી ! એવા તો લાખો શબ્દો આપણે બોલીએ છીએ !

આ નિયમ સારી અને નરસી બંને બાજુએ લાગુ પડે છે: ભાવનાઅણુઓ એટલે સારી ભાવનાયુક્ત અણુઓ અને નઠારી ભાવનાયુક્ત અણુઓ ! ધ્વનિની અંતર્ગત ખરાબ ભાવના હોય તો તે ખરાબ જ અસર કરે.

ટૂંકામાં નામસ્મરણ એટલે ધ્વનિપ્રવાહ દ્વારા, આંતરિક પ્રકૃતિમાં સાત્ત્વિક ભાવ-પરમાણુઓનું વહન કરાવવું તે ! શબ્દની સાથે 'ભાવના'નું આરોપણ કરી, તેનો ઉચ્ચાર કરવાથી, તે ઉચ્ચારણધ્વનિ, તે ભાવનાસહ આંતરિક પ્રકૃતિમાં પ્રવેશી જાય છે, અને આપોઆપ તે શબ્દધ્વનિ—અંતર્ગત ભાવના ત્યાં પ્રસરી જાય છે.

આવી રીતે વારંવાર ઉચ્ચાર કરવાથી, તે ધ્વનિ દ્વારા 'ભાવના'નો પ્રવાહ એકધારો વહેવા માંડે છે અને કાળે કરી, ભાવપર-માણુઓનો જથ્થો વધવાથી, સૂક્ષ્મ શરીર—આંતરિક પ્રકૃતિ પલટાવા માંડે છે—આ બધી ક્રિયા વિજ્ઞાનની પદ્ધતિએ જ થાય છે. તે વૈજ્ઞાનિક ક્રિયા કઈ રીતે થાય છે તે જોઈએ.

શબ્દધ્વનિ સાથે ભાવનાનો (ભાવ-અણુઓનો—ભાવના એ એક અતિ સૂક્ષ્મ દ્રવ્ય છે—પ્રકૃતિનું દ્રવ્ય છે, એટલે 'ભાવના'નાં પણ પરમાણુઓ હોય છે) પ્રવાહ વહેવા માંડે છે તે ભાવનાપ્રવાહ આંતરિક પ્રકૃતિમાં જઈ ઠલવાય છે. કાળક્રમે તે ભાવનાનો જથ્થો વધી જવાથી, ત્યાં સાત્ત્વિક પરિણામ

પ્રગટે છે એટલે કે આનંદ, શાંતિ, શક્તિ, સ્થિરતા વગેરે જ પ્રગટે છે!

*

નામસ્મરણથી મન સ્થિર થાય છે મન સ્થિર થતા આનંદ પ્રગટે છે નામસ્મરણ બુદ્ધિને સાફ કરી, તેનો વિકાસ સાધે છે, એનાથી અંતઃકરણ વિશાળ–અતિ વિશાળ થાય છે અંતરમાં નવીન સૌંદર્ય પ્રગટે છે! મન નિસ્તરંગ થતુંથતું વિશાળ સાગરની સપાટી જેવું પ્રશાંત બને છે, મહાશાંતિની હવા ત્યાં સ્ફુરે છે, આંતરિક પ્રદેશમા સૌંદર્યના ઉપવનો ખડાં થાય છે સુગંભીર ભાવના પ્રગટ થાય છે, મન સદા ઊંચે ને ઊંચે ચડતું જાય છે, આનંદના મોજા મન ઉપર આવીઆવીને અથડાય છે અને ત્યાંથી સ્થૂળ શરીરમા પણ આનંદ પ્રસરે છે!

આપણે ટૂંકમા સમજી લઇએ, કે નામસ્મરણ એટલે આંતરિક પ્રકૃતિને સાફ કરનારું માનસિક યંત્ર! પદ્ધતિસરનું નામસ્મરણ ગણ્યા દિવસમા પરિણામ લાવે છે તે એક પ્રયોગ છે તેના ઉપર સંકુચિત ધર્મભાવનાનાં (વાસ્તવિક ધર્મભાવનાનાં નહિ) પડ જામ્યા છે, તેને ઉખેડી જુઓ અંદરૈ નવીન સુસુપ્ત શક્તિ પડી છે તે વેવલાપણું નથી આંતરિક પ્રકૃતિ ઉપર અસર કરતો વિજ્ઞાનનો એ તો એક મહાપ્રયોગ છે!

★

એક હતુ શિયાળ

પોતાના ખોરાક માટે એક વખત એ ભટકતુ હતુ, ત્યારે એક ઝાડ તળે એ આવી ચડ્યું આમતેમ એ ફરતુ હતુ, ત્યા અચાનક એણે એક મોટો ભયંકર અવાજ સાભળ્યો અને તેથી તે ગભરાઈને આમથી તેમ ભાગાભાગ કરવા લાગ્યુ ઓચિંતું જ પાછળ જોયુ તો એક મોટુ નગારુ પડેલુ હતુ

એને થયુ 'આ જનાવર કેવુ! આવી જાતનો અવાજ કરનાર પ્રાણીને મે કેમ આટલા બધાં વર્ષોમા કદીયે જોયુ નહિ! લાવ, પાસે જઈ મૈત્રી તો બાધુ નવા માણસને સમજવા માટે સૌ પ્રથમ તો એની મિત્રતા બાધવી પડે, કે જેથી એ કેટલા પાણીમા છે તે પરખાઈ જાય!'

એમ વિચારી એ પાસે ગયુ

પણ નગારુ તો સ્થિર પડ્યુ હતુ ન હાલે કે ન ચાલે–જાણે મુડદુ જ! તો શુ અવાજ કરી એટલામા એ પ્રાણી મરી યે ગયુ? કેમ બોલતુ નથી? કહી એ વધુ નજીક ગયુ ત્યા એકદમ અવાજ થયો તડિંગ! હા હા વાત સમજાઈ, એ તો પેલા ઝાડ પરથી પવનને લીધે ડાળખી નગારા પર પડતી હતી એટલે અવાજ થતો હતો! પણ નગારાને અવાજ ક્યાથી? વળી પાછી વાત ધ્યાનમા આવી કે એ તો એક નવી ચીજ ઉપર ચામડુ હતુ એટલે આમ થતુ હતુ

હવે શિયાળનો ભય દૂર થયો, એક વખત કોઈની ભીતિ દૂર કરી કે પછી આપણે માનવીઓ પણ એના અતિ ભૂંડા હાલ કરતા નથી? તેમાયે શિયાળ તો હતુ ભૂખ્યુ, એટલે એને થયુ કે લાવ આ ચામડાની અંદર તો જોઉં, આટલુ બધુ મોટુ છે તે અંદરથી કંઈ ખોરાક મળે તો!

અને અંતે પંજાના નહોર વડે એણે ખોતર્યું ચામડુ ફાટ્યુ શિયાળે અંદર ભરાઈને જોયુ પણ કંઈ જ મળ્યુ નહિ!

પોતાની આવી કરુણ દશા જોઈ નગારાએ વિચાર કર્યો

'રે ભૂંડા, હવે પસ્તાયે શુ ફાયદો? પહેલા અવાજ કરતી વખતે વિચાર કરવો'તો–અવાજ કરવા છતાંયે લડી લેવાની કશી યે તાકાત નહોતી ને માત્ર પહેલો અવાજ કરવામા–અને તે યે બીજાની–આ ઉપરના વડના ડાળખાની મદદથી અવાજ કરવાને લીધે જ–આ સ્થિતિ આવી પડી!'

શક્તિ વિના પરાવલબી ખોટી ગર્જનાઓ કરનારના આવા જ હાલ થય ને!

×

# બાપુની જીવનકથાનાં પાનાં

*

સંગ્રાહક :
શ્રી. સોપાન

પરમ પૂજ્ય બાપુની આત્મકથાનાં થોડાંક વધુ પાનાં આ અંકમાં રજૂ કર્યાં છે. 'અખંડ આનંદ'ના વાચકોએ બાપુનું સમગ્ર જીવનચરિત્ર મેળવીને વાંચી લેવું જોઈએ. એમના સત્યના પ્રયોગોની કથામાં દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ વિશે પ્રમાણમાં ઓછું આવે છે; એ માટે 'દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ' ભાગ ૧-૨ વાંચી લેવાં જોઈએ. આ પાનાંઓ અહીં રજૂ કરવાનો ઉદ્દેશ ઉપરની કથાઓની માત્ર ઝાંખી કરાવવાનો જ છે.

આફ્રિકાના સત્યાગ્રહ વિષે બાપુએ પોતે જ 'દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ' નામથી પુસ્તક લખ્યું છે. જગતને મળેલી બાપુની મોટામાં મોટી ભેટ સત્યાગ્રહ. એનો મર્મ સમજવા ઇચ્છનારે એ પુસ્તકના બન્ને ભાગો વાંચી જવા જોઈએ. એ પછી પોતાની જીવનકથા દ્વારા આફ્રિકાના સત્યના પ્રયોગો એમણે આત્મકથામાં વિસ્તારથી આલેખ્યા છે. એ બધું વિગતવાર જાણવું જોઈએ, પણ તે માટે 'આત્મકથા'નું વાચન અનિવાર્ય છે. અહીં તો એની રેખાઓ પણ આપણે માંડમાંડ જોઈ શકીશું.

એમ લાગે છે કે, અહીંથી બાપુના જીવનમાં ભારે મોટો પલટો છે. આટલા વર્ષમાં જે કંઈ બન્યું તેમાં બાપુ પોતે જ પોતા વિષે નિર્ણય કરનાર નહોતા, તેમ કંઈક અંશે સંયોગોને આધારે ચાલતા હતા. આફ્રિકામાં રહેવાનો નિશ્ચય કર્યો ત્યારથી એમણે જાતે ખૂબ ચીવટપૂર્વક જનતાનું અને પોતાનું જીવનઘડતર આરંભ્યું. આફ્રિકાના કાળા કાયદા સામે એમણે ધર્મયુદ્ધ આદર્યું. એ વખતે સત્યાગ્રહમાં કોઈ સમજતું નહોતું. બાપુને આ શબ્દપ્રયોગ શોધતાં વાર લાગી હતી, પણ એમના દિલમાં તો દીવો થઈ ગયો હતો.

બાપુ આફ્રિકામાં રોકાયા કે તરત જ કામનો પ્રારંભ થયો. સત્યાગ્રહીને છાજે તે રીતે સર્વપ્રથમ કાળો કાયદો દૂર કરવા એમણે કાયદેસરની પ્રવૃત્તિનો આશ્રય લીધો. અરજીઓ વગેરે કરી ન્યાય મેળવવાનો પ્રયત્ન કર્યો. બાપુ સામે કેટલાક વ્યાવહારિક સવાલો એ જ વખતે ઊભા થયા. એમણે વકીલાતની સનદ મેળવી અને ઘર શરૂ કર્યું. આફ્રિકાના પ્રશ્નો ઉકેલવા એક સંસ્થાની જરૂર હતી. ૧૮૯૪ના મેની ૨૨મી તારીખે 'નાતાલ ઇન્ડિયન કોંગ્રેસ'ની સ્થાપના થઈ. એ વખતે બાપુની ઉંમર ૨૫ વર્ષની જ હતી. આપણે બાપુને પ્રૌઢ અને વૃદ્ધ જોયા છે, એટલે એમણે પોતાની જુવાનીમાં જે અદ્‌ભુત કાર્યો કર્યાં, તે પૂરેપૂરાં આપણી નજરમાં આવતાં નથી. આ વખતે બાપુના જીવનમાં ધર્મભાવના વિકસતી જતી હતી—પ્રથમ જિજ્ઞાસા, પછી નિરીક્ષણ અને છેવટે પ્રયોગ; પરંતુ એ ત્રણે ક્રિયા અત્યંત ઝડપથી ચાલતી હતી. તેઓ જ્યાં જતા ત્યાં ધાર્મિક પુરુષોનો સહવાસ એમને મળી જ જતો. અંતરનું આકર્ષણ જ એમાં કારણભૂત હશે.

હિંદીઓને ગુલામ બનાવનારી ગિરમિટિયાની પ્રથા સામે બાપુએ મોરચો

જમ્યા પછીની બીજી પળે

મુખશુદ્ધિ માટે



સ્વાદિષ્ટ સુખવાસો, ધાણાદાળ,
અને શુદ્ધ બોરલી સોપારી
કાચી તથા શેકેલી
ખરીદવાનું મુંબાઈનું જાણીતું મથક

**એમ. નાનાલાલ સોપારીવાલા**

ભુલેશ્વર, કબૂતરખાના, હાઉજીગલી સામે,
ટે. નં. ૨૦૭૨૦ ] મુંબાઈ-૨

કાનનાં ભયંકર દર્દો માટે તુલસી કર્ણામૃત
અમારે ત્યાંથી મળે છે.

---

દરેક જાતનાં કપડાં ધોવા માટે
સર્વોત્તમ

**નં. ૧૧ અને ૨૦૨**

સાબુ વાપરવાનો આગ્રહ રાખો.

**મહેતા સોપ વર્ક્સ**

૧૧૮, ડી. વાલપાંખડી, મઝગાંવ
મુંબઈ નં. ૯ :: ફોન નં. ૪૨૮૧૯

ઉ. ગુજરાતના એજન્ટ:

**વિષ્ણુપ્રસાદ એમ. જોષી.**

શામળાવતનો માઢ, વિજાપુર

---

૩૦ વર્ષથી જાણીતી, બાળકોનાં
તમામ દર્દોની જગમશહૂર દવા

**બાલસાથી**

નડિયાદના વૈદ્ય જગન્નાથજીની બનાવેલી

બાળકોને વરાધ, રતવા, તાવ, ઉધરસ, ઉટાંટિયું, લીલા ઝાડા, પેટ ચડવું, હાંફારો, આંચકી, તાણ, દાંત આવતી વખતની પીડા વગેરે ખાતરીબંધ મટાડી તંદુરસ્ત અને આનંદી રાખે છે.

નકલી માલથી ચેતજો.

બધા દવાવાળા વેચે છે.

**વૈદ્ય જગન્નાથજી દ્વિવેદી**

વરાધ ઓફિસ: નડિયાદ

---

—ખાસ ઘટાડેલા ભાવે—
શાસ્ત્રીય પદ્ધતિથી ઉત્તમ પ્રકારનાં
ચશ્માં ગેરંટીથી બનાવનારા




ચશ્માં ખરીદતાં પહેલાં અમારા
શો રૂમની મુલાકાત અવશ્ય લેશો

**યુનિવર્સલ ઓપ્ટિકલ કું.**

સ્વદેશી માર્કેટ પાસે, ૩૪૦, કાલબાદેવી રોડ,
મુંબાઈ-૨

# ધી સિંધિયા સ્ટીમ નેવિગેશન કું. લિ.




હિન્દના નૌકા ઉદ્યોગના ધ્વજધારીઓ

મેનેજિંગ એજન્ટસ:

## નરોત્તમ મોરારજી એન્ડ કું૦

હિંદ અને સીલોનનાં તમામ મુખ્ય બંદરો પર આ સંસ્થાની શાખાઓ તથા એજન્સીઓ છે

**રાષ્ટ્રીય વહાણવટાને સહાયભૂત થાઓ.**

## કારગો એન્ડ પેસેંજર સર્વિસ

વહાણમાં મોકલવાના માલ માટે, દરિયાઈ મુસાફરી કરવા માટે વળી સ્ટીમર ઉપડવાની તારીખ વગેરે જાણવા માટે, સિંધિયા હાઉસ, ડાઉગેલ રોડ, બેલાર્ડ એસ્ટેટ, ફોર્ટ, મુંબઈ એ સરનામે પુછાવો અથવા ફોન કરો

| | |
|---|---|
| બી. એસ. એન.<br>આઈ સી એન<br>આર એસ એન.<br>ઈ એસ. એન. | કોંકણ, કરાચી અને દરિયાઈ સર્વિસ માટે ટેલીફોન નં. ૨૫૦૬૧—ચાર લાઈન |

સિંધિયા: ટેલીફોન નં. ૩૦૦૭૫—૭ લાઈન

નૂરના દલાલો:

**પીતાંબર એન્ડ કું. ટેલીફોન ન. ૨૪૦૬૬**

**કાનજી જાધવજી એન્ડ કું. „ „ ૨૫૭૪૪**

સબંધ ધરાવતી કંપનીઓ

ધી બૅંગાલ-બર્મા સ્ટીમ નેવિગેશન કં. લિમિટેડ
ધી ઈન્ડિયન કોઓપરેટિવ નેવિગેશન એન્ડ ટ્રે ક. લિ
ધી હજ-લાઈન, લિમિટેડ,
ધી બોમ્બે સ્ટીમ નેવિગેશન કંપની લિમિટેડ,
ધી ઈસ્ટર્ન સ્ટીમ નેવિગેશન કંપની લિમિટેડ,
ધી રત્નાગર સ્ટીમ નેવિગેશન કંપની લિમિટેડ,
ધી એર મર્ચન્ટ્સ ઓફ ઇન્ડિયા લિમિટેડ

૨૧૨૧૯ બુકિંગ ઑફિસ, ટ્રાફિક ડીપાર્ટમેન્ટ,
૮૨૨૩૧ જુદુ એંજિનિયરિંગ ઑફિસ, જુદુ
૨૫૭૪૪ માંડવી ઑફિસ

## સિંધિયા હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ.



'લાલ' એટલે વસ્ત્રોની ફેશનમાં સર્વોત્તમ
'લાલ'નું
કાપડ રંગ અને
ડીઝાઈનમાં
'મૃગામોહિની' માફક
મોહક હોય છે.
સાડીઓ,
ધોતિયાં, શર્ટીંગ,
કોટીંગ, ટોરિઆ, પોપલીન
અને તમામ પ્રકારનું
કાપડ
'લાલ'નું જ
વાપરો.
લાલ મિલ
અમદાવાદ

